॥ श्रीकृष्णाय नमः ॥

श्रीमद्वल्लभाचार्यप्रणीता

# श्रीसुबोधिनी (तामस) फलप्रकरण

( શ્રીમતી ટિપ્પણી, પ્રકાશ, આદિ ટીકાઓના આધારે ટિપ્પણ
તથા વિવેચન સહિત સરળ ગુજરાતી ભાષામાં તથા
श्रीपरिवृढाष्टक તેમજ स्फुरत्कृष्णप्रेमामृतम्
ના ગુર્જર ભાષાનુવાદ સહિત )

## ભા. ૨ ( अ० २–३ श्रीगोपीगीत સુધી )

અનુવાદક તથા પ્રકાશક,
જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ. એમ. એ.
( એન. એમ, પરમાનંદ પ્રાઈઝમેન ઓફ બૉમ્બે યુનીવરસીટી,
શ્રીબાળકૃષ્ણપારિતોષિકવિજેતા, શ્રી સૂરદાસજીની કવિતાનો
અર્થ વિવેચક તથા પુષ્ટિમાર્ગ એટલે શું ?
વગેરેના કર્તા. )



ઉત્કૃષ્ટ મુદ્રણાલયમાં. પટેલ. પુરસોતમ શંકરદાસે છાપી.
ઠે. રીચારોડ ગાંધીરોડ—અમદાવાદ.

સંવત્ ૧૯૮૧ પ્રત ૧૦૦૦

શ્રીવલ્લભાબ્દ ૪૪૭ પ્રથમા આવૃત્તિ.

છૂટક મૂલ્ય રૂ. ૧—૮—૦ ( પોષ્ટેજ જુદું. )

## ॥ अनुक्रमणिका ॥





## નિવેદન.

ભાગ ત્રીજામાં હવે બાકી રહેલા ફલપ્રકરણના ૪. ૫. ૬. ૭ અધ્યાયો આવશે. અર્થાત્ યુગલ ગીત સુધીનો સંપૂર્ણ વિષય આવશે. ભા. ૩ જા માટે પણ મારે સંપ્રદાયના ધનિક અને ભાવુક ભગવદીઓને અપીલ કરવાની ફરજ પડે છે. આ ભાગ બીજા માટે શ્રીયુત પટવારી રણછોડદાસભાઈ તથા શેઠ શ્રી ચિમનલાલ મોતીલાલ સામળબેચરવાળા તરફથી, તથા સ્વર્ગસ્થ હરજીવનદાસ પુરુષોત્તમના ટ્રસ્ટફંડના ટ્રસ્ટીઓ રાવ સાહેબ હરિભાઈ દેસાઈ આદિ તથા રા. મોતીલાલ ગોવિંદલાલ તરફથી—દરેક તરફથી રૂ. ૧૦૦ )ની મદદ માટે આશા મળી તેથી મુદ્રણનો આરંભ કરી શકાયો હતો. હવે માત્ર છેલ્લો ભાગ બાકી રહ્યો છે તે માટે પણ જો ઉપર પ્રમાણે દ્રવ્યની સાહાય્ય મળી આવશે, તો વખતસર ભાગ ત્રીજો વૈષ્ણવોના કરકમળમાં મૂકી શકાશે. પ્રથમ ભાગનાં પુસ્તકોમાં મારા તરફથી રોકાયેલી રકમ હજુ પાછી ફરી વળી નથી. એટલે ભા. ત્રીજાના આરંભ માટે બહારથી સાહાય્યની અપેક્ષા રહે છે. જો કોઈ તરફથી એ રીતની મદદ ન કરી શકાતી હોય તો સામટી કેટલીક નકલો લઈને પણ મદદ કરી શકશે.



# ॥ अर्पणम् ॥

અખિલ ભૂમણ્ડલાચાર્ય શ્રીમદ્દવલ્લભાધીશના પૂનીત વંશને અલંકૃત કરનાર, ભક્તિમાર્ગરૂપી કમલના પરિમલને સર્વ દિશાઓમાં ફેલાવનાર, સ્વપિતૃપ્રવર્તિત પથ પ્રચારના સુવિચારક, વાક્-સુધાથી ભક્તોના અંતઃકરણને આકૃષ્ટ કરનાર, અખીલ **શ્રીમદ્ ગોસ્વામી બાળકો તથા શ્રીવલ્લભાધીશની અનન્ય આશ્રિત પુષ્ટિ સૃષ્ટિને** ફક્ત **मार्मिकः को मरन्दानामन्तरेण मधुव्रतम्** એ કવિ ઉક્તિ અનુસાર શ્રીસુબોધિનીનું યથાર્થ સ્વરૂપ સમજી શકે છે તેમના કરકમળમાં આ દ્વિતીયભાગ અર્પણ કરવામાં આવે છે. સંપ્રદાયના સાહિત્ય ઉદ્યાનમાં અનેક નાનાં મોટાં વૃક્ષોની રસમંજરીઓ મ્હોરી રહી છે, અને તેમનો અલૌકિક પરિમલ વૈષ્ણવ સૃષ્ટિમાં વસન્તના અવતારની વધામણી આપી રહ્યો છે. કેટલા સહકારો ખીલી રહ્યા છે અને તેમની શીળી છાયાનો આશ્રય લઈને કેટલાએ અણગણ ભક્તવૃન્દ પંચમને લલકારી રહ્યા છે. આ વસન્તના નૂતન અવતાર કાળે પણ કેટલા ચૈતન્યના ફુવારાઓ ઉડી રહ્યા છે! આભની અટારીમાંથી કહેવાતી તમિસ્રાનાં પૂર ક્યારનાંએ ઉતરી ગયાં છે, અને પ્રભાતનાં અજવાળાં પ્રગટી રહ્યાં છે. તે પ્રકાશનાં સરોવરોમાં, ચૈતન્યના ફુઆરામાં, શાન્તિની કુંજોની શીળી છાયામાં, સુંદરતા અને મધુરતાની સ્રોતસ્વિનીના ઉપકણ્ઠ ઉપર વિહરવા અને વિશ્રામ લેવાની પ્રિયવૈષ્ણવ ગણ! તારી ઇચ્છા થતી નથી? સંપ્રદાયના સાહિત્યમાં બેઠેલી વસન્તનાં વધામણાંના ગીતમાં મુકતકણ્ઠે તું તારો આલાપ મેળવીશ નહિ? વ્હાલા વૈષ્ણવગણ! ઉઠ જાગ્રત થા, **उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत** એ ગીતા વાક્યનું સ્મરણ કર! શ્રીમદ્ વલ્લભાચાર્યના આદેશોને એકચિત્તથી શ્રવણ કર! અને આળસ તથા જડતાને છોડ! અંધકારનો ત્યાગ કરીને, તેજનાં જળને ઝીલ અને પ્રાચીન ભાવનાને શુદ્ધ સ્વરૂપમાં જીવનમાં ઉતાર, અને શ્રીકૃષ્ણચંદ્રમાં રતિ કરતાં શીખ. એજ છે જીવનનો આદેશ, અને જીવનનું અન્તિમ લક્ષ્ય. તારે માટે પણ આ પ્રયત્ન છે હોં?

**जेठालाल गोवर्धनदास शाह.**

# પ્રસ્તાવના.

આ તામસ ફલપ્રકરણ ઉપરના શ્રીસુબોધિનીનું મુદ્રણ કેવા સંજોગોમાં આરંભાયું હતું તેનું નિવેદન પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં કરવામાં આવ્યું છે. પ્રથમ ભાગની પ્રસિદ્ધિ વખતે અનુવાદકે એવી આશા બાંધી લીધેલી હતી કે શ્રીસુબોધિની માટે ૧૦૦૦ ગ્રાહકો મેળવવા મુશ્કેલ થશે નહિ પરંતુ એટલે આર્થિક સ્થિતિ નહિ હોવા છતાં આ કાર્યનો પ્રારંભ કરવામાં આવ્યો હતો. વૈષ્ણવોનો ઘણો વર્ગ સંસ્કૃત ભાષાથી અજ્ઞાત હોવાથી આવા પરમમાન્ય ગ્રંથનો ગુર્જરભાષામાં અનુવાદ થવો જોઇએ કે જેથી કરીને શ્રીમદાચાર્ય ચરણની વાક્સુધાનું પાન કરવા તથા ભક્તિરસનો આસ્વાદ લેવાને તેઓ ભાગ્યશાળી થઇ શકે. એ હેતુથીજ ગુર્જર ભાષામાં સરળમાં સરળ રીતે અનુવાદનું કાર્ય આરંભાયું છે. આવા ગ્રંથનું મુદ્રણ કોઇ પણ વ્યકિત સ્વતંત્ર રીતે કરે તેના કરતાં અમુક સંસ્થા તરફથી અગર શ્રીમદ્ગોસ્વામી બાળકો તરફથી થવું જોઇએ. એમ કહેવાની જરૂર નથી. જો કે શ્રીસુબોધિનીના કેટલાક ભાગના પ્રકાશન માટે છૂટી છૂટી પ્રવૃત્તિઓ શ્રીમદ્ગોસ્વામી બાળકો તરફથી થાય છે, પણ તે કેવલ સંસ્કૃતમાંજ જો થાય તો ઘણો વર્ગ તેનો લાભ લઇ શકશે નહિ એમ મારૂં માનવું છે. અત્યારે સંપ્રદાયમાં અન્તઃશુદ્ધિ તથા બાહ્યશુદ્ધિ માટે સાંપ્રદાયિક જ્ઞાનનો વિસ્તાર કરીને ભક્તિની નિર્મળ બાજુ સાંપ્રદાયિકોને તથા ઇતર બાહ્ય સૃષ્ટિને દેખાડવાની પવિત્ર ફરજ સંપ્રદાયના મહારાજશ્રીઓ, ધનિકો, વિદ્વાનો તથા શાસ્ત્રીઓની છે. આપણે આ કામમાં જેટલા પશ્ચાત રહીશું, તેટલું આપણું પ્રવૃત્તિબળ ઓછું થશે. અત્યારે યુગો પલટાયા છે. ભૂતકાળના ઇતિહાસની કેટલીક બાબતો તરફ અત્યારનો જડવાદનો જમાનો ઢાંક પીછોડો નાખવા મથે છે: આપણા ભંડારમા પડી રહેલા સિદ્ધાન્ત રૂપી મણિઓનું મૂલ્ય એ જડવાદનું ભૂત ઓછું કરવા મથે છે અને આપણા સામું ડોળા કાઢીને તે તરફ જોતાં અટકાવે છે. આ ભૂતને દૂર કરીને ભૂતકાળના પડમાં છૂપાઈ રહેલાં અનેક રત્નોનું મૂલ્ય આપણે તપાસવાનું છે. આ ગ્રંથનો આરંભ કંઇક અંશે એ દિશાનો પ્રયત્ન છે એમ સ્પષ્ટ રીતે કહેવાની જરૂર નથી.

પ્રથમ ભાગના નિવેદનમાં મેં ભાગ બીજા માટે નિરાશા દર્શાવેલી અને તે નિરાશાને માટે કારણ પણ હતું. કારણકે વૈષ્ણવો તરફથી તાત્કાલિક આ ગ્રંથને જોઇએ તેવો સત્કાર આપવામાં આવ્યો નહોતો. આથી દ્વિતીય ભાગ માટેની મેટર તૈયાર હોવા છતાં પણ મારૂં મન સંશયદોલા ઉપર ઝોકા ખાતું હતું, પણ શ્રીમદ્વલ્લભાધીશની પ્રેરણાથી બે ભગવદીય, વિદ્વાન્ અને સાહિત્યરસિક સંભાવિત ગૃહસ્થો તરફથી ગ્રંથના આરંભ માટે અપેક્ષિતદ્રવ્યની સાહાય્ય મળી આવી, અને મારી નિરાશામાં આશાનું કિરણ પ્રકાશ્યું. આ બે ગૃહસ્થોના નામાભિધાનથી વૈષ્ણવ સૃષ્ટિ પરિચીત છે, છતાં અહિંઆં–તેમની ઇચ્છા નહિ છતાં પણ અલ્પ પરિચય કરાવવાની જરૂર છે. એક ગૃહસ્થ તે આપણા **જ્ઞાનવૃદ્ધ તથા વયોવૃદ્ધ ભગવદીય સંપ્રદાયના એક સાક્ષર. મોરબી સ્ટેટના દિવાન સાહેબ શ્રીયુત રણછોડદાસ વૃન્દાવનદાસ પટવારી** બી. એ. એલ. એલ. બી. છે. તેઓ આંગ્લભાષામાં નિષ્ણાત હોવા છતાં, તેમનામાં સંપ્રદાય માટેની કેટલી ધગશ છે તે એમણે ભૂતકાળમાં સંપ્રદાયની કરેલી સાહિત્યસેવાથી સર્વ કોઇ જાણે છે. શ્રીવૈષ્ણવ પરિષદ્‌ના કેટલાક સંચાલકોમાં તેઓ પણ અગ્રગણ્ય હતા; અને તેના માનનીય મંત્રીનાં પદને શોભાવવાને ભાગ્ય-

શાળી બન્યા હતા. વળી તેમણે કેટલાક સમય સુધી "પુષ્ટિસુધા"નામના સાંપ્રદાયિક માસિકના સંચાલક તરીકે પણ કામ કર્યું હતું. અત્યારે પણ રાજ્યકાર્યનો વિષમ ફરજનો બોજો તેમને વહન કરવાનો હોવા છતાં પણ સંપ્રદાયનું હિત સાચવવાને તેઓ કેટલા તત્પર છે તે સૌ કોઇ જાણે છે. તેમણે આ શ્રીસુબોધિનીના દ્વિતીય ભાગના મુદ્રણ માટે રૂ. ૧૦૦)નું ઉત્તેજન આપીને કામનો આરંભ કરવાને મને પ્રથમ પ્રેર્યો—પણ એટલી સહાય્યથી કાર્યનો આરંભ થઇ શકે એમ મને જણાયું નહોતું તેથી હું કેટલાક દિવસ સુધી મુદ્રણનું સાહસ કરતાં ખંચકાતો હતો, એટલામાંજ શ્રીવલ્લભાધીશનું પ્રેરકબળ બીજી દિશામાંથી આવ્યું. તે બળ **વડોદરાના સુપ્રસિદ્ધ નાગરિક તથા સાંપ્રદાયિક સાહિત્યના રસિક મર્મજ્ઞ ભગવદીય શ્રેષ્ઠી ચીમનલાલ મોતીલાલ સામળ બહેચરવાળા** તરફથી આવ્યું. તેમણે પણ પોતે પત્રદ્વારા શ્રીસુબોધિનીના મુદ્રણ કામમાં ઉત્તેજન આપવાને માટે રૂ. ૧૦૦)ની સાહાય્ય કરવા સંબંધીનો પત્ર મને મોકલાવ્યો, અને કામ ચાલુ રાખવાને સૂચવ્યું. મારે જણાવવું જોઇએ કે મેં કેટલાક સાંપ્રદાયિક ધનાઢ્ય શ્રીમન્તોને શ્રીસુબોધિનીના ત્રણે ભાગમાં અમુક અમુક સામટી નકલો લઇને ઉત્તેજન આપવા સંબંધી મુંબઇ તથા અમદાવાદમાં પત્રિકા લખી જોઇ હતી, છતાં પણ મને તેમાં કોઇ પણ આશાનો ચિન્હો જણાયાં નહિ. શ્રીમન્ત વર્ગ તરફથી તથા અન્ય ભાગ્યશાળી વૈષ્ણવો તરફથી જે ઉદારતાની અપેક્ષા રાખી શકું તેમાં હું હતાશ થયો હતો પણ તેવે સમયે શેઠશ્રી **ચીમનલાલભાઈએ** આ રીતે ઉત્તેજન શ્રીસુબોધિની માટે આપીને શ્રીમદ્ વલ્લભાધીશ તરફ પોતાનો પ્રેમભાવ જે વ્યક્ત કર્યો છે, તથા આ રીતે જે નામસેવા કરી છે, તે માટે હું તેમનો ખાસ ઉપકૃત થઉં છું. શ્રીયુત **પટવારીએ** તો અનેક રીતે સ્વતંત્ર તથા પરોક્ષ રીતે નામસેવા કરી છે, અને તેથી સંપ્રદાયના વૈષ્ણવો તેમના ઉપકૃત છેજ એ વીશેષ રીતે અહિંઆં જણાવવાની જરૂર નથી. સ્વ હરજીવનદાસ પુરુષોત્તમદાસના ટ્રસ્ટફંડના ટ્રસ્ટીઓ રાવસાહેબ **હરિભાઈ દેસાભાઇ** દેસાઇ બી. એ. એલ. એલ. બી. તથા ભગવદ્ધર્મપરાયણ શ્રીયુત **મોતીલાલ ગોવિંદલાલ શાહે પ્રથમ** ભાગ માટે રૂ. ૧૦૦) ની મદદ આપીને મને આભારી કર્યો હતો. આ ભાગ માટે પણ તેમના તરફથી તેટલી મદદની આશા મળી છે તેથી તેમનો ઉપકૃત થયો છું.

પ્રથમ ભાગમાં અશુદ્ધિઓ તથા ટાઇપની ફરિઆદ આવી હતી પણ આ ભાગમાં તે માટે ઘણો સુધારો કરવામાં આવ્યો છે. કેટલાક વૈષ્ણવોની ઇચ્છાને માન આપીને **परिवृढाष्टक** તથા **स्फुरत्कृष्णप्रेमामृतम्** એ બે ગ્રંથો ગુર્જર અનુવાદ તથા વિવેચન સહિત આપવામાં આવ્યા છે. ભાઇ દિનકિંકરે આ ભાગ માટે બે લેખો મોકલી આપ્યા છે. ૧ શ્રી ગોપીગીત (પ્રસ્તાવના માટે) અને ૨ "સુબોધિનીનું ફળ—વિરહ અને દીનતા" માટે તેમનો પણ શિષ્ટાચાર પ્રમાણે ઉપકાર માનવો જોઇએ.

એક મુંબઇવાસી સાંપ્રદાયિક સાહિત્યમાં ઉત્સાહ ભર્યો ભાગ લેનાર ભગવદીય ભાઇએ પ્રથમ ભાગના પુસ્તકના વિક્રયમાં મને ઘણી સાહય્ય આપી છે, અને કંઇક અંશે મને ચિન્તામાંથી મુક્ત કર્યો છે તેમના તથા જે ગૃહસ્થોએ પાંચથી વધારે પુસ્તકો ત્રણે ભાગને માટે લઇને મને ઉત્તેજન આપ્યું છે (તેમનાં નામ આ પુસ્તકમાં પ્રસિદ્ધ કર્યા છે.) તે તેમનો તેમજ આ ભાગ માટે ગોચારણ લીલાનો બ્લોક આપવા બદલ સાંપ્રદાયિક બુકસેલર લલુભાઇ છગનદાસ તથા શ્રી આચાર્યજી અને સાત બાળકોનો બ્લોક આપવા બદલ ચોકસી મોહનલાલ નાનાલાલનો આભાર માનું છું.



# શુદ્ધિપત્રક.

પૃ. ૬૪ની ફુટનોટમાં "ભક્તિમાર્ગમાં દૈન્યની ખાસ આવશ્યકતા છે" એ વાક્યમાં "દૈન્ય" શબ્દને બદલે દૈત્ય શબ્દ કેટલીક પ્રતોમાં છપાયો છે અને પૃષ્ઠ ૭૨ ની નીચે "શ્રીસુબોધિનીનું ફળ–વિરહ અને દીનતા એ લેખના લેખક "રા. દિનકિંકરનું" નામ રહી ગયું છે તો તે સુધારીને વાંચવું. વળી પૃ. ૧૬૫ ઉપર શ્રીવલ્લવીશાન્તરનું ભાષાન્તર શ્રીકૃષ્ણ (ગોપીપતિ) જેમના હૃદયમાં છે તેમ વાંચવું. બનતાં સુધી ભૂલો સુધારી છે છતાં કેટલીક વખત સુધાર્યા છતાં યંત્રમાં અક્ષર ઉપડી ગયા છે તેનું શુદ્ધિપત્રક નીચે પ્રમાણે છે.

## પ્રસ્તાવના.

| પૃ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ | પૃ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૫ | **क्रमा-त्रय:** | **क्रमा-त्रय:** | ૯૪ | ૯ | મુક્ત મુક્ત | મુક્ત |
| ,, | ૮ | **रूप्यते** | **रूप्यते** | ,, | ૨૭ | પ્રપતિ | પ્રપત્તિ |
| ૪ | ૧ | ઉદ્દેશ | ઉદ્દેશ | ૯૫ | ૪ | પ્રાતજ્ઞા | પ્રતિજ્ઞા |
| ૧૩ | ૨૭ | **अष्टाविशे** | **अष्टाविंशे** | ૯૬ | ૧૨ | કહેલું | કહેવું |
| ,, | ૨૯ | **स्वभावाद** | **स्वभावात्** | ૯૭ | ૩૫ | સ્ત્રીઓ | સ્ત્રીઓ |
| ૧૫ | ૨૯ | **किलश्यमानान** | **क्लिश्यमानान्** | ૯૧ | ૨૨ | **नं** | **न** |
| ,, | ૧૫ | રસાસક્તિનું | રસાસક્તિનો | ,, | ૨૮ | માહાત્મયસક્તિ | માહાત્મ્યાસક્તિ |
| ,, | ૧૬ | હોવાં | હોવા | ૧૧૮ | ૨૫ | ાનદે છે | નિંદે છે |
| ,, | ૨૭ | વ્રત્રાસુર | વત્સાસુર | ૧૧૮ | ૨૬ | **त्रुढि** | **त्रुटि** |
| ૫ | ૩૩ | કરલા | કરવા | ૧૧૯ | ૩૧ | આધકારી | અધિકારી |
| ૧૦ | ૯ | ચષ્ટાઓ | ચેષ્ટાઓ | ૧૫૨ | ૪ | ાવરહા | વિરહા |
| ,, | ૧૭ | **वद्न्तरवहि** | **वदन्तर्बहि:** | ,, | ૧૦ | અથો | અર્થો |
| ૧૩ | ૩૦ | સવ | સર્વ | ,, | ૧૭ | તનો | તેનો |
| ૬૫ | ૪ | **तता** | **ततो** | ,, | ૨૫ | છ | છે |
| ૭૨ | ૩૫ | **क्रिया** | **क्रिया** | ,, | ૨૫ | પ્રમાદ | પ્રમોદ |
| ૭૪ | ૫ | **निर्गणा** | **निर्गुणो** | ૧૫૪ | ૨૨ | ાવશિષ્ઠ | વિશિષ્ઠ |
| ૭૪ | ૬ | **चतुविधा** | **चतुर्विधा** | ૧૫૫ | ૧૮ | ાનઃસાધન | નિઃસાધન |
| ૭૭ | (શ્લો.બી.લી.) | ાનત્ય | નિત્ય | ૧૫૮ | ૨૮ | **शृङ्गार** | **शृङ्गारं** |
| ૭૮ | ૨૬ | ાવરહ | વિરહ | ૧૫૯ | ૯ | અન્તરઙગ | અન્તરઙ્ગ |
| ૮૦ | ૨૮ | ાવચાર | વિચાર | | | | અને આરોપ મૂકે છે |
| ૮૬ | ૨૫ | ચૌર્યાાભાનવેશ | ચૌર્યાભિનિવેશ | ૧૬૭ | ૧૮ | (બેવડાઇ ગયું છે.) | |
| ૮૮ | ૭ | ાનર્બંધ | નિબંધ | ૧૬૮ | ૧૩ | **भतोऽस्त्यपि** | **भूतोऽस्त्यपि** |
| ,, | ૧૨ | ાનવાસ | નિવાસ | ૧૭૬ | ૯ | सुरतताथ | सुरतनाथ |



## શ્રી સુબોધિનીના દરેક ભાગની પાંચ કરતાં વધુ નકલો લઇને ઉત્તેજન આપનાર સંભાવિત ગૃહસ્થોનાં નામ.

| | | નકલો |
|---|---|---|
| ભગવદ્ધર્મપરાયણ શેઠ શ્રી ખીમજીભાઈ લક્ષ્મીદાસ જે. પી. | મુંબઇ | ૨૫ |
| ,, ,, હરિદાસ ધનજી મૂળજીભાઈ ,, | મુંબઇ | ૨૭ |
| ,, ખુટાલા છોટાલાલ કાળીદાસ મોડાસા હાલ | મુંબઇ | ૧૦ |
| રા. સવનીધરાય નરસિંઘરામ મેહ | મુંબઇ | ૫ |
| ,, મથુરદાસ લાલદાસ | મુ. મોડાસા | ૧૦ |
| ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી (ભાગ ૧ લા માટે) | અમદાવાદ | ૨૦ |
| શેઠશ્રી ચીમનલાલ ગીરધરલાલ તથા પોપટલાલ ગીરધરલાલ નગરીવાળા | અમદાવાદ | ૫ |
| શેઠશ્રી જીવણલાલ ગીરધરલાલ | અમદાવાદ | ૫ |
| રા. નારણદાસ કેશવલાલ શાહ કોલમર્ચંટ | અમદાવાદ | ૫ |
| એક સ્નેહીભાઇ | મુંબઇ | ૭૫ |

## સુધારો.

શ્રી સુબોધિનીના મુદ્રણનો આરંભ કરતી વખતે રાસપંચાધ્યાયી સુધીનો વિષય લેવાની યોજના હતી. તેથી પ્રથમ ભાગનું નામ શ્રીસુબોધિની (રાસપંચાધ્યાયી) હતું પણ વૈષ્ણવોની ઇચ્છાને માન આપીને આખા ફલપ્રકરણનો વિષય યુગલ ગીત સુધીનો આમાં સમાવવાનો હોવાથી આ પુસ્તકનું નામ "શ્રીસુબોધિની (તામસ) ફલપ્રકરણ" આ ભાગથી રાખવામાં આવ્યું છે. રાસપંચાધ્યાયી તથા તે પછીના બે અધ્યાય સંપ્રદાયની પરિભાષામાં તામસફલપ્રકરણ કહેવાય છે, માટે તે નામ અહિંઆં રાખ્યું છે. ત્રીજા ભાગમાં બાકીનો આખા તામસ ફલપ્રકરણનો વિષય આવશે.

## વૈષ્ણવોએ ખાસ વાંચવા તથા મનન કરવા લાયક.

શ્રીસુબોધિનીના ગ્રાહકોને ખાસ લાભ તરીકે મુંબઇનિવાસી ભગવદીય કિસનદાસ સુગંધી તરફથી મુદ્રિત થયેલો **શ્રીગુસાંઇજીકૃત**

**ભક્તિહેતુનિર્ણયઃ** અસલ સંસ્કૃત તથા સરલ ગુજરાતી અનુવાદ સહિત અસલ મૂલ્ય ૦-૮-૦ છે પણ ૦-૫-૬ થી કિંમતે નીચે લખવાથી મળી શકશે.

(૧) **કિસનદાસ પુરૂષોતમદાસ સુગન્ધી** છીપીચાલ નં. ૨ મુંબઇ

(૨) **જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ** માંડવીની પોળમાં શેઠની પોળ પીંપળાવાળો ખાંચો—**અમદાવાદ.**

---

દયારામભાઇની વાણીની પ્રસાદી તમે ચાખી હશે ?

તેમનું અતિ પ્રસિદ્ધિને પામેલું પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તોથી ભરપુર "**ભક્તિપોષણ**" કાવ્ય ટીકા તથા અર્થ સહિત મુદ્રિત થયું છે. મૂલ્ય ફક્ત ૦-૧-૬. પોસ્ટેજ જુદું લખો.

**મણિલાલ જગજીવનદાસ.**
મંત્રી પુષ્ટિમાર્ગીય મંડળ ગોધરા.

---

### શ્રીસુબોધિની પુસ્તકો છુટક નીચેના સ્થળેથી મળી શકશે.

(૧) જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ માંડવીની પોળમાં શેઠની પોળ પીંપળાવાળો ખાંચો

(૨) રા. દીનકિંકર વૈષ્ણવ ધર્મપતાકા ઓફીસ અમદાવાદ.

(૩) લલ્લુભાઇ છગનલાલ દેસાઇ બુકસેલર ભક્તિમાર્ગીય ગ્રંથમાળા રીચીરોડ નં. ૧૧૦ અમદાવાદ.

(૪) ચુનીલાલ કૃષ્ણારામ બુકસેલર મોટું મંદિર ભૂલેશ્વર.

(૫) પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય નડિઆદ

(૬) પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય ધંધુકા

(૭) પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય દશાશ્રીમાળીની વાડી ગોધરા

(૮) શાસ્ત્રી પુરુષોતમ પીતાંબરદાસ પુષ્ટિમાર્ગીય પાઠશાળા વાડાશિનોર

(૯) ફુલચંદ ગોવર્ધનદાસ શાહ ઠે. ગોરિઆદા ફળીઆમાં નવપરામાં મુ. પાદ્રા.

(૧૦) મર્જાદી રણછોડલાલ મનસુખરામ મુ. લખતર

(૧૧) મહેતા પુરુષોત્તમદાસ જમનાદાસ શેષનારાયણના મંદિર પાસે ચાંદોદ.

વૈષ્ણવો પાઠ કરી શકે તેટલા માટે **સ્ફુરત્કૃષ્ણ પ્રેમામૃતમ** જેમાં શ્રીગુસાંઇજીએ શ્રીમહાપ્રભુજીની માત્ર લીલાનું વર્ણન કર્યું છે તે મૂળ સંસ્કૃત, તેના પદાર્થ, અન્વયાર્થ તથા વિવેચન સહિત ગુજરાતીમાં છપાવ્યો છે. કિંમત માત્ર ૦-૦-૬. વૈષ્ણવોમાં મફત વેહેંચવા લેનારને છુટક રૂ. ૩-૦-૦ માં ૧૦૦ પ્રતિઓ મળી શકશે.

લખો. **જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ.**

શ્રીમદ્ વલ્લભાધીશ, શ્રીવિઠ્ઠલેશ અને તેમના સાત લાલ.



## ૧

# "નિરોધ" એટલે શું?

જીવનની અટપટી, અશાંતિકર ધમાલને ઘડીભર દૂર રાખીને, જો આપણે શાન્તિની ઝાંખી કરવાને, કોઈ નદી તથા સરોવરના તટ ઉપર રહીને દૂર ક્ષિતિજમાં અસ્ત પામતા સૂર્યના અન્તિમ કિરણોને તથા સંધ્યાના રંગો ને તેમજ સ્વચ્છ સરોવરના નિર્મળ જળમાં ડૂબેલા ભૂરા આકાશને તથા તેમાં ઉંધે મુખે લટકતા તરુ વૃન્દને, રજની કાલે કુસુમિત વનસ્થળી ઉપર અમીરસનું સિચ્ચન કરતા રૂપેરી ચંદ્રને, અગર ભૂરા વ્યોમ વિશે મેઘમાળથી સુશોભિત ગિરિરાજની ભવ્યતાને નિહાળીએ, તો ખરેખર આપણને આપણા જીવનની અશાંતિમાંથી કંઇક શાન્તિનું ઝાંખુ દર્શન થયા વગર રહેશે નહિ. આપણું જીવન આજકાલ સંસારના વિષય પંકમાં એટલું બધુ ખરડાઇ ગયું છે કે, આપણો આત્મા મલીન થઇ ગયો છે. એક ક્ષણવાર પણ આપણને આપણે કોણ છીએ? જીવનમાં આપણું પરમ કર્તવ્ય શું છે? અને આ અહંતામમતાત્મક સંસારની બેડીથી આપણે શાથી આટલા બધા ઝકડાઇ ગયા છે? આ ઉપાધિઓમાંથી દૂર થવાનો કોઇપણ ઉપાય આપણી આગળ છે? અને હોય તો શાથી આપણે તે ઉપાયો કરી શકતા નથી–ઇત્યાદિ વિચારો બિલ્કૂલ પણ થતા નથી. એજ સંસારની અટપટી છે, "સંસાર" એ એવી વસ્તુ છે, કે તેણે ઘણા ઘણા તત્વચિંતકો, ઋષિ મુનિઓ વગેરેને ગુંચવણમાં નાખી દીધા છે. સર્વ કોઇ જાણે છે કે આ સંસાર હેય છે–ત્યજવા જેવો છે. તેનો અલ્પ ક્ષણ માટે સમાગમ, જીવના સ્વરૂપનું વિસ્મરણ કરાવનાર છે, છતાં કેટલાકો આ વિચારથી સંસારની ગાંઠ ઉકેલવાને પ્રયત્ન કરી રહ્યા છે? જ્યાં સુધી સ્થૂળજીવનના પડદાઓ તોડી નાખીને, તેના સૂક્ષ્મ પડોમાં આપણી દૃષ્ટિનો પ્રવેશ કરાવીશું નહિ ત્યાં સુધી યથાર્થ સત્ય વસ્તુનું આપણને જ્ઞાન થવું બહુજ દુષ્કર છે. સંસાર એટલેજ અસત્ય નશ્વર વસ્તુ. તે વસ્તુમાં આસક્તિ એટલે સત્ય વસ્તુથી વિમુખતા. સત્ય અને અસત્ય એ બન્નેનો વિવેક કરી જાણનારજ જ્ઞાની ગણી શકાય છે. આપણી અહંતા મમતાથી આપણને જે સંસાર દેખાય છે, તે અસત્ય છે–કારણકે તે પરમ સત્યસ્વરૂપ પરમાત્માએ રચેલો નથી. પણ અવિદ્યાના પાશમાં સપડાયેલ જીવ પોતાનું આનંદ સ્વરૂપ ભૂલી જઇને, આ સંસારની સૃષ્ટિને રચે છે, અને તેમાં જે કોઈ વિક્રિયા થતી અનુભવે છે, તે બધાનો કર્તા પોતે છે; તથા તે બધી તેની પોતાનીજ છે, એવા મિથ્યાભ્રમ જાળમાં ફસાઇને જે ઇષ્ટ વસ્તુ છે તેની સિદ્ધિ અગર પ્રાપ્તિ કરવાથી તે દૂર રહે છે. તે સંસારના કામ, ક્રોધ, મદ, મોહ લોભ ઇત્યાદિ ષડ્રિપુની સત્તાને વશ થઇને, રાગ દ્વેષ યુક્ત બની, અમુકનો ચાહનાર, અમુકનો ધિક્કારનાર થાય છે, અને તે રીતે જીવનમાં બુદ્‌બુદ્ સમાન સુખદુઃખની શ્રેણિને અનુભવે છે. તેના જીવનના પ્રત્યેક પ્રસંગે તે સમજે છે કે સંસારના રંગો સત્યની મૂર્તિને આકર્ષક બનાવી શકતા નથી, પણ ઉલટા તેમાં સૌંદર્યનો વિલોપ કરે છે. ખરૂં સત્ય તેજ હોઈ શકે કે જે નિત્ય છે, સ્થલ તથા કાલની મર્યાદાથી અવિચ્છિન્ન છે, જે સર્વાંશે

વાસ્તવિક છે તથા સુંદર છે તે સત્યની ઝાંખી તથા દર્શન—સંસારમાં રહીને સંસારી બનીને કરવું ઘણું દુર્લભ છે. અસત્યના પાશમાં રહીને અસત્યના વિરોધી સત્યના દર્શન કરવાની અભિલાષા તે વિષમજ ગણી શકાય. જો કોઇ પણ વસ્તુ અનુભવવી હોય, તો તેના અનુભાવકના સંસર્ગથીજ તે અનુભવાય છે. માટે જ્યાં સુધી આ અસત્ય રૂપ પાર્થિવ જીવનની મર્યાદાને ઉલ્લંઘી નથી ત્યાંસુધી તેની પેલી પાર આવેલી વિશાળ દિવ્ય જીવનની ભૂમિકા જેમાં સુંદરતાના સરોવરની વીચિમાળાઓ સતત સંગીત યુક્ત સ્વરથી નૃત્ય કરી રહ્યાં છે, તે સ્થાનમાં કદીપણ જઇ શકાયજ નહિ."

એ સત્યરૂપ—સૌન્દર્ય સ્વરૂપ પ્રભુને જીવનમાં ઓળખવા એજ જીવનનું પ્રાથમિક કર્તવ્ય છે—પરમ લક્ષ્ય છે. તે સૌંદર્ય તથા તેની સાથે રહેલી અદભૂત શાન્તિ નિહાળવાને, કેટલાકો કુદરતની ઉપાસના કરે છે. તેઓ "આકાશને આંગણે રંગબેરંગી સાથીયા પુરતી ઉષા, પ્રાતઃકાળના બાળ રવિને અર્ધ્ય અર્પતી, સરોવરના શાન્ત નિર્મળ નીરપર ઝુલતી પુષ્પ કાલિકાઓ: ઘડીમાં આછા નીલવર્ણની ઓઢણીતો ઘડીમાં સોનેરી ભરતથી ભભકતી સાડી સજતી સલુણી સંધ્યા, સરિતાના નિર્મળ નીરમાં મુખ ધોવા આકાશની અટારીએ ચઢતી ચંદા—આ સર્વ કુદરતી દ્રશ્યો નિહાળીને તેમનું અંતર આનંદ ઉર્મિઓથી ઉભરાઇ જાય છે, તેમનો આત્મા વિશાળતા અનુભવે છે, અને તેઓ સૌંદર્યની સૃષ્ટિમાં વિરહે છે" આનું કારણ એટલુંજ છે કે જેને તેઓ કુદરત કહે છે, અથવા જગત્ કહે છે, તે મનુષ્યની કૃતિ નથી, પણ પરમાત્માની કૃતિ છે. પરમાત્માની ઇચ્છાથી જ તેનો આવિર્ભાવ છે **પ कोहम् बहु स्याम्** એ શ્રુતિમાં જણાવ્યા પ્રમાણે સૃજન પૂર્વે આનંદઘન રસ સ્વરૂપ સત્ય બ્રહ્મની ઇચ્છા બહુ થવાની (રમણ કરવાને માટે)—થઇ. અને આ ઇચ્છા થતાંજ પોતે અનેક રૂપ બન્યા. નિઃસીમ નિરુપધિ સૌંદર્યને અનેક ઘટનાઘટનપટીયસી નિજશક્તિ રૂપ માયાથી અનેક બ્રહ્માણ્ડો તથા વિશ્વમાં રેલાવ્યું; જગત્ અગર કુદરતમાં રહેલું સૌંદર્યતો માત્ર નિઃસીમ સમુદ્રમાંથી ભરેલા જળકુમ્ભ સમાન છે, છતાં સંસારમાં ખોટા જણાતા મોહની સરખામણીએ તે ઘણેજ દરજ્જે અધિક છે; કારણકે તે સત્યસ્વરૂપ બ્રહ્મનુંજ અંશરૂપ છે.

એતો સામાન્ય સિદ્ધાન્ત છે કે વસ્તુ માત્રને જ્યારે આપણે અનંત ઘટમાળના મણકા રૂપે નિહાળીએ છીએ ત્યારે તેની ક્ષુદ્રતાને બદલે તેની વિશાળતા તથા સુંદરતા આપણે દષ્ટિગોચર કરી શકીએ છીએ. વિશ્વના સનાતન નિયમો ઉકેલવા હોય, દેખાતી વિવિધતામાં એકતા અનુભવવી હોય, કુદરતના પડદા પાછળ ઉભરાતા ચૈતન્ય વિહારી એ અગોચર સૌન્દર્યનાં દર્શન કરવાં હોય, અને સૌન્દર્યના આત્મા રૂપ રસાત્મામાં વસેલી પ્રભુતાનો સાક્ષાત્કાર કરવો હોય, પ્રભુજ પોતે સત્ય સ્વરૂપ છે, તેજ આનંદ સ્વરૂપ છે, તેજ પ્રેમ સ્વરૂપ છે, અને સૃષ્ટિમાં નાના વિધ વસ્તુમાં જણાતું સૌન્દર્ય એક અખંડ સૌંદર્ય પરમાત્માનું સ્ફુલિંગ છે, તે વધારે સારી રીતિ સમજવું હોય તો સંસારના સર્વ પદાર્થોમાંથી ઇન્દ્રિયો સહ ચિત્તને ખેંચીને, પ્રભુદત્ત વિરલ પળોમાં માનવીએ અંતરના ઉંડાણમાં ઉતરી પડીને તે વસ્તુ સમજવી જોઇએ. પણ યાદ રાખવાનું છે કે સૌન્દર્યનાં દર્શન કવિઓ કે તત્વ ચિંતકો તથા ઇતર માનવીઓ ધારે છે તેટલાં સુલભ નથી. ઉચ્ચ બુદ્ધિ તેના શિખર સુધી પહોંચી શકે એમ નથી. એક લેખકના વિચાર પ્રમાણે, આ પ્રશ્નનો ઉકેલ જો ટુંકમાં કરવામાં આવે તો નીચે પ્રમાણે આપી શકાય "બાળક જેવાં નિર્દોષ હૃદયો અને પુષ્પ જેવાં નિર્મળ

અંતઃકરણો આત્મવાસી અને બ્રહ્માણ્ડવાસી સૌન્દર્યનાં દર્શન કરી શકે છે. પ્રેમથી ભરચ્છક અને પ્રેરણાથી છલકાઇ જતું હૃદય માનવ બંધનો તોડી માયાના પડદાઓ ચીરી, તેની પાછળ વિલસતા અખંડ દિવ્ય સૌંદર્યનાં દર્શન કરી શકે છે. પ્રેમ વિના વસ્તુ સાથે, એકતા અસંભવિત છે. એકતા વિના સૌંદર્ય દર્શન દુર્લભ છે. પ્રેમભીનું હૃદય વસ્તુ સાથે સહૃદયતા અને પ્રભુ પ્યાસી દીલ—એ સૌંદર્યના દર્શનની સામગ્રી છે + + + સૌંદર્ય એટલે સમાનતાની અને સમગ્રતાની સુંદર મૂર્તિ. સૌન્દર્ય દર્શન એટલે આત્માની અમર આશાની પૂર્ણાહુતિ. સૌન્દર્ય દેહમાં નથી, આત્મામાં છે; રૂપમાં નથી, ગુણમાં છે. સૌંદર્ય એટલે સત્યનો આવિર્ભાવ, પ્રભુ પોતે સત્ય છે, સૌન્દર્ય તેની માયા છે. સૌન્દર્ય એટલે બ્રહ્માંડની બ્રહ્મ લીલા, સૌન્દર્યનો સાક્ષાત્કાર એટલે ચેતન ભોમમાં ઉડતા રસફુવારામાં સ્નાન કરવું; અગમ્ય પ્રદેશનાં અજવાળાં જીવન પ્રદેશમાં ઝીલવાં; અનંતતાના સાગર પર પડેલી પ્રભુતાની કુંકુમ પગલીઓનાં દર્શન કરવાં. સૌન્દર્યના નંદન વનમાં, કલ્પનાના કલ્પ વૃક્ષમાં વિહાર કરતાં, સુવર્ણ મંદિરમાં વિરાજતી સત્ય મૂર્તિનાં દર્શન કરવાં એજ જીવનનું પરમ સૌભાગ્ય. એજ સત્ય અને સૌન્દર્યની એલહીનો સાક્ષાત્કાર.”

જે સૌન્દર્ય **સત્ય છે તથા નિત્ય** છે તેનું જ્ઞાન જ્યાં સુધી ન થાય ત્યાં સુધી તેની પ્રાપ્તિ માટે જીવ કદી પણ પ્રયત્નશીલ બનશે નહિ. આ સત્યના સ્વરૂપનું વર્ણન વેદકાલના મંત્ર દ્રષ્ટા મુનિઓએ વેદની શ્રુતિઓમાં આપણને આપ્યું છે. સર્વ શ્રુતિઓમાં મૂર્ધન્ય બીરાજતી તૈત્તિરીયોપનિષદ્‌ની બ્રહ્માનંદવલ્લી એ વિષય ઉપર સારો પ્રકાશ નાખે છે. તે પરમકાશાપન્ન સત્ય વસ્તુ બ્રહ્મના સ્વરૂપનો પરિચય બહુજ સુંદર રીતે કરાવે છે. અહિંઆં આપણે માત્ર તેના પ્રથમ મંત્રના અર્થનો વિચાર કરીએ.

**ब्रह्मविदाप्नोति परम्। तदेषाभ्युक्ता, सत्यं ज्ञानमनन्तं ब्रह्म, यो वेद निहितं गुहायां परमे व्योमन्, सोऽश्नुते सर्वान्कामान्सह ब्रह्मणा विपश्चिता।** “બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે. તેટલા માટે આ ઋચા કહેવાઇ છે. જે કોઇ સત્ય, જ્ઞાન અને અનન્ત બ્રહ્મને પરમાકાશ ગુહામાં બિરાજેલા ઓળખે છે તેજ વિપશ્ચિત્—બ્રહ્મની સાથે સર્વ કામનો ભોગ કરે છે.”

આ શ્રુતિ ઉપર ભટ્ટજયગોપાલની સુંદર ટીકા છે. બ્રહ્મને જાણનાર પર વસ્તુને મેળવે છે. બ્રહ્મનું યથાર્થ સ્વરૂપ જાણનારજ ફલરૂપ બ્રહ્મને પ્રાપ્ત કરે છે. તે બ્રહ્મનું સ્વરૂપ કેવું છે તો શ્રુતિ જણાવે છે કે સત્ય છે, જ્ઞાન છે, અને અનન્ત છે. આ બ્રહ્મનું સ્વરૂપ અનુભવથીજ વેદ્ય છે. અનુભવવાળોજ જાણી શકે છે કે બ્રહ્મ સત્ય છે અને અન્ય સર્વ સંસાર વગેરે મિથ્યા છે—ખોટું છે. સત્ય એટલે ત્રણ કાલથી અબાધિત ભૂત, વર્તમાન અને ભવિષ્ય એવા કાલના વિભાગો વ્યવહાર દષ્ટિ કરે છે. તેથી ભૂત કાલની વસ્તુ વર્તમાનમાં હોતી નથી, અને વર્તમાનની ભવિષ્યમાં નથી; એટલે જે વસ્તુઓ કાલના આ વિભાગોથી પરિછિન્ન છે તે અનિત્ય છે—માટેજ આપણે તેને અસત્ય કહીએ છીએ. સંસારની વસ્તુઓ બધી કાલથી પરિછિન્ન છે, પણ બ્રહ્મતો સર્વ કાલમાં તે રૂપેજ છે. તેમના રૂપમાં કોઇ પણ રીતની વિકૃતિ નથી. તે સર્વ સમયમાં બ્રહ્મ રૂપેજ છે. તેમની આગળ કાળ નથી. જ્ઞાન શબ્દનો અર્થ ચિત્સ્વરૂપ છે; અને અનન્ત એટલે અપરિછિન્ન છે. આથી “**सपतावानाम**” “**सर्वं खल्विदं ब्रह्म**” **यदस्ति यन्नास्ति च विश्वरूपं** “**वनानि विष्णुर्भुवनानि विष्णुः**” “**अणोरणी-**

वाङ्महतो महीयान् " વગેરે વચનોથી સત્ય અને અસત્ય-જડ અને-પરિછિન્ન અને અપરિછિન્ન વસ્તુઓ બ્રહ્મ રૂપે છે. સર્વ વસ્તુઓમાં સત્ય રૂપે, ચિત્ રૂપે અને અપરિછિન્ન રૂપે એકલું બ્રહ્મજ વિલસી રહ્યું છે. "અનન્ત" પદથી બ્રહ્મના આનંદની અપરિમેયતા જણાવી છે બ્રહ્મથી વ્યતિરિક્ત આનંદ છેજ નહિ. બ્રહ્મજ આનંદ રૂપ છે અને એ આનંદ અપરિમેય છે. એવા બ્રહ્મને કોઇક ભાગ્યશાળીજ હૃદયાકાશમાં સ્થાપિત થયેલા નિહાળે છે, જેના ઉપર પ્રભુની કૃપા હોય તેવો ભાગ્યશાળીજ આવા બ્રહ્મનું દર્શન કરી શકે છે; ગમે તે પુરુષ નહિ. કારણકે આ બ્રહ્મ કોઇ પણ સાધનથી પ્રાપ્ત થાય એમ નથી. જીવના સાધન તથા કૃતિના બળથી તે પ્રભુને મેળવી શકે નહિ. બહુ બુદ્ધિ, જ્ઞાન, પ્રવચન, તથા યજ્ઞયાગાદિ ક્રિયાઓ બ્રહ્મના આનંદનો અનુભવ કરાવી શકતાં નથી. જે બ્રહ્મની સત્યતા, જ્ઞાનમયતા તથા અનન્તતા (આનંદમયતા) જાણે છે, આવા બ્રહ્મ પોતાના હૃદયમાંજ સ્થિત રહેલા છે તે જાણનાર પુરુષ ઉપર પ્રભુનો અનુગ્રહ થાય છે ત્યારે પ્રભુ તેને સર્વ કામનો ભોગ કરાવે છે. તેની સર્વ પ્રકારની કામનાઓ-મનોરથો સિદ્ધ થાય છે. એવા જીવને સાંસારિક કોઇ કામનાઓ તો નજ હોઇ શકે. તેની સર્વ કામનાઓ પ્રભુના આનંદમાં વિહરવાનીજ હોઇ શકે. આ કામનાઓ પણ પ્રભુ પૂર્ણ કરે છે.

બ્રહ્મની સાથે સર્વ કામનાઓનો ભોગ-રમણ-એજ જીવનું પરમ લક્ષ્ય છે. જીવના વિકાસની ભૂમિકાનું અંતિમ પદ છે. પણ તે સ્થાનમાં પહોંચવાને જીવે શું કરવું જોઇએ એ સામાન્ય પ્રશ્ન ઉત્પન્ન થાય છે. આનો ખૂલાસો શ્રીમદાચાર્ય ચરણે બહુજ સરળ કરી આપ્યો છે. પ્રભુના આનંદધામમાં પહોંચવાની સિડી-"નિરોધ" છે માટે તે નિરોધ સિડીના પગથીઆં ઉપર આરોહણ કરનાર ભાગ્યવાન્ જીવજ રસાત્મક આનંદસ્વરૂપ સૌન્દર્ય મૂર્તિ પર બ્રહ્મનાં દર્શન કરી શકે છે. તે નિરોધ એટલે શું, અને તે શી રીતે સંભવી શકે? એ સમજવાને શ્રીમદાચાર્યચરણની વાણીમાં પ્રવેશ કરીશું અને તેમાં રહેલું રહસ્ય ઝીલવા પ્રયત્ન કરીશું.

શ્રીમદાચાર્યજી એ " નિરોધ લક્ષણ " નામનો એક અપૂર્વ સંક્ષિપ્ત ગ્રંથ લખ્યો છે. તેમાં નિરોધ વિષે જે કથન કરે છે તેમાંના અમુકજ શ્લોકનું ભાષાન્તર અહિંઆં આપાશું.

**૧ ગોવિંદના ગુણગાનથી સુખની જેવી પ્રાપ્તિ થાય છે તેવી શુકદેવજી વગેરેને આત્મસુખથી પણ થતી નથી, તો પછી બીજાનું તો શું કહેવું? (શ્લો. ૬)**

**૨ કલેશ પામતા જનોને જોઈને જ્યારે કૃપાયુકત થાય છે, ત્યારે સદાનંદરૂપ પ્રભુ જે હૃદયમાં સ્થિત થાય છે તે બહાર પ્રકટ થાય છે. ( શ્લો. ૭ )**

**૩ સર્વાનંદને પણ કૃપાનંદનું દાન દુર્લભ છે. હૃદ્ગત પ્રભુ પોતાના ગુણનું શ્રવણ કરીને તે પૂર્ણસ્વરૂપથીજ ભકતોને પ્લાવિત કરે છે. ( શ્લો. ૮ )**

**૪ માટે સર્વ વસ્તુનો પરિત્યાગ કરીને સદાનંદ પરાયણ નિરુદ્ધ ભકતોની સાથે પ્રભુના ગુણનું સર્વદા ગાન કરવું જોઇએ. તેથીજ સત્-ચિત્ અને આનંદ રૂપની પ્રાપ્તિ થાય છે. ( શ્લો. ૯ )**

અહો ! આ ચાર શ્લોકમાં નિરોધનો મહિમા કેટલો બધો ઉચ્ચ વર્ણવ્યો છે ! ભક્તિનું પરમ ફળ-અરે કહો કે જીવનનું સાફલ્ય નિરોધસિદ્ધિમાંજ છે. શુકદેવજી સરખા પણ પરમ ત્યાગી જે આત્મસુખથી આનંદ પ્રાપ્ત કરી શકતા નથી. તે અનન્ય ભાવથી પ્રભુના ગુણ

ગાન શ્રવણ કરનાર કરી શકે છે માટે નિરોધ એજ ભક્તિવૃક્ષનું મધુર આસ્વાદ્ય ફળ છે. પણ આ નિરોધની સ્થિતિએ એકદમ પહોંચી શકાતુ નથી. એ વસ્તુ કેવી રીતે પ્રભુભક્ત પ્રાપ્ત કરી શકે તેને માટે શ્રીઆચાર્યચરણ એજ ગ્રંથમાં આજ્ઞા કરે છે.

**૧ સંસારના આવેશથી દુષ્ટ બનેલી ઇન્દ્રિયોના હિતને માટે સર્વ વસ્તુઓને આનન્દ સ્વરૂપ ઇશ–કૃષ્ણમાંજ જોડવી જોઇએ. ( શ્લો. ૧૨ )**

**૨ કૃષ્ણના ગુણોમાં જેમનું ચિત્ત સર્વદા રોકાયલું છે તેવા ભક્તોને સંસારના વિરહ તથા ક્લેશ થતા નથી, અને હરિની માફક સુખ મેળવે છે (૧૩)**
તો સુખ મેળવવાનો ખરો ઉપાય નિરોધ છે.

પ્રભુનું ગુણગાન એ એક નિરોધનું પગથીયું છે. ગુણગાનથી પ્રભુના ધર્મોનું સ્મરણ રાતદિવસ રહ્યા કરે છે. અને આ ધર્મના સામર્થ્યને લીધે વિષયોમાં વૈરાગ સતત રહે છે. હરિના ગુણગાનથી સુખનોજ અનુભવ થાય છે. આથી દુઃખ તે ભકતના જીવનમાં રહેતુંજ નથી. આથી જ્ઞાનમાર્ગ કરતાં પ્રભુમા ગુણમાં આસક્તિ અધિકફલ આપનાર છે, એ વાત અષ્ટસખાદિ પરમ ભકતોના જીવનમાંથી આપણે જાણી શકીએ છીએ. માટે માત્સર્યાદિ દોષોથી મુક્ત રહીને લોભ રાખ્યા સિવાય પ્રભુના ગુણનું સ્મરણ કરતા રહેવું જોઇએ; એટલુંજ નહિ પણ હરિના સ્વરૂપનું સર્વદા ચિન્તન કરવું. છેવટે આ ગ્રન્થના અન્તિમ ભાગમાં શ્રીમદાચાર્યચરણ ઇન્દ્રિયોનો વિનિયોગ પ્રભુના કાર્યમાં કરવો જોઇએ એમ આજ્ઞા કરે છે.

આ વિચારનાં પડઘો ભકત કવિ દયારામ પણ પોતાના નીચેના પદ્યમાં આપે છે.

ગાજે ગાજેરે ગોવિંદ ગુણ નિત્ય ગાજે (૨)
હસ્તવડે કરજે હરિસેવા, ચરણે હરિદર્શન ધાજે ગાજે ૧
નેત્ર નિરખજે નંદનંદને, હરિ યશ રસ શ્રવણને પીજે ગાજે ૨
ઘ્રાણને પુષ્પ પ્રસાદી તુલસી, પ્રભુનો પ્રસાદ સાધુ સંગે ખાજે ,, ૩
નમન કરે શિર હરિ હરિજનને, તીર્થ તીર્થમાં તું નિત્ય નહાજે ,, ૪
મન મધુવ્રત પદકમલે રાખે, દાસાનુદાસ હરિનો થાજે ,, ૫
સત્સંગતિ વિનાપલક ખોઇશમાં દુષ્ટ સંગ થકી દૂર થાજે ,, ૬
દેહધારી સહુ પર દયા રાખે, હરિગુરુ હરિ સમા ચહાજે ,, ૭
સાચો સ્નેહ રાખે કૃષ્ણ સાથે, છલ કરી વિશ્વને માવહાજે ,, ૮
એ શિક્ષા દયો કહેજો સધી આવે, તો વણ શ્રમે વૈકુંઠ જાજે ,, ૯

ભક્તિવર્ય શ્રીસુરદાસજીએ પણ આજ વસ્તુ તેમનાં અનેક પદોમાં ગાઇ છે, પણ અત્ર સ્થળમાં સંકોચને લીધે તે ઉતારી શકાય એમ નથી. તેમની "સુરસાડી"માં તેમજ "વૈરાગ્યશતક"માં આ વસ્તુ ટુંકમાં સમજાવી છે. વૈરાગ્ય શતકમાં છેલ્લામાં છેલ્લો ઉપદેશ તેઓ નીચે પ્રમાણે આપે છે.

**જો ચાહે ગિરધનકું, તો હિયતેં છાંડ મનોજ**
**સકલ મનોરથ સિદ્ધ કરન, ભજ હરિ ચરણ સરોજ.**

કામત્યાગ અને પ્રભુચરણમાં પ્રીતિ એજ ભક્તિ માર્ગમાં પ્રવેશ કરાવનાર છે. માટે ભક્તિમાર્ગના પ્રવાસીએ તો આ વસ્તુ મેળવવા પ્રયાસ કરવોજ જોઇએ. પણ એ પ્રયાસ કરવો તે જીવની શક્તિથી થઇ શકતો નથી. પ્રભુ કૃપા કરે તોજ બની આવે છે શ્રીવ્રજસિમન્તિની આવાં પરમ ભક્ત હતાં. તેમણે સંસારનો ત્યાગ કર્યો હતો. તેમનાં માયાનાં બન્ધનો

ઝુરી રહ્યાં હતાં. કેવલ પ્રભુ એજ તેમના જીવનનો મંત્ર હતો. તેમના શ્વાસોશ્ચ્વાસમાં પણ પ્રભુનાજ ગુણગાન હતાં. આવાં પરમ ભક્તોએ આ નિરોધસિદ્ધિ કેવી રીતે કરી અને પ્રભુએ તેમના તે વિષેના મનોરથો કેવી રીતે પૂર્ણ કર્યા, તે સર્વ હકિકત ભાવુક ભક્તોને આ રસપંચાધ્યાયીના પ્રકરણોમાંથી મળશે. પ્રભુના અંતર્ધાન થવા પછીથી તેઓએ પ્રભુના અન્વેષણ માટે વનમાં ઉન્મત્તની માફક આમ તેમ ભ્રમણ કરવા માંડયું અને જે કંઇ વૃક્ષાદિ જીવને વનપ્રદેશમાં જોતાં તે સર્વને પ્રભુના સમાચાર પૂછતાં. આમ છતાં પણ પ્રભુની ભાળ મળી નહિ એટલે ભાવની સ્થિરતા માટે પ્રભુની જુદી જુદી લીલાઓનું અનુકરણ કરવા માંડયું. આમ છતાં પણ કાર્યસિદ્ધિ થઇ નહિ એટલે છેવટે આર્દ્રચિત્તનાં થઇને, વિરહાગ્નિથી સંતપ્ત હૃદયે અશ્રુની ધારા વહેવડાવવા માંડી અને પ્રભુના ગુણનું ગાન કર્યું. એટલે પ્રભુએ પ્રસન્ન થઇને પ્રકટ થઇને રાસોત્સવનું સુખ ( હવે પછીના અધ્યાયમાં પ્રમાણે ) આપ્યું.

જે. ગો. શાહ.

---

* સરખાવો નીચેના વિચારો. આ ફકરામાં લેખક જણાવે છે કે પાર્થિવ અગર ઐહિક વસ્તુઓના ભોગમાં ઇન્દ્રિયોને પરોવવી તે ઇન્દ્રિયોના દુરુપયોગ સમાન છે. ઇન્દ્રિયોનો સદુપયોગ પ્રભુ પ્રીત્યર્થે થવો જોઇએ. તેમાંજ જીવનની સફળતા તથા ઉન્નતિ છે.

May I never forget the value of my senses or make a bad use of them ! O my Creator ! Thou hast given them of me for the best noble purposes ! How much should I dishonour Thy liberal kindness, and the wonderful structure of my body, should I employ my senses only in animal functions, without proposing to myself more exalted views ! How miserable should I be if I sought my happiness only in the gratifications of sense and preferred this to the more sublime gratifications of the mind ! For a time shall come in which my eyes shall be no more affected with the beauty of exterior objects, in which the harmonious sounds of music shall no more please my ears; in which my palate shall no more relish the most exquisite viands and the most delicious liquors: a time shall come in which my senses shall find neither pleasure nor satisfaction in terrestrial things ! How miserable should I then be if I possessed nothing that could nourish my spirit, comfort my soul, and satisfy my desires ! Spirit of grace so direct and lead me, that in the use of my senses I may not lose sight of the great end of my existence ! Grant ***that these Organs may serve to glorify my Creator; and that I may begin here below to habituate myself to those noble occupations in which I shall be employed in the kingdom of heaven*** !

***Sturm.***

# નિરોધ એટલે શું?

(લાલૂભટ્ટ કૃત શ્રીદશમસ્કન્ધ શ્રીસુબોધિની યોજનાન્તર્ગત નિરોધ સ્વરૂપ વર્ણન નામક સંસ્કૃત લેખનો અનુવાદ)

નિરોધ દશમ સ્કન્ધનો અર્થ હોવાથી પ્રથમ તેના સ્વરૂપનો વિચાર થવો જોઇએ. **निरोधोस्यानुशयनमात्मनः सहशक्तिभिः** એ વાક્ય પ્રમાણે પુરુષોત્તમની શક્તિ સહ અનુશયન તેનું નામ નિરોધ કહેવાય છે. આ લક્ષણમાં જે આત્મપદ છે તેનો અર્થ નિર્ગુણ પરબ્રહ્મ સમજવો જોઇએ. "**गौणश्चेन्नात्मशब्दात्**" એ સૂત્રમાં આત્મશબ્દ પરનો વાચક છે એમ નક્કી કર્યું છે. વળી "**कृषिर्भूवाचकः शब्दोणश्चनिर्वृतिवाचकः तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते**" એ શ્રુતિ વચનથી તથા **कृष्णस्तु भगवान्स्वयम्**" એ વાક્યથી જે આત્માને પર કહ્યા છે તે કૃષ્ણજ છે. **માટે કૃષ્ણના અનુશયનનું નામ નિરોધ કહેવાય છે.** અનુશયન એટલે લીલાને અનુકૂળ સ્થિતિ. **विष्णुः सर्वगुहाशय** વગેરેમાં **शीं** ધાતુ સ્થિતિના અર્થમાં છે. નિદ્રા લેવી એવો અર્થ નથી કારણ કે જો એ અર્થમાં લઇએ તો પછી નિદ્રાએ અવિદ્યાની વૃત્તિ હોવાથી ઉભય એક થઈ જાય માટેજ અહિંઆં સ્થિતિના અર્થમાં તે છે. આમ હોવાથી શક્તિઓ સહ ભગવાનની સ્થિતિ તેનું નામ શયન છે. તેની પૂર્વે અનુ ઉપસર્ગ છે. તે અનુરુપના અર્થમાં છે. કોને અનુરૂપ સ્થિતિ એમ કોઇને આકાંક્ષા થાય તો અત્ર જણાવવામાં આવે છે કે તે સ્થિતિ લીલાના પ્રયોજનવાળી હોવાથી તે લીલાને અનુરૂપ હોવી જોઇએ. આ રીતે **કૃષ્ણની લીલાને અનુરુપ સ્થિતિ તેનું નામ અનુશયન** છે એમ સિદ્ધ થયું. સ્થિતિ પણ લીલાનો એક પ્રકાર હોવાથી અનેક વિધ-લીલાની સાધક છે માટે સર્વ લીલાની સાધક સ્થિતિરૂપ લીલા એજ નિરોધ છે અને આ નિરોધ ભગવાનનો ધર્મ છે. આ ધર્મ પ્રપંચની મધ્યમાં સ્ફુટ જણાય છે. કૃષ્ણાવતાર પ્રપઞ્ચમાંજ હતો. નિબંધમાં શ્રીઆચાર્યજીએ કહ્યું છે "**सएव कदाचिज्जगदुद्धरार्थं अखण्डः पूर्णएव प्रादुर्भूत कृष्ण इत्युच्यते** તેજ કદાચિત્ જગતના ઉદ્ધાર માટે અખણ્ડ પૂર્ણજ પ્રકટ થયેલા કૃષ્ણ કહેવાય છે. માટે અનેક શક્તિઓ સહ કૃષ્ણની પ્રપંચમાં ક્રીડા તેજ નિરોધ છે. સુબોધિનીજીમાં આ સંબંધી કહેવામાં આવ્યું છે કે **निरोधोस्यानुशयनं प्रपञ्चे क्रीडनं हरेः शक्तिभिर्दुर्विभाव्याभिः कृष्णस्येति हि लक्षणम्**" આ કારિકામાં **कृष्णस्य** પદ મૂલસ્થ આત્મપદના વ્યાખ્યાન રૂપ છે. ભાગવતમતમાં કૃષ્ણજ આત્મા ગણાય છે. માટેજ અન્ય સ્કંધમાં પ્રતિપાદ્ય અન્ય અવતારની લીલામાં આની અતિ વ્યાપ્તિ નથી. આ પ્રમાણે નિરોધ શબ્દ અનુશયનના અર્થમાં રૂઢ છે. વળી પ્રપંચના વિસ્મરણ **પૂર્વક ભગવાનમાં આસક્તિ પણ નિરોધ** કહેવાય છે. વ્યુત્પત્તિથી પણ અતિશય (**नितराम्**) રોધ તેનું નામ નિરોધ છે. રોધ કોનો એમ કોઇને અપેક્ષા થાય તો જણાવે છે કે ભક્તોની અપેક્ષા, આ અર્થ પૂર્વસ્કંધના અર્થથી સંગતિ કરતાં સ્પષ્ટ થશે. ક્યાંથી રોધ? એ પ્રશ્નના ઉત્તમાં "પ્રપંચથી" એમ સમજવું જોઇએ. તેમ હોય તો પ્રપંચથી રોધ એમ સિદ્ધ થાય છે. પ્રપંચનો રોધ થાય તો પણ 'જે ઇન્દ્રિયોનું સંયમન કરીને મન

સહિત ઇન્દ્રિયોના પદાર્થનું સ્મરણ કરે છે તે મિથ્યાચારી કહેવાય છે" એ પ્રમાણે પ્રપંચનું સ્મરણ થાય તો ભગવાનની લીલાના અનુભવમાં મુખ્ય અધિકાર રહે નહિ. માટે પ્રપંચની વિસ્મૃતિની અપેક્ષા છે. તે અર્થ ઉપસર્ગથી સૂચવાયો છે પ્રપઞ્ચના વિસ્મરણપૂર્વક અતિશય (અત્યન્ત) રોધ થાય તેજ નિરોધ છે. હવે કોઇને શંકા થાય કે "કોનામાં રોધ કરવો ? તો જણાવવાનું કે ભગવાનમાં તે નિરોધ કરવો. આ નિરોધ પરમરુચિના ઉત્પાદક લીલાથી જન્ય હોય છે તેથી તે પરમ સુખરૂપ છે અને આસક્તિમય બને છે. આ રીતે યૌગિક વ્યુત્પત્તિથી પ્રપંચના વિસ્મરણપૂર્વક ભગવાનમાં આસક્તિ તેનું નામજ નિરોધ છે. પણ ભરતાચાર્યના વાકય પ્રમાણે "**या तु व्यसनसंप्राप्तिर्निरोध सतु कथ्यते**" વ્યસનની સંપ્રાપ્તિ એજ નિરોધ છે. અર્થાત્ તે વ્યસન અગર આસક્તિનો પર્યાય છે, અને "નન્દાદિ ગોપો કૃષ્ણ અને રામની કથા આનંદથી કરતા ખેલતા હતા અને તે રીતે ભવવેદનાને પણ જાણતા નહિ." એ વાકયમાં આસકિતનું કથન સ્પષ્ટ છે. વળી "શય્યા આસન, અટન આલાપ સ્નાન ક્રીડા, અશન. ઇત્યાદિમાં વૃષ્ણિઓએ કૃષ્ણ દેવતાને પીછાણ્યા નહિ" તેમાં પણ એજ કહ્યું છે. નિબંધમાં શ્રી મહાપ્રભુજી આજ્ઞા કરે છે કે **समुदायो जन्मवाची क्रीडायुक्तस्य वै हरेः प्रपञ्चविस्मृतिः शक्तिर्भक्तानां चापियोगतः**" નિરોધ શબ્દ યૌગિક અર્થમાં લઇએ તો ભકતના કર્મના નિરોધની માફક ભગવાનના કર્મરૂપ નિરોધનું સૂચન ગુપ્ત રીતે કર્યું છે. જેવી રીતે ભગવાનથી લીલાએ કરીને નિરુદ્ધ ભક્તો ભગવાનને વશ થાય છે, એ રીતે પુષ્ટિ ભકતોથી લીલાએ કરીને નિરુદ્ધ ભગવાન ભકતોને વશ થાય છે. માટેજ ભગવાન ભકિત સિવાય બીજા કોઇના પણ જ્ઞાનના વિષય પોતે થતા નથી એમ પોતે "**नाहं तेभ्यो मनागपि**" એ વાકયમાં જણાવ્યું છે. આ અર્થ જણાવવાને હૃદય શેષમાં ભગવાનનું શયન છે એમ આચાર્યશ્રીએ **नमामि हृदये शेषे**" એ શ્લોકમાં કહ્યું છે વળી "**आभासश्च निरोधश्च यतश्चाध्यवसीयते, स आश्रयः परंब्रह्म परमात्मेति शब्द्यते**। આ શ્લોકમાં નિરોધનો અર્થ પ્રલય કર્યો છે. તે પ્રયોગો પ્રતિયોગિક છે આ રીતે સુબોધિનીથી ઉકત ટિપ્પણથી વ્યુત્પાદિત પૂર્વ–ઉત્તર સ્કંધના અર્થની સંગતિથી નવમ અને દશમના અર્થની સંગતિના વિચારમાં ભકતોના પ્રપંચનો પ્રલય એ જ નિરોધ છે એમ અર્થ ફ્લિત થાય છે. માટેજ બીજા સ્કંધનાં સુબોધિનીજીમાં "**भक्तानां प्रपञ्चाभावो निरोधः**। ભકતોના પ્રપંચનો અભાવ તેનું નામ નિરોધ છે એમ કહ્યું છે. માટેજ "**निरोधो भक्तानां प्रपञ्चस्येति निश्चयः**" એમ કહ્યું છે. ભકતોના પ્રપચનો પ્રલય એટલે તેનું તિરોધાન અથાત્ નિત્ય લીલાને ઉપયોગી દેહનું સંપાદન તે પ્રપંચ પ્રલયનું ફળ છે. પ્રપઞ્ચ જાડયાત્મક હોવાથી તેનો લય કર્યો છે; સૂતે કહેલા લક્ષણોમાં નિરોધના સ્થાનમાં સંસ્થા કહેલી છે, સંસ્થા એટલે નૈમિત્તિક, પ્રાકૃતિક નિત્ય અને આત્યન્તિક લય. માટે નિરોધ શબ્દથી પ્રલય અર્થ પણ સમજવો "**निरोधोस्यानुशयनम्**" એની શ્રીસુબોધિનીજી પર પોતાની શકિતઓનું શયન કથીને તેના ભોગને માટે ભગવાનનું શયન કહેવાથી ત્યાં પ્રલય અર્થ છે એમ સિદ્ધ છે

આથી ભક્તના પ્રપંચનું સંપાદન કરનાર શક્તિઓ સ્વસ્વરૂપમાં તિરોહિત રીતે સ્થિત થાય છે, આથી ભક્ત પ્રતિ પ્રપંચ તિરોધાન પામે છે; તથા ભક્તોના પ્રપંચની નિવૃત્તિ સિદ્ધ થાય છે. આ અર્થને ઉદ્દેશમાં રાખીને અહિંઆં કહ્યું છે કે **एवं सर्वगतो विष्णुः प्रकटश्चेन्न तद्भिदेत् । तावन्न लीयते सर्वमिति कृष्णसमुद्यमः**" અહિંઆં આ પ્રમાણે

સમજવું જોઇએ. સ્વતંત્ર લીલાઓથી ભગવાન નિરોધ કરાવીને ભક્તોના દેહાદિ સકલ પ્રપંચમાં સ્વાનન્દનો પ્રવેશ કરાવતા તિરોહિત આનંદનો આવિર્ભાવ કરે છે. પછીથી ભગવાનના આનંદના અનુભવને યોગ્ય અલૌકિક દેહની પ્રાપ્તિમાં જાડયાદિ રૂપ પૂર્વ પ્રપંચનો ભાવ ક્ષય પામે છે. આ પ્રલય શબ્દનો અર્થ છે. માટે **ભક્તોનો પ્રપંચ પ્રલય નિરોધ કહેવાય છે. પ્રપંચમાં સક્તિઓ સહુ ભગવાનનું ક્રીડન, ભક્તોના પ્રપંચ વિસ્મૃતિ પૂર્વક ભગવદાસક્તિ, અને ભક્તોના પ્રપંચનો અભાવ આ ત્રણ અર્થ નિરોધના છે.** તેમાં ભગવત્ક્રીડન કરણ છે. ભગવાન અનેક શક્તિઓથી કરણ રૂપ નિરોધાત્મક ક્રીડા કરતાં પ્રપંચ વિસ્મૃતિ પૂર્વક આસક્તિ રૂપ નિરોધાત્મક વ્યાપારથી પ્રપંચના અભાવ રૂપ ફ્લાત્મક નિરોધ સેવકોનો સંપાદિત કરે છે. આથી ત્રણેમાં પણ નિરોધ પદનો વ્યવહાર થાય છે એમ સુબોધિની તથા નિબંધ ઉપરથી સમજાય છે. વળી **लौकिकेषु तु भावेषु यत्रैव हरिवेशनं निवर्तते तदेवात्रवह्नेर्दारुमयं यथा।** એ કારિકામાં ફ્લાત્મક નિરોધ વર્ણવ્યો છે. તો પણ લૌકિક ભાવ પદાર્થોમાં જ્યાં જ્યાં ભગવાન પ્રવેશ કરે છે, ત્યાં ત્યાં તિરોહિત ચિત અને આનંદના આવિર્ભાવથી તેજ પૂર્વ સ્થિત સ્વરૂપ ( તિરોહિત આનંદ રૂપ ) નિવૃત્ત થાય છે, અને બ્રહ્માત્મક થાય છે. પ્રકટ સચ્ચિદાનંદ થાય છે. અહિંઆં વહ્નિનું દૃષ્ટાંત આપ્યું છે. વહ્નિના પ્રવેશથી દારુવહ્નિ રૂપ બને છે તેની માફક અત્ર ભક્તોના પ્રપંચનો પ્રલય સમજવો. વળી શક્તિશયન પછી શયનના વાચક અનુશયન શબ્દમાં ગોપી અર્થ પણ વિવક્ષિત છે. તેને અનુસાર સ્કન્ધના આરંભમાં સ્કન્ધના અર્થરૂપ ભગવાનને નમન કરતાં શ્રીમહાપ્રભુજી લીલા સમુદ્રમાં શયન કરનાર સહસ્ર લક્ષ્મીની લીલાથી સેવિત કલાનિધિનું વર્ણન કરીને રહસ્ય લીલાના અર્થમાં નિરોધપદ સૂચવ્યો છે' તેને અનુસાર શ્રીમત્પ્રભુ ચરણે પણ ટિપ્પણીમાં "**अनुशय्यते अनेन**" એવી વ્યુત્પત્તિ દર્શાવીને નિગૂઢ ભાવકરણ જેનાથી છે તે નિરોધ કહેવાય છે એમ કહ્યું છે. એટલે સ્વકીયોમાં સ્વવિષયક ભાવનું ઉત્પાદન જે લીલાથી થાય છે તે નિરોધ પદનો અર્થ છે. અને તે અર્થસૂચક ગુપ્ત લીલાજ દશમ સ્કંધનો અર્થ છે. એમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ પ્રમાણે શ્રીશુકની ઉક્તિ, સુબોધિની, તથા ટિપ્પણીમાં સર્વત્ર અવિરોધ છે માટે એકજ આશય ત્રણમાં જણાય છે. આમ હોવાથી આટલું સિદ્ધ થાય છે. દેહાદિમાં ચિત્ તથા આનંદના પ્રાકટ્યથી જાડયાદિ પ્રપંચ ભાવના પ્રલય જેનુ ફ્લ છે તે નિરોધ છે. તે જ્યાં સુધી છે ત્યાં સુધી પ્રપંચમાં વિદ્યમાન ભક્તોને કૃષ્ણના આનંદના અનુભવ યોગ્ય દેહ સિદ્ધ થાય છે. શ્રીયમુનાષ્ટકમાં આજ વાત કહી છે. " **ममास्तु तव सन्निधौ तनुनवत्वमेतावता** " આ શ્લોકમાં નૂતન દેહની પ્રાર્થના છે. તેથીજ નિત્ય લીલામાં પ્રવેશ છે. તે મુક્તિપદથી વાચ્ય છે. નિરોધ લીલામાં ભક્તો સાધારણ માયાના ગુણથી રહિત છતાં પણ લીલાસ્થ ભક્તના નિયામક અન્તરંગ માયા ગુણથી વ્યાપ્ત હોવાથી પુરાણાદિમાં તેમનો વ્યવહાર લૌકિકોની સદૃશ કહ્યો છે. તેમની અન્તરંગયોગ અને માયાગુણની નિવૃત્તિથી નિત્ય લીલામાં પ્રવેશ રૂપ મુક્તિ છે. આથી મુક્તિ લીલામાં શુદ્ધ નિર્ગુણત્વ છે એવો વિવેક સમજવો.



## अध्याय २ जो–तात्पर्यार्थ (आध्यात्मिक दृष्टिए)

ગત અધ્યાયના અન્તિમ ભાગમાં જણાવવામાં આવ્યું હતું કે પ્રભુ પોતાના ભકત ગોપીજનથી અંતર્ધાન થયા. ભગવાન્ તો સર્વત્ર વ્યાપક રૂપે છે. પણ આનન્દસ્વરૂપે-ભાવાત્મક સ્વરૂપે શ્રી ગોપીજનના હૃદયમાં પ્રત્યક્ષ થવા જોઇએ, પણ તે માટે શ્રી ગોપીજનને હજુ પણ ઉચ્ચતર ભૂમિકા ઉપર આરૂઢ થવાની જરૂર છે. આથી પ્રભુ તેમનાથી અંતર્ધાન થયા. કેવલ તે ભકતોમાંથી–અગર તે શક્તિરૂપ ગોપીજનમાંથી મુખ્ય શકિત જે પોતાની અંતરંગ અને સિદ્ધિ શકિતરૂપ છે, અને તેથીજ તે પ્રભુનાં હૃદય-પ્રાણેશ્વરી અગર રસેશ્વરી તરીકે ઓળખાય છે; તેમની સાથે અન્ય સામર્થ્ય શકિતરૂપ ગોપીજનોથી પોતે છૂટા પડયા. સિદ્ધિ શકિતયુકત રસાત્મક સ્વરૂપની ગેરહાજરીમાં સામર્થ્ય શકિતઓની શી સ્થિતિ થાય છે, તે જોવાને પ્રભુએ તક સાધી. જો કે ગોપીજનમાં અત્યાર સુધી રસનો બાહ્ય અનુભવ થયો હતો, પણ તેના અન્તર અનુભવ કરવાની ખાસ આવશ્યક્તા હતી, આ અનુભવ વિપ્રયોગ દશામાંજ થઇ શકે; આથી આ અધ્યાયથી એ લીલા શરૂ થાય છે. તે રસનો પરિપાક ગોપીગીતના અંતમાં થાય છે; એ થતાંની સાથેજ પ્રભુએ આ શકિતઓનું વૈકલ્ય ઇત્યાદિ અવલોકીને તેમનામાં નવજીવનનો સંચાર કરવાને પ્રકટ થયા. પ્રથમ તેમને પ્રભુનાં દર્શન થયાં; પણ તુર્તજ અંતર્ધાન થતાં દર્શન ન થયાં એટલે જેમ હાથિણી હાથીને નહિ જોવાથી સંતાપ કરે એવા સંતાપ કરવા લાગ્યાં મૂલ રસાત્મક સ્વરૂપ સિવાય તેની સામર્થ્ય શકિતઓ રહી શકેજ નહિ. મૂળ રસાત્મ સ્વરૂપ તે આધાર છે, અને આ શકિતઓ આધેય છે. આધાર વગર આધેય રહી શકેજ નહિ. પાત્ર વગર જલનું અસ્તિત્વ તેમાં જણાય નહિ. માટે આ આધારરૂપ બ્રહ્મ–પ્રભુ અંતર્ધાન થતાં તેમની શકિતઓ પણ સંકોચ પામે એ સ્વાભાવિક છે. આથી તે પ્રભુનો પત્તો મેળવવાને પ્રથમ તેમણે તેમનું અન્વેષણ કરવા માંડયું. તેમને તે સમયે એવું જ્ઞાન ન રહ્યું કે પ્રભુનો ભાવાત્મક સ્વરૂપે હૃદયમાં બિરાજે છે; તેથી તે પ્રભુનું બહારથી અન્વેષણ કરવા લાગ્યાં. ઉન્મત્તની માફક પ્રથમ અશ્વત્થ, પ્લક્ષ ન્યગ્રોધ, કુરબક, અશોક, નાગ, પુન્નાગ, ચમ્પક, ઇત્યાદિ વૃક્ષોને પ્રભુ માટેની ખબર પૂછવા લાગ્યા. આ વૃક્ષો મૂઢ છે છતાં પણ તે વૈષ્ણવો છે તેથી તેઓજ વિષ્ણુની ગતિ જાણી શકે. બીજા ગમે તેટલા નિપુણ હોય છતાં જો અવૈષ્ણવ હોય તો વિષ્ણુની ગતિ જાણી શકતા નથી. ભગવાન્ એ વિષ્ણુ છે અને તેમના સંબંધવાળા વૈષ્ણવ કહેવાય છે. વૃક્ષો નિર્દોષ છે, રાગદ્વેષથી મુકત છે; દરેકના ઉપર ઉપકાર કરે છે; તે નીચી ભૂમિમાંથી આકાશ તરફ ઉર્ધ્વ ગતિ કરે છે; તે શીત, તથા ઉષ્ણતા સહન કરે
છે; વૈષ્ણવોનું જીવન પણ એવા પ્રકારનું હોય છે. તેઓ નિર્દોષ હોય છે, રાગદ્વેષથી મુક્ત
દરેકનું કલ્યાણ કરે છે, તથા જીવનની નીચી ભૂમિકામાંથી ભકિતની ઉચ્ચ ભૂમિકામાં
તેમજ સંસારમાં રહીને આધિ, વ્યાધિ તથા ઉપાધિ તેમજ આધિભૌતિક,
ાધિદૈવિક દુઃખો સહન કરે છે. વૃક્ષોના જીવનમાં અને વૈષ્ણવના
છે: એવા ભકતોદ્વારાજ પ્રભુ વિષેની ભાળ મળી શકે. એજ
આપે. આથી ગોપીજનો પ્રથમ તેમને પ્રભુ વિષે પૂછે
ના (પ્રેમ લક્ષણા ભક્તિના) માર્ગમાં બીજાના ઉપદેશથી
.થી; અને વળી જેમને પ્રભુનાં દર્શન થયાં હોય તેઓ બીજાને

કંઇ કહે પણ નહિ. આથી તે વૃક્ષો તરફથી કંઇપણ ઉત્તર તેમને મળતો નથી. પછીથી તુલસી, માલતી, મલ્લિકા, જૂઈ વગેરે લતાઓને પૂછે છે. ત્યાંથી પણ તેમને ઉત્તર મળતો નથી. વનસ્પતિમાં તુળસી પવિત્ર છે; તેનાં પર્ણ પ્રભુના ચરણકમળ આગળ ધરાય છે. અર્થાત્ તે પ્રભુની વધારે નિકટ રહેનાર હોવાથી પ્રભુની ખબર આપી શકે, એમ સમજીને તેમણે તુલસીને પૂછ્યું તો પણ ત્યાંથીએ તેઓ નિરાશ થયાં. આ રીતે અન્વેષણ કરતાં જો કે વૃક્ષો તથા લતાઓ તરફથી કંઇ પણ પ્રવૃત્તિ ન મળી, તોપણ પ્રભુકૃપાથી તે સ્થિતિમાં તેમને પ્રભુનાં ચરણ ચરણપંક્તિનું દર્શન થયું. જ્યારે ભક્તો આ રીતે પ્રભુની શોધમાં ખંતથી મંડયા રહે છે, તો વિશેષ નહિ તો તેઓ સ્વતઃ પ્રભુપ્રાપ્તિનો માર્ગ જાણી શકે છે આ પ્રભુપ્રાપ્તિના માર્ગસૂચક પદવીને તેમણે જોઇ. ચરણની પંક્તિ પૃથ્વી ઉપર હોય છે પૃથ્વી એ વિશ્વંભર કહેવાય છે. આખા જગતનો ભાર સહન કરે છે તથા ક્ષમાશીલ છે; આવી શાન્ત પૃથ્વી તે શાન્તિનું રૂપક છે. પ્રભુ પ્રાપ્તિનો માર્ગ શાન્તિમાં છે. સંસારના ધાંધળીઆ જીવનમાં એ માર્ગ શોધવો કઠિન છે; શાન્તિરૂપ ક્ષિતિને પ્રભુની ખબર પૂછી. ત્યાંથી પણ પ્રત્યુત્તર ન મળ્યો. કેવલ શાન્તિજ પ્રભુનું જ્ઞાન કરાવી શકે એમ નથી; છતાં પ્રભુ પ્રાપ્તિનો માર્ગ તેમાંથી જડે છે. વૃક્ષો, લતાઓ તથા પૃથ્વી એ સ્થાવર છે; સ્થાવર અને જંગમ સત્વોમાં ભેદ એવો છે કે સ્થાવરમાં હૃદયની લાગણીઓ, તથા ચૈતન્ય વગેરે હોતાં નથી. આથી પ્રેમમાર્ગનાં પ્રવાસીઓને તો તેવાં સત્વોને પૂછવાથી કંઇપણ અર્થ નથી. અન્ય રીતે કહીએ તો સ્થાવર સત્વો કેવલ જ્ઞાનાત્મ છે. જ્ઞાનથી હૃદયમાં બિરાજતા બ્રહ્મની ઓળખાણજ કરાવી શકે. આથી ગોપીઓએ હવે જંગમ સત્વોની પાસેથી પ્રભુ વિષેની ભાળ મેળવવા માંડી. પ્રથમ મૃગલીને પૂછ્યું. મૃગલી એ મૃગની પત્ની છે; આથી તે પતિના વિરહમાં પત્નીને શી વેદના થતી હશે તે સારી પેઠે જાણી શકે છે. આ ગોપીજનો પરમભક્તો – (અગર સામર્થ્યરૂપ શક્તિઓ) પ્રભુના વિરહથી અત્યન્ત વેદનાને પામ્યા છે. આવી વેદના સમયે જે પોતાનું હોય તેજ આશ્વાસન આપી શકે છે. મૃગલી ને ગોપીઓ સખી કહીને બોલાવે છે; કારણકે તેમનું વર્તન કૃષ્ણ પ્રતિ સમાન છે. તેઓ જેમ કૃષ્ણને આસક્ત છે તેમ મૃગલી પણ કૃષ્ણ મૃગને આસક્ત છે; આ રીતે તેમની વચ્ચે સમાનતા હોવાથી તેમના આવા દુઃખના સમયે આશ્વાસન મળે એ સ્વાભાવિક છે એમ એમણે ધાર્યું હતું. પણ ત્યાંથી એ પ્રત્યુત્તર ન મળ્યો. કારણકે તે હૃદયમાં બિરાજતા પ્રભુની આન્તર શોધ કરવાને બદલે બાહ્ય શોધ કરતાં હતાં. આ રીતે જ્યારે બાહ્ય અન્વેષણ સાધનથી પ્રભુ પ્રાપ્ત ન થયા ત્યારે પ્રયત્ન કરવાનો છોડી દીધો. પ્રભુને કોઇ પણ રીતે પ્રાપ્ત તો કરવાજ હતા. આથી પ્રભુની જૂદી જૂદી લીલાનું અનુકરણ કરવા માંડયું. અનુકરણથી તેમના ચિત્તનું અનુસંધાન પ્રભુમાં વિશેષ થયું. તેથી જોકે પ્રભુ પ્રાપ્તિ હજુ થઇ નથી, તો પણ તે પ્રાપ્તિનો માર્ગ વધારે તેજસ્વી અને ઉજ્જ્વલ દેખાવા લાગ્યો. તેમણે હવે પરમાત્માનાં "પદ" વધારે સ્પષ્ટ રીતે અવલોકયાં. તેથી માર્ગ આગળ વધતાં પ્રભુ વિષેનું જ્ઞાન તથા પરિચય કંઇક વિશેષ જણાવા લાગ્યું. પ્રભુની ચરણાકૃતિ સાથે અન્ય,,મુખ્યા સ્વામિનીની ચરણાકૃતિ દેખાઇ. સિદ્ધિ શકિત વગર રસની સિદ્ધિ પ્રત્યક્ષ થઇ શકેજ નહિ. ઘટપટાદિ સિદ્ધ હોય તોજ તે પ્રત્યક્ષ કરી શકાય. માટે તે શકિતની સાહાય્યથી તેઓ રસાત્મક પ્રભુના ધામમાં ગતિ કરી શકશે અને તેમને પુનઃ પ્રાપ્ત કરી શકશે એવું આશ્વાસન મળ્યું. આથી એ ચરણાકૃતિની પાછળ પાછળ ચાલ્યાં; એટલે માર્ગમાં તૃણાંકુરથી તે ઢંકાઇ જતી

ગ્રહણાદ-અર્થાત્ રસમાર્ગમાં પણ મણિમંથ ઉજ્જ્વલ પંથ જડે છતાં પણ તેમાંએ વિઘ્નો તો હોય છે, તેથી તેમનાં રેખાદર્શન ઝાંખાં થવા લાગ્યાં. પછીથી પ્રભુ તેમનામાં પ્રેમ રાખનારને કેવા વશ થઇ જાય છે તેનું જ્ઞાન એમને થયું, કારણકે જે સ્વામિનીની સાથે પોતે ગમન કર્યું હતું તેના કેશને શોભાવવાને પોતે પુષ્પો વગેરે ચુંટયાં હતાં; આ ઉપરથી તેમણે વિચાર્યું કે જ્યાં સુધી આવો પ્રબળ પ્રેમ થાય નહિ ત્યાં સુધી પ્રભુનો સાક્ષાત્કાર દુર્લભ છે. આથી એવો પ્રેમ પ્રાપ્ત કરવા લાગ્યાં: તે સ્થિતિમાં ખુદ સ્વામિનીજી-સિદ્ધિ શકિત તેમની પાસે પ્રકટ થયાં અને પ્રભુ સાથે તેઓ કેવી રીતે અન્યથી છૂટાં પડીને ચાલી નીકળ્યાં હતાં, અને પોતાના માનભાવથી પ્રભુને વશ કર્યા હતા છતાં પોતાના દૌરાત્મ્ય ભાવથી પ્રભુના અનુગ્રહને અપાત્ર બન્યાં હતાં એ કહી બતલાવે છે. સિદ્ધિ શકિતનો હવે પુનઃ સંયોગ થાય છે. સિદ્ધિ શકિત અને સામર્થ્ય રૂપા શકિતઓ (ગોપીકાઓ) વનમાં દૂર સુધી પ્રભુનું અન્વેષણ કરવાનું છોડી દઇને સાધનનો ત્યાગ કરીને પુનઃ શ્રી યમુનાજીના તટ ઉપર ગયાં-સાક્ષાત્ શુચિ અને પુનીત રસપ્રવાહ પાસે આવીને ઉભાં રહ્યાં-પોતામાં રહેલા રસને સામર્થ્યથી અને સિદ્ધિથી પ્રવાહિત કરતાં રસાત્મક બ્રહ્મ એકદમ ત્યાં પધારશે, માટે તદર્થ ત્યાં ગયાં અને પોતાનાં મન, વાણી, ક્રિયા આત્મા અને ગુણો સર્વ કંઇ પ્રભુમાં જોડયાં અને સર્વાત્મભાવે ગાન કરવા માંડ્યું. કેવલ ભકિતની દૃષ્ટિએ આનું તાત્પર્ય એટલુંજ છે કે અન્વેષણ તથા લીલાઅનુકરણ વગેરે પછી ગુણગાન એ ભકતને પ્રભુની વધારે નિકટ લાવનાર છે; પણ ગુણગાનમાં સંસારની તદ્દન વિસ્મૃતિ થવી જોઇએ એટલુંજ નહિ પણ ઇન્દ્રિયો, મન આત્મા વગેરેનું અનુસંધાન પ્રભુમાં થવું જોઇએ; આ ગોપીજનોએ તે પ્રમાણે કર્યું.

जे. गो. शाह

---

## ॥ श्रीगोपीगीतम् ॥

॥ **श्रीकृष्णाय नमः** ॥ ભગવાન દીનતાથી રીઝે છે, એ દીનતા કેવી? એ દીનતા એવી કે શ્રી હરિ સિવાય અન્ય જેને સાધન નથી નિઃસાધન જનોજ હમેશાં દીન હોય છે તદ્દન નિઃસાધન બની જવાથી તે નિઃસાધનતા વિરહનું સ્વરૂપ ધારણ કરે છે. તદ્દન નિઃસાધનને પણ કંઇક તો સાધન હોય છે. પુષ્ટિમાર્ગીય નિઃસાધનને તેવું સાધન માત્ર એક પ્રભુ છે. એ પોતાનું સાધન પ્રભુ એકનું એકજ હોવા છતાં તે સાધન જ્યારે તેના હાથમાં નથી આવતું ત્યારે તે દીન બની અનર્ગલ અશ્રુ ખેરે છે. પ્રભુ સાધનની અપ્રાપ્તિના દુઃખની આગ રૂંવે રૂંવે વ્યાપે છે તે એટલે સુધી કે દશમી અવસ્થા સુધી જીવ પહોંચી જાય છે. આવે વખતે પ્રભુ દયા કરી ભકતને દર્શન આપે છે. આ વસ્તુ આપણે ગોપીગીતમાં અનુભવીએ છીએ.

જે વસ્તુ આપણે જોઇએ છીએ, અથવા અનુભવીએ છીએ તે વસ્તુનોજ વિયોગ થતાં આપણને દુઃખ થાય છે. અણદીઠી અને અણમાણી વસ્તુપર પ્રીતિ કદી થતીજ નથી અણદીઠી વસ્તુનો વિયોગ લાગેજ નહિ. આવો વિયોગ થવાનું કારણ પ્રથમતો તે વસ્તુ સાથેનો સંબંધ અને તેનો અનુભવ છે. જ્યારે ભગવાને શ્રુતિઓને વરદાન આપ્યું, ત્યારે દર્શન કરતાં માત્રમાં પ્રથમ તે ઋચાઓના ઉરમાં ભગવાન પધાર્યા, ત્યારેજ તેમને પ્રભુ સાથે રમવાનું મન થયું, અને તેથી વરદાન માંગ્યું, ત્યારે પ્રભુએ વરદાન વ્રજભૂતનો સમય

કૃષ્ણાવતાર આપ્યો. અહીં પણ એમજ બને છે. શ્રીકૃષ્ણ પ્રથમ તેમને ખુબજ આનંદ આપે છે. રાસપંચાધ્યાયીમાં અલૌકિક ભાવોનો સંપૂર્ણ અનુભવ આપે છે. નિષ્કામ ભજનાનંદ આપે છે. આ આનંદ પણ યોગ્યતા પ્રમાણે ઇચ્છા હોય તેવો આપે છે. જે ચતુર હોય તે પોતાના સંબંધીઓને ઇચ્છા પ્રમાણે એને યોગ્યતા પ્રમાણે આનંદ આપે છે. ભગવાન્ સર્વથી ચતુર છે તેથી દરેકની ઇચ્છા પ્રમાણે અને યોગ્યતા પ્રમાણે આનંદ આપે છે. અહિં વિચારવાનું એ છે કે યોગ્યતા પ્રમાણેજ ઇચ્છા થાય છે. એ યોગ્યતા પૂર્વના સંબંધ પ્રમાણે હોય છે. અહિં પણ તે સ્પષ્ટ જણાય છે. શ્રીકૃષ્ણ જે ભક્તને જેવી રીતે રમાડે છે તેવી રીતે રમણાત્મક પ્રભુ તેના હૃદયમાં બિરાજી જાય છે. અરે અત્યન્ત રમણથી રૂંવે રૂંવે એ રમણાત્મક પ્રભુ આનંદ સ્વરૂપે બિરાજી જાય છે. આથીજ માન થાય છે. માન એ અહંકારનું એક સ્વરૂપ છે. માન એ આસુરત્વ છે. પ્રભુ સાથે માન એ અલૌકિક આસુરત્વ છે. ગમે તેવું આસુરત્વ હોય પણ તે અપરાધ છે. આથી અપરાધ પડતાં પ્રભુ અંતર્ધાન થઇ જાય. ભગવાન જે જે પ્રકારના અનુભવો આપે છે તે તે અનુભવો સ્વરૂપાત્મક બની વ્રજભક્તોનાં અંગો અંતર અને બહાર ઘેરી લે છે. આ સંપત્તિજ માનના સાધનરૂપ છે. વસ્તુ પાસે હોય છે, ત્યાં સુધી તેની કિંમત સમજાતી નથી. વિયોગમાંજ સમજાય છે. તેમ વ્રજભક્તો પાસે પ્રભુ હતા ત્યાં સુધી તેમને કંઇકજ વિયોગના દુઃખનું જ્ઞાન ન આવ્યુ. જ્યારે અંતર્ધાન થયા ત્યારેજ ખબર પડી. સૌથી ઉંચામાં ઉંચી વસ્તુનો વિયોગ વધારેમાં વધારે સાલે. સૌથી ઉંચામાં ઉંચી વસ્તુ ભજનાનંદ છે. તે આનંદ પ્રભુ આપે ત્યારે તે જીવને સ્વાનંદનું દાન કર્યું કહેવાય. સ્વાનંદનો અર્થ સ્વ એટલે શ્રીસ્વામિનીજી અને આનંદ એટલે આનંદ. શ્રીસ્વામિનીજીનો પ્રભુએ આપેલા આનંદનુ દાન તે સ્વાનંદનું દાન કહેવાય તે સત્તાવીસમા અધ્યાયની કારિકાનો પ્રથમ શ્લોક શ્રીમહાપ્રભુજી **स्वानंद स्थापनार्थाय लीला भगवता कृता ॥**......બોલે છે. શ્રીસ્વામનીજીને આપેલા આનંદનું દાન કરવાને ભગવાને લીલા કરી. હવે જેને શ્રીસ્વામિનીજીનો આનંદ મળે તે શ્રીસ્વામિનીજી સમાન બને, અને ગુણ પણ તેવાજ પ્રકટે. આ ગુણો વ્રજના સર્વ રાસ રમનારા સ્ત્રીભક્તોમાં હોવાથી શ્રી મહાપ્રભુજી સર્વને શ્રીસ્વામિનીજી સમાન ગણી સ્વામિનીજી શબ્દ બહુ વચનમાંજ વાપરે છે. શ્રીસ્વામનીજીનો સ્વભાવ માન કરવાનો પણ છે. આ માનનો ગુણ શ્રીસ્વામનીજીનો આનંદ પ્રભુએ આ વ્રજસીમન્તીનીઓમાં મુકી દીધો, તેથી ગુણ પણ તેવા થયા. એટલે સ્વામિનીજીનો માનનો ગુણ પણ આવી ગયો. આજ કારણથી અઠ્ઠાવિશમા અધ્યાયની કારિકાની પહેલી લીટીમાં **अष्टाविंशे हरेर्गानं स्वभावदपराधतः** ॥ એમ કહ્યું છે **स्वभावात्** એટલે **स्वामनी**જીનો ભાવ (માનનો) આવી જવાથી અપરાધ પડવાને લીધે તેના નિવારણ માટે હરિનું ગાન છે. આ અપરાધની ખબર પ્રથમ અંતર્ધાન થતાં લૌ સાધનો વડે તે વસ્તુ પ્રાપ્ત કરવાની આશા રહે છે. પ્રભુ સાધન સાધ્ય નથી, કૃપાસાધ્ય છે. પોતાની ખોવાએલી વહાલામાં વહાલી વસ્તુ કંઇ પણ સાધનથી મને મળશે એવું આશ્વાસન જ્યાં સુધી હૃદયને હોય છે, ત્યાં સુધી તેવાં સાધનોદ્વારા જીવ તે વસ્તુ મેળવવા સાવધાનતાથી ફાંફાં મારે છે, જેમ જેમ પ્રાપ્ય વસ્તુ સાધનથી મળવાની આશા તુટતી જાય છે, તેમ તેમ તે જીવની ધીરજ ખુટતી જાય છે. એ ધીરજનું ખુટી જવું તેજ નિઃસાધનતાજ છે. જ્યારે જીવની ધીરજ ખુટી જાય છે ત્યારે તે દીનત બને છે. અને દીન બને છે ને દેહનું ભાન પણ ગુમાવે છે. અહિં પણ તેમજ બને છે.

અહિં વિચારવા જેવું એ છે કે શોધનમાં અને સ્તુતિમાં પણ યોગ્યતા પ્રમાણેનીજ વસ્તુ માલુમ પડે છે. જગતમાં ધન એ શ્રેષ્ઠ વસ્તુ ગણાય છે. તે વસ્તુ મેળવવા દરેક પોતાની યોગ્યતા પ્રમાણે વિવિધ ઉદ્યમો અને પ્રવૃત્તિઓ કરે છે. ભગવલ્લીલામાં હરિ એજ ધન છે. તે અંતર્ધાન થતાં તેની પ્રાપ્તિ માટે પણ યોગ્યતા પ્રમાણે સર્વ પ્રવૃતિઓ થાય છે. આ કારણથી ગોપીગીતના શ્લોકમાં રસવૈવિધ્ય છે. તામસ, રાજસ અને સાત્વિક વગેરે ગુણ યુક્ત વ્રજ ભક્તો તે તે ગુણને અનુસરતી વાણી ગાનમાં કાઢે છે. આમ છતાં તે વાણીનો અંગીકાર પ્રભુ સમાન રીતે કરે છે. કારણ એવું છે કે ગુણો તામસ, રાજસ, તથા સાત્વિક હોવા છતાં તેમાં પ્રેમ હોવાથી તે નિર્ગુણ પણું ધારણ કરે છે. પ્રેમ એ નિર્ગુણ વસ્તુ છે, એ પ્રેમનો સંગ કરનાર નિર્ગુણી બને છે. તેમ પ્રભુ પ્રેમના સંગથી આ નિર્ગુણને પણ નિર્ગુણજ ભગવાન પોતે માની લેછે. અને તેથીજ સર્વ સાથે એકી વખતે પ્રકટ થઇ આનંદ આપે છે. જો એ વ્રજ ભક્તોમાં રહેલા ત્રિગુણોમાં ભિન્નત્વ હોત વા તારતમ્ય હોત તો ફળ એકજ સાથે ન મળત. પણ તેમ નથી. ખરાબ વસ્તુ પણ પ્રેમથી મીઠી લાગે છે. વિદુર પત્નીનાં કેળાંનાં છોડાં પણ પ્રેમ હોવાથી પ્રભુને અલૌકિક સ્વાદવાળાં લાગે છે. તેમ અહીં તામસપણું છતાં પ્રેમ હોવાથી તે પ્રભુ અંગીકાર કરે છે. અહીં સમજવા જેવું એ પણ છે કે પુષ્ટિભક્ત રજોગુણી, તમોગુણી કે સત્વગુણી હોય પણ તેનામાં પ્રભુ પ્રેમ હોવાથી તે નિર્ગુણજ છે. તેનામાં દોષો જેવું જણાતું હોય પણ તે દોષોમાં પ્રભુપ્રેમ ભળેલો છે, તેથી તે દોષો પણ સર્વોત્તમ ભાવની દૃષ્ટિએ નિર્ગુણ છે, અને તેથી કદાચ તે ફ્લાત્મક પણ હોય છે. તેથી ભગવાન કહે છે કે વ્રજ ભક્તોની એક ગાળીમાં મને જે આનંદ આવે છે તે હજાર સ્તુતિઓમાં નથી આવતો. "વ્રજ ભક્તની એક ગાળી ઉપર હજારો સ્તુતિઓને હું વારી નાખું" એમ પ્રભુ બોલે છે. ગાળ દેવીએ આસુરત્વ વા દોષ છે પણ પ્રેમ પૂર્વક દેવાતી ગાળ નિર્ગુણ છે. જો નિર્ગુણ ન હોય તો તે નિર્ગુણ પૂર્ણ પુરુષોત્તમને આનંદાત્મક ન થાય. પ્રેમથી દેવાતી ગાળ એ ગાળ નથી પણ "ઓગાળ" એટલે માનો અધરામૃત છે. અહીં ગોપીગીતમાં પણ "કુહક" વગેરે શબ્દો ગાળ રૂપે છે. કોઇને કપટી કહેવો એ દોષ છે ને તેથી સાંભળનારને માઠું લાગે છે. અહીં પ્રભુને કપટી કહે છે, ત્યારે તે રાજી થાય છે. વસ્તુ પણ સત્વજ છે. પ્રેમ એ ગાળમાં મિષ્ટાન્ન કે મિસરી રૂપે ભળેલો છે. તેથી તેમાં પ્રભુને સ્વાદ આવે છે. જેમ નરી સાકર નથી ભાવતી તેમ નર્યો પ્રેમ પણ નજ ભાવે. સાકર કોઇ સામગ્રીમાં ભળે ત્યારે વધારે સ્વાદિષ્ટ અને રૂચિકર બને છે. તેમ અહીં પણ રજોગુણ, તમોગુણ અને સત્વગુણમાં સાકર રૂપે પ્રેમ ભળે છે તેથી પ્રભુને વધારે રૂચિકર બન્યો છે. તેથીજ એવા વિવિધ ગુણવાળાં ગોપીજન વિવિધ રીતે ગુણ પ્રમાણે સ્તુતિ કરે છે છતાં પ્રભુને તે સર્વ સમાન લાગે છે. ભક્તો વિવિધ પ્રકારની સામગ્રી ભલે ગુણ અને રૂચિ પ્રમાણે બનાવે પણ સર્વ સામગ્રી પ્રભુ તો પ્રેમ પૂર્વક અંગીકાર કરે છે. તેમજ અહીં પણ સમજી લેવું.

બીજી રીતે કહીએ, તો પ્રભુ કેશવ છે, અર્થાત્ ક એટલે બ્રહ્મા ઇશ એટલે મહાદેવ તે બન્ને રજોગુણ અને તમોગુણના અધિષ્ઠાતા દેવ છે, તેમનો પણ અંગીકાર કરે છે. મતલબ કે રજોગુણ અને તમોગુણના ભંડાર જેવા બ્રહ્મા ને શિવ તેનો અંગીકાર કરે છે, તો આ વ્રજ ભક્તોમાં તો માત્ર ત્રિગુણોનો આભાસજ છે તેમનો અંગીકાર કરીને આનંદ

આપે તેમાં નવાઇ નથી. કારણ કે પોતે કેશવ છે. આ કારણથી ઓગણત્રીસમા અધ્યાયના નવમા શ્લોકમાં "કેશવ" શબ્દ વાપરવામાં આવ્યો છે. આમ શબ્દોની વપરાશ પણ શ્રીભાગવતમાં ભાવ પૂર્વક છે. શ્રી ગોપીજનો તો પોતાના ભાવ પ્રમાણેજ એકે એક શબ્દ બોલે છે અને તે ભાવ ગુણ પ્રમાણે વા અનુભવ પ્રમાણે હોય છે.

ગોપીગીત શબ્દજ આપણને એ વસ્તુ સ્પષ્ટ બતાવે છે. ગોપી એટલે પ્રભુની ગો એટલે ઈંદ્રિયો કે જે અલૌકિક આનંદ સ્વરૂપ છે તેનું "પી" એટલે પીનારી કે પાન કરનારી. જેણે પ્રભુની અલૌકિક આનંદાત્મક ઈંદ્રિયોના આનંદનુ પાન કર્યું હોય તેજ એ રસાનું ભવનાં કે પાનનાં ગીત ગાઇ શકે. અહીં **आनंदमात्रकरपाद मुखोदरादि** સમજવું. પ્રભુની સર્વ ઈંદ્રિયોમાં આનંદ સિવાય બીજો સ્વાદ નથી. એ આનંદના સ્વાદનું પાન કરનાર કે ચાખનાર તે ગોપી કહેવાય છે, અને જેણે તેનું પાન કર્યું હોય એ વસ્તુ અનુભવ પ્રમાણે ગાઇ શકે, તેથી "ગોપીગીત" નામ એ સ્તુતિનું છે.

બીજી રીતે કહીએ તો જેણે પ્રભુને ("ગુપ્" ધાતુ સંતાડવું પરથી ગોપ શબ્દ થઇ) ગુપ્ત હૃદયમાં રાખ્યા છે તે ગોપી. અરે, અહિં તો પ્રભુ આનંદ રૂપે અંતર સ્વરૂપે રૂંવે રૂંવે બિરાજ્યા છે, માટે ગોપી શબ્દ આ વ્રજભક્તોને માટે વપરાય છે. પ્રભુનું આનંદસ્વરૂપ રૂંવે રૂંવે બિરાજી ગયું છે. માટે તેમનાં રૂંવાં શુદ્ધાં વિપ્રયોગ દશામાં ગાન ગાય છે, પણ રૂંવાંને મોઢાં નથી તેથી તે સાંભળી શકાતું નથી,

પણ સર્વેને એકજ મોઢું છે તેથી તે વડે તેઓ વિપ્રયોગમાં વિપ્રયોગનાં ગાન ગાઇ શકે છે. વિયોગમાં ગાન ગાવાનાં બે કારણ છે. એક તો જીવનનું ટકાવવું અને પ્રભુની પ્રાપ્તિ. વિપ્રયોગમાં ભક્ત પ્રભુનાં ગુણગાન વડેજ જીવન ટકાવી શકે છે. તે પણ **तमजीवनम्** એ શબ્દ વડે બતાવે છે. વળી જે કારણ કે દોષથી પ્રભુનો વિયોગ થયો હોય એ કારણ કે દોષ પણ ગુણગાન વડે નિવારણ થાય છે, આ વસ્તુ પણ ભુલવા જેવી નથી. આથી વિપ્રયોગ દશાના ભક્તોનું જીવન સત્સંગ વડેજ ટકી શકે છે, કારણ કે સત્સંગથી પ્રભુના ગુણોનું ગાન થાય છે. અહિં પણ ગોપીજનોને એકબીજાનો સત્સંગ છે, તેથી એ વડે જીવન ટકાવી રાખે છે. કારણ કે એક બીજાનું વિવિધ પ્રકારના આલાપવાળું ગાન પોતાની મૃગ દશામાં પણ સાંભળી શકાય છે.

હવે આગળ ચાલીએ.

જ્યારે સર્વને ગાનથી પણ પ્રભુ નથી મળતા ત્યારે તદ્દન બેભાન દશા થાય છે. આવી સ્થિતિમાં પ્રભુને દયા આવે છે. આજ વસ્તુ શ્રીમહાપ્રભુજી

**क्लिश्यमानान जनान् दृष्टा कृपायुक्तो यदाभवेत्**

**तदा हरिः सदानंदं हृदिस्थं निर्गतं बहिः ॥**

આ શ્લોકમાં બતાવે છે. કોઈ પણ સાધનથી જ્યારે પ્રભુ ન મળે ત્યારે જીવને સખતમાં સખત કલેશ થાય છે. ત્યારે પ્રભુનો સાક્ષાત્કાર થાય છે. શ્રીમહાપ્રભુજીને પણ શ્રાવણ સુ-૧૧ ને દિવસે જીવના અંગીકારની બાબતમાં ચિંતા રૂપે કલેશ થયો, ત્યારે પ્રભુએ પ્રકટ થઇ અંગીકારની રીત બ્રહ્મ સંબંધની આજ્ઞા કરી.

હવે આપણે મૂળ વિષય પર આવીએ. જ્યારે ભગવાન ફરી આ ગોપીજનોની

વિયોગથી બેભાન દશા થતાં પ્રકટ થાય છે, ત્યારે પણ પ્રભુ પાસે પોતાના ગુણ અને રૂચિ પ્રમાણેજ આનંદ પ્રકટ થાય છે, આ પ્રમાણે આ ગોપીગીત એ ફલાત્મક વસ્તુ છે. પ્રભુએ તે ગાન વડે પ્રસન્ન થઇને વિપ્રયોગાગ્નિ વડે અપરાધને બાળી મુકી તેમને ફરી સ્વાનંદનું દાન કર્યું. આપણી પણ જો આવી સ્થિતિ થાય તો તે પ્રભુનો સાક્ષાત્ અનુભવ થાય.

આજે પણ પુષ્ટિ ભક્તોને જે ભાવનાઓ અને પ્રભુ પ્રત્યે પ્રેમ ઉદ્‌ભવે છે તે તેના આત્માના મૂળના અનુભવથીજ છે. પુષ્ટિભકતે કોઈ સમયે જે સ્વાદ પ્રભુનો ચાખ્યો છે, તેની સ્મૃતિ ઉંડી આંતરિક ભકતના આત્માને છે, તેથી પ્રભુને ન દેખવા છતાં પ્રીતિ ઉદ્‌ભવે છે. ભકતની હાલ ઉદ્‌ભવતી ભાવનાઓનો પણ મૂળ લીલાની સાથે સંબંધ હોય છે, કારણ કે અણમાણી કે અણચાખી વસ્તુ પ્રત્યે ભાવના ઉદ્‌ભવેજ નહિ. જે વસ્તુને દીઠી કે ચાખી નથી તેના સ્વાદની ખબર ન હોવાથી તે પર પ્રીતિ નજ હોઇ શકે. આ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે પ્રભુનો લીલાત્મક સંબંધવાળો દૈવી જીવજ પુષ્ટિમાર્ગમાં આવી શકે. જેના અંતરાત્માને મૂળ લીલાના આનંદનું યત્કિંચિત્ પણ જ્ઞાન કે અનુભવ છે નહિ, તેને તે પ્રભુ પ્રત્યે પ્રીતિ નજ હોઇ શકે.

અરે, પ્રભુ સંબંધી જો સ્વપ્ન આવે તો પણ તે અંતરાત્માએ કોઇવાર અનુભવેલી વસ્તુજ હોઇ શકે; આધિદૈવિક કે અલૌકિક સ્વપ્ન અનુભવ વગરનું હોયજ નહિ. અંતરાત્મા તો મૂળથી એનો એજ અમર હોઇને ચાલ્યો આવે છે. તે માત્ર માયાને લઇને તેના મૂળ સ્વરૂપના સંબંધના સ્થાનને વિસરી ગયો છે, એ માયાજવનિકા દૂર થાય એટલે તેને પોતાના મૂળાનંદ ખબર પડે છે. અને મૂળાનંદની ખબર પડે, એટલે તે મેળવવા તલપાપડ થઈ જાય, એ તલપાપડ એજ વિપ્રયોગ.

ટુંકામાં કહીએ તો અનન્યાશ્રયી ભકતની સર્વ ક્રિયા માત્ર પ્રભુના મૂળ લીલાત્મક સંબંધ વાળીજ હોય છે. આ વસ્તુ ક્ષણે ક્ષણે યાદ રાખવા જેવી છે. આવી વસ્તુ સમજી જઇએ તો તદ્દન નિર્ગુણ દૃષ્ટિ આપણી થઈ જાય, અને સર્વોત્મ ભાવની પ્રાપ્તિ થતાં અનુભવની પરંપરા ચાલે.

દીનકિંકર.

# શ્રી વજસિમન્તીનીનો પરમ સંન્યાસ

આ દુનિઆમાં થઇ ગયેલા સર્વ ડાહ્યા માણસો આપણને કહે છે કે ભાઇ! આ સંસાર અસાર વસ્તુ છે માટે જ્યાં સુધી એને વશ થઇ રહીશું ત્યાં સુધી આપણો ઉદ્ધાર થવાનો નથી. સંસારના રંગો નશ્વર છે, તેમાં કોઇ પણ સ્થાયી નથી. રંગભૂમિપર જેમ એક પછી એક પડદાઓ બદલાતાં નવાં દૃશ્યો દેખાય છે તેમ સંસારમાં નવી નવી પરિસ્થિતિઓનો અનુભવ થાય છે, તે સ્વપ્નની સૃષ્ટિ માફક આભાસ માત્ર છે. છતાં મોહક છે. જેમ જાદુગર પોતાની જાદુઇ અસરથી બીજા માણસને મુગ્ધ કરી દે છે. તેમ સંસાર પણ તેના બહારથી આકર્ષક દેખાતા—સુખાદિ મોહક રંગોથી આપણને મુગ્ધ કરી દે છે; આકાશમાં સૂર્યોદય પૂર્વે અગર સૂર્યાસ્ત સમયે દેખાતા રંગો જેવા રંગો છે. તે જોતજોતામાં ઉડી જાય છે. આગીઆની પાંખની દ્યુતિ માફક તેની દ્યુતિના પ્રકાશ રેડાય છે, પણ જ્યારે બાલક તે આગીઆને પકડવા જાય છે, ત્યારે તેના ધૈર્યની તે કેટલી કસોટી કરે છે? અને તેમ છતાં જો પકડાય તો તેનો પ્રકાશ કેટલો સમય રહે છે? શરદભ્રની છાયાની માફક સલિલ પટ પર ઉત્પન્ન થતા બુદ્બુદોની સમાન સંસારનાં સુખનું આયુષ્ય અલ્પ છે. તેની કીર્તિના રંગ પણ ઘેરા છે. તેની લક્ષ્મી પણ દગો દેનાર છે, તેના આનંદમાં વિરતિ છે. અને પરિણામમાં નિરસતા અને જડતા સમાયેલી છે. આમ છતાં પણ અહો એ સંસારને માટે કેટલી ધમાલ! કેટલાઓ તેની લક્ષ્મી માટે ફાંફાં મારે છે—કેટલાઓ કીર્તિને વરવાને ઉત્સુક થયા છે. કેટલાઓ સત્તારૂપી વારુણી પીવાને માટે ઇચ્છા કરે છે. એજ સંસારની અદ્ભૂતતા છે.

શ્રી સુરદાસજી સંસાર તથા તેના સુખો વગેરેનું વર્ણન આપતાં લખે છે.

પાનીમેં જ્યોં બુદબુદા, એસી યહ દે દેહ;
વિલસ જાય પલ એક મેં, યામે નહિં સંદેહ.
+ ÷ + +
ઉદય ભયો અસ્ત હોયગો, ફુલ્યો સો કુમલાય
જન્મ લિયોસો જાયગો, યહ નિશ્ચય સતભાય
કાલભય નિત આય હેં, તું વિષયરસ લીન:
જ્યૌં અહિ દાદુરકું ભખે, દાદુર જ્યૌં ન મલીન.
બાલ અચેત હિમે ગયો, તરુણાઇ ત્રિયહેત:
અબ છિનછિન ગ્રસત જરા, કયૌં નહિ હોત સચેત.

ભકત કવિ કહે છે કે હે મનુષ્ય તું તારા દેહમાં આટલો બધો મુગ્ધ બની ગયો છું; કે રાત દિવસ તેના રક્ષણના વિચારમાં ગુંથાયલો રહે છે. તો તે દેહ કેવો છે તેનો અલ્પક્ષણ માટે પણ તેં વિચાર કર્યો છે? જો તું વિચાર કરીશ તો જણાશે કે આ દેહ તે પાણીના પરપોટા જેવો છે. પરપોટાને પાણીમાં શમી જતાં વાર લાગતી નથી. તેમ તારા દેહને કરમાતાં વાર લાગવાની નથી. જેનો ઉદય છે તેનો અસ્ત જરૂરથી થશે તેમાં કોઇપણ જાતની શંકા તું રાખીશ નહિ. આ અમારૂં અને આ પારકું એવું ગણીને અહંતામમતાત્મક

સંસારમાં તું રચ્યો પચ્યો રહે છે પણ તે સંસારજ તને બંધનકર્તા છે તે તું સમજતો નથી ? જેમ સર્પ દાદુરનું ભક્ષણ કરે છે તેમ કાલ તારા દેહને ગ્રસ્ત કરશે અને તને હતો નહતો કરી દેશે. તે સમયે તારૂં ગુમાન, તારો માનમરતબો ! તારી વાહ વાહ જે અહિંઆં તું થતી સાંભળે છે. તે સર્વ ચાલ્યું જશે. માટે હજી પણ વિચાર કર. તેં તારી બાલ્યાવસ્થા તો અજ્ઞાનતામાં ગાળી છે, યુવાવસ્થાને કામાસક્તિમાં પસાર કરી છે, અને વૃદ્ધાવસ્થામાં અંગ તથા પલિત વગેરે નિસ્તેજ અને અશક્ત બન્યાં છે અને તારી કાર્યશક્તિ હરાઇ છે આવી અવસ્થામાં સંસારમાં સારરૂપ હરિનું નામ તુ લઇ શકતો નથી તે કેટલી બધી વિચિત્રતા છે. કાલનું સૌન્દર્ય તારા દેહરૂપી દુર્ગનો નાશ કરવાને માટે સર્વ સામગ્રી સહિત તૈયાર થયેલો છે, છતાં પણ તું કોઇ પણ જાતની તૈયારી કરતો નથી એ એક પરમ આશ્ચર્ય છે. આ ભક્ત કવિ પુનઃ પણ કહે છે.

મિથ્યા સુખ દુઃખ જગત કે, અરુમિથ્યા યહ દેહ
તામેં અરુચિ વૃથા મચ્યો, કિયો ન હરિ સોં નેહ

સંસારના સુખ દુઃખ આવા છે. તો પછી જીવનનું કર્તવ્ય શું બાકી રહે છે, તો તે માટે જણાવે છે.

જબ લગી માયા દુષ્ટ પથ, તબ લગી પ્રભુ રહે દૂર
દુષ્ટ દિએ પ્રકટ નિકટ. રહૈ નયન ભરપુર.

\+ + + +

જૈસો માયા મન રંગ્યો, યોંજુ રંગે હરિસ્નેહ
તો હોઈ જીવનમુક્ત જગ, તો ભવસાગર એહ.

શાસ્ત્રોએ પોકારી પોકારીને કહ્યું છે, તેમજ ડાહ્યા પુરુષોને થતા અનુભવોએ પણ જણાવ્યું છે કે આ દુનિઆમાં કોઇ પણ સાચી વસ્તુ હોય તો તે ભગવાનજ છે: માટે તે સિવાય બીજા સર્વનો સંબંધ છોડીને એ ભગવાનમાં ચિત પરોવવું. તેમાંજ જીવનનું સાફલ્ય છે. પણ આમ કરવું તે કહેવું જેટલું સહેલું છે તેટલું આચરણમાં મૂકવું કઠિન છે: કારણકે કેટલાઓએ આ સંસારનો ત્યાગ કરવાને માટે અરણ્યો સેવ્યાં છે, તપ વગેરે કર્યાં છે. તથા સંન્યાસ લઇને દુનિઆમાંથી ચાલ્યા ગયા છે. અને શીત ઉષ્ણતા તથા વર્ષાઋતુઓમાં એકાન્ત સ્થળોમાં–અતિશય કણ્ટકોથી ભરપૂર ગાઢ જંગલો, વિષમ ગિરિની ગુફાઓ તથા વ્યાઘ્રાદિ હિંસ્ર પશુઓથી ભરપૂર ભયંકર સ્થાનોમાં સંસારનો ત્યાગ કરવાની સદ્બુદ્ધિથી નિવાસ અંગીકાર કર્યો છે, છતાં પણ તેઓ સંસારનો સર્વથા ત્યાગ કરી શકયા નથી. તો આમાંથી એટલુંજ ફલિત થાય છે કે સંસારનો ત્યાગ થવો અને પ્રભુમાં પ્રીતિ રહેવી, તે જીવના સાધનોથી બનવું મુસ્કેલ છે. યજયાગાદિ, તપ, જ્ઞાન, વૈરાગ્ય ઇત્યાદિ સાધનોનું બળ માયાની અટપટી સામે ઠેઠ સુધી ટકી રહેતું નથી, માત્ર ભગવાનની કૃપા હોય તોજ તે થઇ શકે છે. તોપણ શાસ્ત્રોએ આ અસાર સંસારના ભયમાંથી કેવી રીતે મુક્ત થવું તેના ઉપાયો દર્શાવ્યા છે. તેઓ કહે છે કે પાણીમાં રહેવું અને મગરથી ડરવું એ યોગ્ય નથી. અર્થાત્ સંસારથી દૂર ભાગવામાં સંસાર નષ્ટ થતો નથી, પણ સંસાર એટલે જેને માયાનું સામ્રાજ્ય કહે છે તે માયાને જીતવી જોઇએ. માયાનું જોર તેની ઇન્દ્રિયરૂપી સૈનિકો અને મનરૂપી સેનાપતિને લીધે છે. તો કોઇપણ પ્રકારે તે સૈનિકો અને મન ઉપર તમે તમારો

કાબૂ મેળવવાનો પ્રયત્ન કરો; એટલે સઘળી બાજી તમારી તરફેણમાં થશે. અર્થાત્ ઇન્દ્રિયાદિ જે સંસારના વિષયોમાં ખેંચાય છે તેનું તેમાંથી સંયમન કરીને પ્રભુ તરફ વાળવી જોઇએ. આમ કરવાથી સંસારની દુષ્ટતા તથા તેની બુરાઇ આપોઆપ ધોવાઇ જશે. આ રીતે ઇન્દ્રિયોને વશ કરીને પ્રભુ તરફ ચિત્ત ખેંચવું તેનું નામ નિરોધ કહેવાય છે અને આ બાબત આપણે "નિરોધ એટલે શું ?" એ વિષયની અંદર સહજ રીતે વિચારી હતી. હવે અહિંઆં તો નિરોધની અન્તિમ દશામાં જે ફલરૂપ વસ્તુ છે તે શી રીતે મેળવી શકાય તેનો વિચાર કરીએ.

સર્વ શાસ્ત્રોનું દોહન કરીને જો કોઇ પણ સાર ખેંચવામાં આવે તો તેમાંથી એકજ વસ્તુ આપણે શીખી શકીએ છીએ કે આ સર્વ જગત્ ઇત્યાદિના કર્તા પ્રભુને ઓળખો અને તેમને મેળવવાનો પ્રયત્ન કરો. આપણી આજુબાજુએ જે સ્થાવર તથા જંગમાત્મક સૃષ્ટિ જોઇએ છીએ, જે કંઇ ચૈતન્ય તથા સૌન્દર્યને સ્ફુરાયમાન થતુ જોઇએ છીએ તે સર્વ કૃતિ પરમાત્માની—ઇશ્વરની છે. તેણેજ આ વિશ્વને અનેક ચમત્કારોથી ભરપૂર બનાવ્યું છે. તે પરમતત્ત્વની ઇચ્છા રમણ કરવાની થઇ એટલે ક્રીડાભાણ્ડરૂપ નાના પ્રકારક આ સૃષ્ટિને ઉત્પન્ન કરી અને તેમાં વિલાસ શરૂ કર્યો. તેણે આ વિશ્વમાં દ્દષ્ટિગોચર થતી સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને સ્થૂલમા સ્થૂલ સત્વો બનાવ્યાં. એ વિશ્વ તથા બ્રહ્માણ્ડોના કર્તા એકજ છે. તથા આ સર્વ જે કંઇ આપણે નિહાળીએ છીએ તે તેના અંશરૂપ છે, એ વસ્તુ આપણે તત્વજ્ઞાનની ઉંડી દ્દષ્ટિથી અવલોકીશું તો સમજ્યા વગર રહી શકીશું નહિ. તે સર્વ કંઇ ચલનહલન કરનાર સત્વો તથા સ્થિર પદાર્થો તે પરમતત્ત્વ (બ્રહ્મમાંથી) ઉત્પન્ન થયાં છે: અને જ્યારે ઇચ્છા થાય ત્યારે પાછું એ સર્વને પોતાનામાં સંકેલી લે છે. જેમ ઉર્ણનાભિ (કરોળીઓ) પોતાની ઇચ્છાથી પોતાના મુખમાંથી જાળ કાઢીને સુંદર સૃષ્ટિ પોતાને વિહરવાને બનાવે છે: પણ જ્યારે તેની ઇચ્છા થાય છે ત્યારે ફરી રીતે પાછો પોતાનામાં સંકેલી લે છે. તેજ પ્રમાણે હરિ સ્વઇચ્છા થતાં રમણ કરવાને આ સર્વ ખેલ પોતે રચે છે, અને પછી પાછા તેને પોતાનામાં સંકેલી લે છે. આ ખેલ જાદુગરના ખેલ જેવા ભ્રમજનક અગર મિથ્યા નથી, પણ સત્ય છે: કારણ કે જગતરૂપી ખેલના કરનાર અહિંઆં મિથ્યા નથી પણ સત્ય છે. એ ખેલના નિર્માતા ભગવાન્ છે. માયા નથી. સંસારની બનાવનાર માયા છે, માટે સંસારના ખેલ મિથ્યા છે; પણ વિશ્વ અગર જગત્‌ના ખેલ સત્ય છે. કારણ કે તેના બનાવનાર બ્રહ્મ છે, તેમ તેની ઉત્પત્તિ પણ બ્રહ્મમાંથીજ છે. બ્રહ્મ જો સત્ય હોય તો તેમાંથી ઉત્પન્ન થયેલા સર્વ પદાર્થો પણ સત્ય ગણવા જોઇએ. સુવર્ણમાંથી બનાવેલા અનેકવિધ અલંકારો સુવર્ણમયજ છે. તેમ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલ સર્વ પદાર્થો બ્રહ્મના અંશરૂપ હોવાથી સત્ય છે. માટે બ્રહ્મજ તે સર્વનું અન્તિમ ધ્યેય છે. બ્રહ્મમાંથી છૂટા પડેલા અંશ ભૂત જીવોનું અન્તિમ ધ્યેય પણ બ્રહ્મજ છે. બ્રહ્મથી છૂટો પડેલો જીવ માયાના આવરણમાં સપડાઇને અહંતા મમતાત્મક સંસારની વિક્રિયાઓને નિહાળે છે, પણ જેમ જેમ તે સત્ય વસ્તુ સમજતો થાય છે તેમ તેમ તેને ખબર પડતી જાય છે, કે આ સર્વ ખોટું છે અને માત્ર ભગવાનજ સત્ય છે,—માટે તે ભગવાનને પ્રાપ્ત કરવાથીજ પોતાનું અસલ સ્વરૂપ સંપૂર્ણ રીતે જાણી શકાશે. આંગ્લકવિ વર્ડઝવર્થ પણ આ વિષયને લગતા પોતાના ઉદ્દગારો કાઢે છે.

Our birth is but a sleep and forgetting,
The soul that rises with us our life's star
Hath had elsewhere its setting,
And cometh from afar,
Not in entire forgetfulness.
And not in utter nakedness;
But trailing clouds of glory do we come,
From God, who is our home,

બ્રહ્મના અંશભૂત અને બ્રહ્મમાંથી છૂટા પડેલા જીવનું સ્વરૂપ સમજવાની જરૂર છે. એ બ્રહ્મનું વર્ણન ઉપનિષદ્‌ની અનેક શ્રુતિઓમાં આપેલું છે. કોઇ પણ ઉપનિષદ્ વિભાગનું સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન થાય તો આ રહસ્ય વસ્તુ સમજાયા વગર રહેશે નહિ. બ્રહ્મનું સ્વરૂપ આનંદરૂપ છે. આનંદ એજ બ્રહ્મનો આકાર છે, માટે તે સાકાર ગણાય છે, તેમાં કોઇ પણ જાતની પ્રાકૃતતા નથી, માટે તે નિરાકાર કહેવાય છે. સાકરની પુતલી હોય તો તેમાં સાકરસિવાય બીજું કંઇ પણ જણાતું નથી, તથા સુવર્ણના કોઇપણ દાગીનામાં સુવર્ણ સિવાય બીજી કોઇ પણ વસ્તુ હોતી નથી, તેમ આનંદરૂપ બ્રહ્મમાં બીજી કંઇ પણ વસ્તુ છેજ નહિ. જીવ તેમના અંશભૂત હોવાથી જીવનું પણ ખરૂં સ્વરૂપ આનંદ છે. પણ સંસારમાં પ્રવેશ કરતાં તેનો પવન તેનામાં એવી વિક્રિયા ઉત્પન્ન કરે છે કે પોતે આનંદરૂપ છે એ વસ્તુનું તેને વિસ્મરણ કરાવે છે. પણ જ્યાં સુધી તે પોતાનું રૂપ ઓળખવાને પ્રયત્ન કરતો નથી ત્યાં સુધી તેને શાંતિ તથા ઝંપ નથી. તેને સંસારના લૂખા પદાર્થો મેળવવા માટે અતિશય ઝંખના થાય છે, અને તે મેળવવા છતાં પણ તેને અશાંતિ તથા ક્ષોભ રહે છે. માટે જીવે પોતાનું સ્વરૂપ સમઝવાને પ્રયત્ન કરવો જોઇએ. પોતાનું સ્વરૂપ સમજીને તે સ્વરૂપ પાછું કેવી રીતે પ્રાપ્ત થાય તેના વિચારમાં ગુંથાવું. આમ વિચારો કરતાં ઉત્તરોત્તર તે સ્વરૂપ પ્રાપ્તિ માટે એ પ્રયત્ન બનશે. અને એક સમય એવો આવશે કે તેના જીવનમાં અદ્ભૂત પલટો થઈ જશે. એ સંસારને પોતાની દૃષ્ટિ સમીપ નિહાળશે નહિ; એતો રાતદિવસ તે આનંદસ્વરૂપની પ્રાપ્તિની ઝંખના કરશે. આ પ્રમાણે તેના જીવનનો પલટો થતાં તે દિવ્યજીવન કહેવાય છે.

તે આનંદસ્વરૂપની પ્રાપ્તિ કેવી રીતે થાય છે તે વિષે આપણાં વેદશાસ્ત્રમાં ઘણુંજ કહેવાયું છે. આપણે એ વસ્તુ ઉપરથી સમજવાને માટે છાંદોગ્યોપનિષદ્‌નો વિભાગ નઝર તળે ફેરવી જોઇએ. આ ઉપનિષદ્‌ના દ્વાદશખણ્ડમાં બ્રહ્મનું પીછાણ કરવાને માટે ઉદ્દાલક પોતાના પુત્ર શ્વેતકેતુને ન્યગ્રોધનું ફલ લાવવાને કહે છે. શ્વેતકેતુ તે પ્રમાણે લાવે છે. પછીથી ફલ ભાગીને તેનાં બી તપાસવાને કહે છે, શ્વેતકેતુ તે પ્રમાણે કરે છે. પછીથી તેને કહે છે કે આ બીજને પણ તું ભાગ અને તેમાં શું જુવે છે તે કહે. શ્વેતકેતુએ તે ભાગ્યાં અને પછી કહ્યું કે એમાં કંઈ પણ એ જોતો નથી. આ ઉપરથી મુનિ એને જણાવે છે કે આ બીજના સૂક્ષ્મતમ ભાગ જે પ્રત્યક્ષ નિહાળી શકતા નથી તેમાંથી મહાન્ ન્યગ્રોધ વૃક્ષની સ્થિતિ થઇ છે. તેજ અણિમા સૂક્ષ્મ તત્વ સત્યરૂપ છે. તેનું નામ આત્મા છે; અને હે શ્વેતકેતુ તે આત્મા તું છે, એમ જાણ. પુનઃ આ અર્થનો બોધ કરવાને માટે તેને જલનાં

પ્યાલામાં લવણુ નાખીને પોતાની પાસે લઇ જવાને કહે છે. શ્વેતકેતુ તે પ્રમાણે લવણુને જલમાં નાખીને લઇ જાય છે. પછી મુનિ તેનો આસ્વાદ લેવા કહે છે. જે જે જગ્યાએથી શ્વેતકેતુ એ જળનો સ્વાદ લે છે તે દરેક જગ્યાએ એ ખારૂં લાગે છે. લવણુયુક્ત જણાય છે. આ ઉપરથી મુનિ તેને જણાવે છે કે હે સૌમ્ય આ લવણુની માફક આ બ્રહ્મ પણ સર્વત્ર વ્યાપ્ત છે પણ તું તે નિહાળી શકતો નથી. જળમાં પડેલા લવણુને તું નજરે જોઇ શકતો નથી. પણ માત્ર સ્વાદ ઉપરથી તેનું અસ્તિત્વ કળી શકે છે તેમ બ્રહ્મનું અસ્તિત્વ સર્વત્ર છે પણ તે ઇન્દ્રિયગમ્ય નથી. દૃષ્ટિથી પ્રત્યક્ષ નિહાળી શકતા નથી; માત્ર અનુભવથી ઓળખી શકાય છે. માટે તે બ્રહ્મને ઓળખવાને પ્રયત્ન કરવો જોઇએ. આ ઉપદેશનું તારતમ્ય એટલુંજ છે કે હે શ્વેતકેતુ જે બ્રહ્મનું જ્ઞાન મેળવવાને તું ઇચ્છે છે તે અણિમા છે, અને આ સર્વ ઐતદાત્મ્ય છે, તે સત્ય છે, તે આત્મા છે. અને તું તે છું. પણ છતાં તે સ્વરૂપને પ્રત્યક્ષ કરવું ઘણું કઠિન છે.

તો તેની પ્રાપ્તિ શી રીતે થાય ?

બ્રહ્મની પ્રાપ્તિના અનેકવિધ માર્ગો દર્શાવ્યા છે. આપણું ધર્મસાહિત્ય—વેદકાળથી પ્રારંભીને પુરાણો તથા ભાષ્યાદિ પર્યંતનું તપાસીશું તો તેમાંથી ત્રણ મુખ્ય માર્ગો એ દિશામાં દોરનાર તરીકે જણાવવામાં આવે છે—કર્મ જ્ઞાન અને ભકિત. પણ આ બધા માર્ગો ઠેઠ બ્રહ્મધામ સુધી પહોંચાડી શકતા નથી. તેમાંના કર્મ અને જ્ઞાનમાર્ગો વચ્ચેથી અટકી જાય છે—જેમ રસ્તામાં માર્ગસૂચક સ્તંભો મૂકવામાં આવ્યા હોય તેની માફક તેઓ અમુક દિશા આપણને સૂચવે છે. ફક્ત ભક્તિરૂપી માર્ગ એજ સિધો માર્ગ છે: એમ વેદાદિની શ્રુતિઓનાં મર્મને તપાસવાથી સહજ સમજી શકાશે. પ્રભુ આનંદસ્વરૂપ છે, અને જીવ તેના અંશભૂત છે, અર્થાત્ જીવમાં તે આનંદરૂપનું તિરોધાન થયેલું હોવાથી પોતે અંશ છે. આ વસ્તુ સમજાય માટે ભક્તિમાર્ગીય જ્ઞાનની આવશ્યકતા છે. ભકિત એટલે પ્રભુ માટેનો નિઃસીમ અને નિરુપધિ પ્રેમ. આ પ્રેમજ પ્રભુના સ્વરૂપનું જ્ઞાન તથા પ્રાપ્તિ કરાવનાર છે માટે આ ભક્તિમાર્ગીય જ્ઞાનની જરૂર છે.

દુનિઆમાં પણ જો કાંઇ વસ્તુને આપણે પ્રાપ્ત કરવી હોય તો આપણે રાત દિવસ તેની પાછળ મંડયા રહેવું જોઇએ. બીજી બધી બાબતોમાંથી ચિત્ત ખસેડી લઇને ફક્ત તેના ઉપરજ તેને ચોટાડવું જોઇએ. અર્થાત્ તે વસ્તુ માટે આપણને અહર્નિશ રટણ થવું જોઇએ. તેનુંજ ચિન્તન બનવું જોઇએ. તેમાંજ પોતાનો પ્રાણ આપવો જોઇએ. આવી રીતે તે વસ્તુ ઉપર ચિત્તાસક્તિ રાખનાર તે વસ્તુ પ્રાપ્ત કરી શકે છે; તેવીજ રીતે પ્રભુ પ્રાપ્તિને માટે પણ અન્ય સર્વ ભૂલી જઇને, ફક્ત પ્રભુનોજ જો આપણે વિચાર કરીએ, રાતદિવસ તેનુંજ મનન અને નિદિધ્યાસન કરીએ, તેમાંજ આપણો પ્રાણ મૂકીએ અને તદનુકૂળ આપણું જીવન બનાવીએ, જીવનની સર્વ ક્રિયાઓ તથા વ્યાપારો તેના મયજ બને તોજ પ્રભુ પ્રાપ્તિ થાય. આવી જાતની સ્થિતિ થવી તેનું નામ સંન્યાસ છે. સંન્યાસ એટલે ફકીરી; પ્રભુ મેળવવાને માટે આપણે નિઃસાધન થઈ ફકીર બનવું જોઇએ. ઉત્તમ પ્રકારનો ત્યાગ કેળવવો જોઇએ. દુનિઆના સર્વ રસોમાંથી ઇન્દ્રિયો ખેંચાવી જોઇએ. એક પળવાર પણ શ્વાસ પ્રભુના નામ રટણ સિવાય ચાલવો ન જોઇએ. આવું બને તો જ સંન્યાસની દશા પ્રાપ્ત થઇ છે એમ સમજાય, અને એવી સ્થિતિ ભોગવનાર પોતે પ્રભુમયજ બની જાય છે—તેનું ખાન, પાન, વ્યવહાર, આચાર, ઐહિક પારલૌકિક બંધનો ત્યારે જ આપોઆપ છૂટી જાય છે. આ સ્થિતિ થતાં હૃદયમાં સ્થિત

આનંદસ્વરૂપ પ્રભુ બહિઃપ્રકટ થાય છે, અને પોતાનાં પ્રકટ દર્શન આપીને તે જીવને તેના આનંદસ્વરૂપની પ્રાપ્તિ કરાવે છે.

પુષ્ટિમાર્ગમાં નિર્દેશેલી ભક્તિનું પરમફળ પ્રભુપ્રાપ્તિ છે તેને માટે સંન્યાસની સ્થિતિ જરૂરની છે. પણ આ સંન્યાસ શબ્દ અત્યારે લોકમાં જૂદા અર્થોમાં વપરાય છે. અહિંઆં ભક્તિમાર્ગીય સંન્યાસ આવશ્યક ગણાય છે. સંન્યાસનું રહસ્ય શું છે તે કંઇક જાણવા જેવું છે. અખિલ ભૂમણ્ડલાચાર્ય શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ "સંન્યાસ નિર્ણય" નામના ગ્રન્થમાં આની કુંચી ઉઘાડી છે. તે કુંચીથી આ વિષયની ગુંચ ઉકેલનારને તે વસ્તુ સમજતાં વાર લાગશે નહિ. માટે આપણે અહિંઆં તે ગ્રન્થમાં સ્હેજ અવગાહન કરી જોઇશું.

આ ગ્રંથમાં શ્રીમદાચાર્યજી આજ્ઞા કરે છે કે સંન્યાસ લેવાનું પ્રયોજન **તે પ્રભુના વિરહનો અનુભવ કરવાને માટે છે. આ વિરહનો અનુભવ તે (૧) વિરહનો અનુભવ અથવા (૨) વિરહ સમયનો અનુભવ અથવા વિરહ થયા પછીનો અનુભવ હોઇ શકે.** આ ત્રણમાંથી કોઇ એક અર્થની સિદ્ધિ માટે સંન્યાસ લેવો જોઇએ "સૃષ્ટિના આરંભકાલથી જીવ ભગવાનથી છૂટો પડેલો છે અને તેથી તેને જે વિરહ થાય છે તે વિરહ ભગવાનમાં આસક્તિ થવાથી જાગૃત થાય છે. તેનો ક્ષણે ક્ષણે અનુભવ કરવા માટે સંન્યાસ લેવો એમ છે. કવિ રવીન્દ્રનાથ ટાગોર પણ ગીતાંજલી કાવ્યમાં આની વિરહની વાત કહે છે–

It it is not my portion to meet thee in this my life then let me ever feel that I have missed thy sight, let me not forget for a moment, let me carry the pangs of this sorrow in my dreams and in my waking hours."

"જો મારા ભાગ્યમાં તને મળવાનું મારા આ જન્મમાં ન હોયતો મને સર્વદા એવું વિરહ દુઃખ થાવો કે હે પ્રભુ, મને તારાં દર્શન થયાં નથી. એક ક્ષણ પણ હું આ વિસ્મરૂં નહિ, આ વિરહ દુઃખ મને સ્વપ્નમાં તેમ દિવસમાં અહર્નિશ થાવો" વળી આગળ તે કહે છે.

As my days pass in this crowded market of this world and my hands grow full with daily profits, let me ever feel that I have gained nothing. Let me not forget for a moment. Let me carry the pangs of this sorrow in my dreams and in my wakeful hours."

"આ સંસારના વ્યવહારની જંજાળમાં જ્યારે મારા દિવસો વ્યતીત થતા હોય, અને સંસારની વસ્તુઓથી, મારા હસ્ત ભરાઇ જતા હોય ત્યારે પણ મને સર્વદા એવી વૃત્તિ થાઓ કે મને કશું મળ્યું નથી. મારો સમય વ્યર્થ ગયો છે. એક ક્ષણ પણ હું આ વિસ્મરૂં નહિ. આ વિરહ દુઃખ મને સ્વપ્નમાં તેમ જાગ્રત્ સ્થિતિમાં અહર્નિશ થાઓ" આ રીતે પ્રભુને માટે વિરહ થવામાં રસિક અને ભક્ત હૃદય અલૌકિક આનંદ મેળવે છે. આવા ઉદ્ગાર અનેક કવિઓએ પણ દર્શાવેલા છે. શ્રીમદાચાર્યજીએ સંન્યાસ નિર્ણય ગ્રંથમાં, તેટલા માટે સંન્યાસનું લક્ષણ આપવા માટે તેમાં વિપ્રયોગ સ્થિતિની આવશ્યકતા જણાવી છે. વિરહ સમયનો અનુભવ એવો પણ અર્થ લેવાય, અર્થાત્ આ રીતે ભગવાનનો સાક્ષાત્કાર તેને સંન્યાસ કહે છે. વિરહ પછીનો અનુભવ એવો અર્થ લઇએ તો રાસપંચાધ્યાયીના ચતુર્થ અધ્યાયમાં **તાસામાવિરભૂત્** શ્લોકમાં જણાવ્યા પ્રમાણે જે સાક્ષાત્કાર રૂપ અનુભવ તેને

માટે સંન્યાસ લેવો. આ ઉપરથી એટલું ફલિત થાય છે કે વિરહની સ્થિતિનો અનુભવ થાય માટે સંન્યાસ લેવો જોઇએ, પણ આ સંન્યાસમાં જેમ સામાન્ય રીતે લોક માન્યતા વેષ ધારણ કરવાનું કહે છે તે આવશ્યક નથી. **स्वीयबंधनिवृत्यर्थं वेषः सोत्र नचान्यथा।** સ્વીય એટલે પોતાના પુત્ર સ્ત્રી વગેરેથી થતો બંધ–પોતાને તેઓમાં આસક્તિ ન હોય તો પણ તેમની પોતા વિષે આસક્તિ જો થતી હોયતો તેને દૂર કરવા માટે સંન્યાસ વેશ કહેવામાં આવ્યો છે. જો તેમના તરફથી વેશની અપેક્ષા ન હોયતો બંધની સંભાવના નથી. આ સંન્યાસ કર્મ માર્ગમાં નિષિદ્ધ કર્યો છે, અને ખાસ અત્યારના જમાનામાં એ કદીપણ કર્મમાર્ગની રીતિ પ્રમાણે લેવો ન જોઇએ. જ્ઞાનમાર્ગમાં તેનો સંભવ બે રીતે હોઇ શકે. એક વિવિદિષા સંન્યાસ (જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાના કાલમાં) અને બીજો વિદ્વત્સંન્યાસ–પણ આ ઉભય દોષયુક્ત છે માટે તેનો પણ નિષિદ્ધ કરેલો છે. ભક્તિની સાધન દશામાં પણ તે સુખાવહ નથી; કારણકે સંન્યાસમાં એકાન્તતાની જરૂર છે, સાધનરૂપા ભક્તિમાં સંગની આવશ્યકતા રહે છે માટે શ્રવણ, અર્ચન વગેરે નવધા ભકિત સિદ્ધ થવા માટે સંન્યાસ લેવાની જરૂર નથી. માત્ર **વિરહાનુભવ કરવાનેજ અને જો પ્રભુની તેવી** પ્રેરણા હોય તોજ ફલ માટે સંન્યાસ ગ્રહણ કરવો જોઇએ ( આ વસ્તુ વિશેષ સમજવાને જુઓ "સંન્યાસ નિર્ણય" ગ્રંથ) જે ભકતમાં આવી સંન્યાસની ભાવના થઇ હોય તેની વાણી ગદ્‌ગદ્ થાય છે, ચિત્તદ્રવે છે, વિરહથી હમેશાં રડે છે, કોઇક વાર હસે છે. લાજ રહિત થઈ ઉચ્ચ સ્વરે ગાન કરે છે. નાચે છે આવી રીતે સંન્યસ્ત ભકિતવાળા ભકતનાં લક્ષણો ભા–૧૧–૧૪–૨૪ માં કહ્યાં છે.

આ સ્થિતિ થવી ઘણી મુશ્કેલ છે. દુનિઆમાં આવા સંન્યાસની દશા ભોગવનાર ભક્તો ઘણા દુર્લભ છે. આવા સંન્યાસ માર્ગના ગુરુઓ કોણ છે તે જાણવું હોયતો શ્રીમદાચાર્ય ચરણ જણાવે છે કે મર્યાદા રીતિએ કૌણ્ડિન્ય ઋષિ. અને પુષ્ટિ રીતિએ શ્રી વ્રજ સિમન્તિની (વ્રજની ગોપીઓ ) છે. કૌણ્ડિન્ય ઋષિ વિષે એવું કહેવાય છે કે તેમણે અનંતનો દોરો અગ્નિમાં નાખ્યો હતો. આ અપરાધને લીધે તેઓ દરિદ્ર થયા હતા. પણ પોતાની પત્ની શિલાના વચનથી આ વાત જાણતાં અપરાધના નિવારણ માટે વૈરાગ્ય પામ્યા અને અનંતનું ધ્યાન કરવા માંડ્યું. તેઓ મનથી અનંતનાં દર્શન કરવાની ઇચ્છાથી ગૃહ બહાર નીકળી ગયાં. ભૂખ તરસને પણ છોડી દીધાં તથા બ્રહ્મચર્યનું સેવન કર્યું, અને ક્ષણ વાર અટકયા સિવાય શ્રીહરિનો જપ કરવા માંડયો. વનમાં વૃક્ષોને તથા સત્વોને અનંતની ખબર પૂછવા માંડી. આથી અનંત તેમના ઉપર પ્રસન્ન થયા અને દર્શન આપ્યાં. શ્રીગોપીજનની પણ એજ દશા થઇ છે. તેઓ કૃષ્ણ ભગવાન છે એમ સારી પેઠે સમજતાં હતાં. કૃષ્ણ એ યશોદાના પુત્ર છે એમ નહિ. પણ તે સર્વ દેહીઓના અન્તરાત્માના દ્રષ્ટા છે તેમ તેઓ સારી પેઠે જાણતાં હતાં ( શ્રીગોપીગીત શ્લો. ૪ ) તે ભગવાનની પ્રાપ્તિ માટે સર્વ પરિત્યાગ કરીને રાસ રમવાની ઇચ્છાએ જાય છે. પણ જ્યારે પ્રભુ તેમનાથી અંતર્હિત થાય છે ત્યાંરે તેમને "વિરહ" ઉત્પન્ન થાય છે; આ વિરહનું દુઃખ એટલું બધું થઇ ગયું છે કે ભગવાનની ભાળ કાઢવાને વનમાં એક જગ્યાએથી બીજી જગ્યાએ આથડે છે. અને ઉન્મત્તની માફક વૃક્ષો વગેરેને પૃછેછે. આ ગોપીઓના વિરહમાં લૌકિકતા નથી. તેમાં સંસારની કોઇપણ જાતની આસકિત નથી. તેમના શ્વાસમાં પ્રભુ સિવાય બીજું કંઇપણ ચિન્તન નથી. તેમની આગળ સંસારજ નથી. નથી તેમને કુટુંબ કે સમાજકે દેશનો ભય. કાળ તથા સ્થળની ભયસીમાને તે ઓળંગી ગયાં હતાં, પ્રભુ માટેજ તેમનું જીવન હતું, અને તે માટેજ તેમના સર્વ કોઇ

પ્રયત્ન હતા. રાત્રિની ભયંકરતા હોવા છતાં, તથા નિર્જન સ્થાનમાં હિંસ્ર પશુઓનો ભય રહેવા છતાં પણ સર્વ ચિન્તાઓનો ત્યાગ કરીને પ્રભુ માટે આમ તેમ ત્યાં શોધ કરવા મંડયાં. જ્યારે તેમ કરવાથી પ્રભુએ દર્શન ન આપ્યાં એટલે તે દીન થઇ ગયાં અને આંખમાંથી અનર્ગલ અશ્રુઓ ખેરવા લાગ્યાં. તેમનામાં વિકલત્વ અને ઉન્માદત્વ જણાવા માંડયાં.

પ્રણયીઓની આવી દશા સહજ હોય છે, તેવું ભાષા કવિઓએ પણ વર્ણવ્યું છે. લૌકિક પ્રેમીઓમાં આવી સ્થિતિ હોય છે. મેઘદૂતમાં આપણે વાંચીએ છીએ કે પોતાની સ્ત્રીથી વિયોગ પામેલો યક્ષ. અચેતન મેઘ સાથે પોતાની પત્નીને સંદેશો મોકલાવે છે. આ પ્રેમીની ઉત્માદતા નહિતો બીજું શું ? વળી એજ કાવ્યના કર્તા કવિ કાળીદાસે વિક્રમોર્વશીય નાટકમાં વિદ્યાધરના શાપથી અંતર્હિત થયેલી પોતાની પ્રાણપ્રિયા ઉર્વશીને નહિ જોવાથી પુરુરવા રાજાની સ્થિતિ કેવી ઉન્માદક બને છે ! તથા તેનું કેવું સુંદર પણ હૃદયદ્રાવક ચિત્ર આલેખેલું છે ! તે ત્યાં મૃગ, ચક્રવાક, હસ્તી, ભૃંગ, ગિરિ નદી વગેરેને ઉર્વશીની ખબર પૂછે છે. આપણુ પ્રેમીઓની ઉન્માદાવસ્થાનુંજ ચિત્ર છે. "માલતી માધવ" નાટકમાં ભવભૂતિ કવિએ પણ એવુંજ પ્રેમીઓની વિપ્રયોગ દશાઓનું વર્ણન આપ્યું છે. જો લૌકિક પતિપત્નીઓના પ્રેમમાં આવી ઉન્માદાવસ્થા થાય છે તો એ નિઃસીમ પ્રેમની મૂર્તિરૂપ કોટિકંદર્પલાવણ્ય એવા પરબ્રહ્મ—ભગવાન માટેના પ્રેમખાતર ગોપીઓની આવી વિકટ દશા પ્રાપ્ત થાય એમાં આશ્ચર્ય શું છે. ખરેખર આ વ્રજસીમન્તીનીઓ પરમ સંન્યાસિનીઓ છે. તેમનો વિરહ પ્રભુ માટે છે. જેઓ ઉંડી દૃષ્ટિથી આ વસ્તુ સમજતા નથી તેજ માત્ર વૃથા કલ્પનાઓ કરે છે. માટેજ એક સાક્ષર લેખક એક સ્થળે લખે છે—+" **અત્યાર સુધી ઘણા કાળથી હું તો ગોપીનેજ લક્ષ્યમાં રાખી જીવ્યો છું. ગોપીજ બનવા યત્ન કર્યો છે અને તે જ્યારે જેટલું બનાયું ત્યારે તેટલું સુખ મળ્યું એમ અને તે જ્યારે જેટલું બનાયું ત્યારે હું તેટલો પરમાત્માની લ્હાણમાં આવ્યો એમ માનતો આવ્યો છું. "ગોપી એ ભાવનાનો હું જેવો ભક્ત હોઉં શકું તેવો અત્યાર સુધી રહ્યો છું. ગોપીએ ભાવનામાં રસની વિશાળતાની તથા સ્વાપર્ણની જે પૂર્ણતા સમજાઇ છે તે હજુ સુધી મને સ્વીડનબોર્ગના** પાદરીપણામાં સમજાઇ નથી."

ગોપીનો દરજ્જો ઘણો અધિક છે. તેઓ પરમ ભક્ત શિરોમણિ છે. શુચિ અને ઉજ્જવલ પ્રેમની સાક્ષાત્ મૂર્તિ છે પરમત્યાગનાં નિધિરૂપ છે. **તેઓ પરમ સંન્યાસિની છે. એટલુંજ નહિ પણ સંન્યાસમાર્ગનાં પરમ ગુરુ છે.** માટે ભક્તકવિ પરમાનંદદાસની સાથે આપણે પણ નીચેનુ પદ્ય ગાઇશું અને શ્રીવ્રજસીમન્તિનીનું સ્વરૂપ શુદ્ધ રીતે સમજી શકીએ તથા તેમના ભાવ કંઇક અંશે આપણા જીવનમાં ઉતારી શકીએ માટે તેનું અહર્નિશ ચિન્તન કરીશું.

ગોપી પ્રેમકી ધ્વજા

જીન ગોપાલ કિયો અપને વશ, ઉરધર શ્યામ ભુજા
શુકમુનિ વ્યાસ પ્રસંશા કીની, ઉધો સંત સરાહી,
ભૂરિ ભાગ્ય ગોકુલકી વનિતા, અતિ પૂનિત ભાવમાંહી
કહા ભયો જો વિપ્રકૂળ જન્મ્યો, જો હેં હરિસેવા નહિ,
સોઇ કુલીનદાસ પરમાનંદ જો હરિ સન્મુખ ધાઇ.

**જે. ગો. શાહ.**

---

+ આ વિચારના લેખક કલાપી છે.

# ફલ પ્રકરણ ભા. ૨.

## અધ્યાય ૨

## શ્લોકાર્થ વિભાગ સૂચનિકા.

# સંક્ષિપ્ત સાર



ભગવાન અંતર્ધાન થયા એટલે પ્રભુના અન્વેષણ માટે ગોપીઓ આમ-તેમ તે વનમાં ફરવા લાગ્યાં, અને અશ્વત્થ, પ્લક્ષ, ન્યગ્રોધ, કુરબક, અશોક, ચંપક, તુલસિ, માલતિ, મલ્લિકા, યૂથિકા, આમ્રવૃક્ષ, રાયણ જાંબૂડો વગેરે વનસ્પતિને તથા ક્ષિતિ, હરિણી, વગેરેને પૂછવા માંડયું, પણ કોઇ તરફથી પ્રત્યુત્તર ન મળ્યો- એટલે વિશેષ પ્રયત્ન કરવો છોડી દઇને પ્રભુની લીલાનું અનુકરણ કરવા માંડયું, પણ તેથીએ પ્રભુ પ્રત્યક્ષ ન થયા, એટલે પુનઃ વૃંદા-વનની લતાઓ તથા વૃક્ષોને પ્રભુ વિષે પૂછવા માંડયું. આ સમયે તે વન-ભૂમિમાં તેમણે પ્રભુની પદાકૃતિ જોઈ તેથી તેમને એકદમ આનંદ થયો, પણ તેની સાથે અન્ય ગોપીની પદાકૃતિ જોઈ એટલે તેમના ચિત્તને ક્ષોભ થયો. તે અન્ય પદાકૃતિ એક ગોપીની હતી કે જેની સાથે પ્રભુ અંતર્ધાન થયા હતા- તે ગોપીને પોતાના સૌભાગ્યનો ગર્વ થઈ આવ્યો, કારણ કે પ્રભુએ અન્ય ગાપીઓનો ત્યાગ કરીને તેની સાથે ગમન કર્યું હતું, તેથી તેણે મદમાં આવીને પ્રભુના સ્કંધ ઉપર પોતાને બેસાડવાને પ્રભુને કહ્યું આથી તે ગોપીનો ગર્વ જાણીને પ્રભુ એકદમ અંતર્ધાન થયા.



# फल प्रकरण अ. २

## कारिका

स्वानन्दस्थापनार्थाय लीला भगवता कृता ।
स बाह्यो जनित पुष्टो यथान्तर्निर्विशेत्पुनः ॥१॥
तदर्थं भगवांस्तासु लीलया सहितोऽविशत् ।
चत्वारोऽत्र निरूप्यार्थाः रसासक्ति र्हरेः क्रियाः ॥२॥
गर्वाभावश्च तत्रादौ निरूप्यन्ते क्रमा-त्रयः ।
उद्देशतो लक्षणतश्च फलतश्च यथायथम् ॥३॥
सप्तविंशोतिरोधानाल्लीलान्वेषणतत्पराः ।
रसमन्तर्गतं चक्रुर्गोपिका इति रूप्यते ॥

## કારિકા

૧ સ્વાનંદનું સ્થાપન કરવાને માટે ભગવાને લીલા કરી. બાહ્ય ઉત્પન્ન થયેલો તે આનન્દાત્મક રસ દૃઢ થઈને અંદર પ્રવેશ કરે માટે ભગવાને લીલાસહ ગોપિકાઓમાં પ્રવેશ કર્યો.

ભગવાને જે લીલા કરી છે તે સ્વાનંદનું સ્થાપન કરવાને માટે છે. સંગમમાં પછી પછીના રસને માટે નવા નવા પ્રયત્ન કરાય છે. આથી પૂર્વે અનુભૂત રસનું પોષણ થતું નથી. સંયોગમાં જેમ રસના અનુભવનું આધિક્ય છે તેમ વિપ્રયોગમાં દુઃખનું અધિક્ય છે. આ વાત અનુભવથી સિદ્ધ છે. ભગવાનનો આનન્દાત્મક રસ અત્યાર સુધી બાહ્ય ઉત્પન્ન થયો હતો. તે દૃઢ થઇને અંદર પ્રવેશ કરે એટલા માટે ગોપિકાઓની મધ્યમાં ભગવાન્ અંતર્ધાન થયા. તેમનામાં પ્રવેશ કર્યો. ગોપીઓના દેહ, ઇન્દ્રિય પ્રાણ અને અંતઃકરણ પૂર્ણ અનુભૂત લીલાના સ્વરૂપાત્મક બને તેવી રીતે તે રસ પુષ્ટ અગર દૃઢ થાય માટે અંદર પ્રવેશ કર્યો. આ રસના અનુભવ માટે તેમના દેહાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ વગેરે છૂટી જાય અને ફક્ત રસેશ પ્રભુ સિવાય અન્ય કંઈ પણ ચિન્તન અગર ભાવ બને નહિ એવી દૃષ્ટિ બને તેટલા માટેજ પોતે બાહ્ય પ્રકટિત કરેલા આનન્દને ભગવાને તિરોભૂત કરીને લીલાસહ તેમની અંદર પ્રવેશ કર્યો. રસ પુષ્ટ થાય તોજ સર્વાત્મભાવ બને છે. "તે હું છું" એ રૂપ જ્ઞાન અને ક્રિયા બને છે. આ સ્થિતિ પછી જે સંગમ ઉત્પન્ન થાય છે તેમાં પૂર્વ સંગમ કરતાં અધિક રસની સ્ફૂર્તિ બને છે. જો કે સંગમના ઉત્તરકાળમાં વિપ્રયોગ થવાથી આ બનવું સંભવે છે અને તેથી અન્તઃપ્રવેશની અપેક્ષા રહેતી નથી. તો પણ આ વિપ્રયોગ અતિ વિષમ છે અને ક્ષણ માત્રમાં અન્યથા કરવાથી આ રસનું દાન બનતું નથી. માટે આ સ્વરૂપ રસાત્મક હોવાથી પોતે સ્વયં પ્રવેશ કરે છે એમ કહ્યું છે.

૨ આ સ્થળે ચાર અર્થો નિરૂપણ કરવાને યોગ્ય છે. રસાસક્તિ, હરિની ક્રિયા, અને

ગર્વાભાવ એ ત્રણને ક્રમ પ્રમાણે વર્ણવે છે. આ આ અર્થોનું નિરૂપણ ઉદ્દેશ, લક્ષણ અને ફલથી કરવામાં આવે છે.

રસાસક્તિ, હરિની ક્રિયા, અને ગર્વાભાવ એ ત્રણ અર્થો છે. ચોથો અર્થ પ્રિયની પ્રાપ્તિના સાધનરૂપ ગુણગાન છે. આ અધ્યાયમાં પ્રથમ ત્રણનું વર્ણન છે. આ ગોપિકાઓ રસાસક્તિને લીધે જ ભગવાન્‌નું અન્વેષણ કરે છે. નહિ તો ઘેર જ જાત. આમ હોવાથી જ્યાં સુધી બહાર સંવેદન છે ત્યાં સુધી જ અન્વેષણ થાય છે. આ ચાર અર્થથી રસ-પોષિકા વિપ્રયોગાવસ્થા કહેવામાં આવે છે. બહારથી ભગવાનને શોધે છે પણ જ્યારે તે જડતા નથી ત્યારે હરિની ક્રિયાઓનું અનુકરણ કરે છે. ભગવાને ગોકુલમાં અને વ્રજમાં જે જે લીલાઓ કરી તે બધાનું અનુકરણ કરે છે. આમ છતાં પણ ભગવાનનો પત્તો લાગતો નથી ત્યારે ગર્વનો માનતોડ ત્યાગ કરે છે. હવે પોતે દીન બને છે અને પછીથી ભગવાનનું ગુણગાન કરે છે. આ અધ્યાયમાં માત્ર પ્રથમ ત્રણ અર્થનું નિરૂપણ કર્યું છે. ચતુર્થ અર્થ પછીના અધ્યાયમાં કહેવામાં આવશે. આ ત્રણ અર્થના વિશેષ પ્રકારને કહે છે. ઉદ્દેશ, લક્ષણા અને ફલથી આ અર્થનું નિરૂપણ કર્યું છે. ઉદ્દેશનો અર્થ અહિંઆં નામમાત્રથી કીર્તન નથી, પણ સંક્ષેપથી કથન છે અથવા એકદેશીય કથન છે. અન્વેષણ રસાસક્તિનું અસાધારણ અનુમાપક ધર્મ છે. જ્યારે અન્વેષણ કરી રહ્યાં ત્યારે તેમને જ્ઞાન થયું કે ભગવાન બહાર કોઇપણ સ્થળે નથી, પણ અન્તઃ સ્થિત હોવાં જોઇએ, એટલે તેમણે હરિની ક્રિયાનું અનુકરણ કર્યું. અન્વેષણનું ફલ પદદર્શન છે. જે સ્થળે થઇને પ્રભુ પધારેલા તે સ્થળે પ્રભુનાં પગલાં જોયાં. આ રીતે ઉદ્દેશ, લક્ષણ અને ફલથી આ અર્થોનું કથન કર્યું છે,

૩ સત્તાવીશમા અધ્યાયમાં ભગવાનના તિરોધાન થવાથી ગોપીકાઓ ભગવાનની લીલા અને અન્વેષણમાં તત્પર થયાં અને અંતર્ગત રસનો અનુભવ કરવા લાગ્યાં એમ કહ્યું છે

ભગવાનના તિરોધાન પછીથી ગોપિકાઓએ વ્રજ તરફ ગમન કર્યું. પણ તે સ્થાનમાં સ્થિત થઈને રસેશ પ્રભુને અન્વેષણથી શોધી કાઢવાને માટે પ્રયત્નશીલ થયાં. પ્રથમ વન-સ્પતિ–વૃક્ષો તથા લતામાં ક્ષિતિ, મૃગ વગેરેને પ્રભુની ખબર પૂછવા લાગ્યાં, પણ જ્યારે તેમના તરફથી કંઈ પણ જવાબ ન મળ્યો એટલે ભગવાનની લીલાનો અનુભવ કરવા લાગ્યાં. ભગવાને ગોકુળમાં જે જે લીલાઓ કરી હતી તે સર્વનું અનુકરણ કરવા લાગ્યાં, જુદી જુદી લીલા કરવામાં કેટલાંક ગોપીજન કૃષ્ણ બનતાં અને કેટલાંક વૃત્રાસુર, પૂતના વગેરે થતાં. આ રીતે કૃષ્ણ જ તેમના મનનો તથા ઇન્દ્રિયોનો વિષય બની રહેવાથી ભગવાનની લીલાનો સાક્ષાત્કાર કરવા લાગ્યાં. આ રીતે પ્રભુ તરફનો તેમનો પ્રેમ અધિક અને અધિક હૃદયમાં વહેવા લાગ્યો. પ્રેમ–રસ–સ્વરૂપે પ્રભુ તેમના હૃદયમાં છે પણ અત્યાર સુધી તે સ્વરૂપને તે ઓળખી શક્યાં નહોતાં, પણ જેમ જેમ વિપ્રયોગ રસની સ્ફુર્તિ વિશેષ અને વિશેષ થવા લાગી તેમ તેમ એ સ્વરૂપને એ ઓળખતાં થયાં.

---

પૂર્વ અધ્યાયના અન્તમાં ભગવાનનું તિરોધાન કહ્યું. ત્યાર પછી પ્રથમ તેમનાં ચિત્ત-રસમાં આસક્ત બન્યાં અને તેથી મહાન્ સંતાપ થયો તે કહે છે.

**श्री शुकउवाच** **मूलम्**

**अन्तर्हिते भगवति सहसैव व्रजांगनाः ।**
**अतप्यंस्तमचक्षाणाः करिण्य इव यूथपम् ॥१॥**

**अन्वयार्थ**—જ્યારે ભગવાન અન્તર્હિત થયા ત્યારે એકદમ હાથિણીઓ તેમના યૂથના પાલક હાથીને નહિ જોતાં તપ્ત થાય છે તેમ વ્રજાંગનાઓ પણ તપ્ત બન્યાં.

**श्रीसुबोधिनी**—જ્યારે ભગવાન છ ગુણોસહ અંતપ્રવિષ્ટ થયા ત્યારે તેઓ તેમનાં અંતરનું અનુસંધાન કરી શકયાં નહિ. આથી તેમને એકાએક તાપ થયો. [1] અન્તર્વિચારના અભાવમાં હેતુ [2] કહે છે. પ્રભુને નહિ જોવાથી તેમને સહજ[3] તાપ થયો. આ તાપ કામાત્મક હોવાથી ભગવાનના દર્શન અને સ્પર્શ વગેરેથી [4] શાન્ત થાય છે. જ્યારે પૂર્વ સિદ્ધ બાહ્યદર્શન ન થયું, ત્યારે તે તાપ ઉચિત બન્યો. તેમનો સ્પર્શ મુખ્ય હતો એવું જણાવવાને હાથી અને હાથિણીનું દષ્ટાંત આપે છે. યૂથનો પાલક મહામત્ત ગજ હોય છે. વાત્સ્યાયને પણ કહ્યું છે કે ગજરાજજ રતિને જાણે છે. રતિના વિમર્દમાં ગજની વિવૃત્તિ કરી છે. વળી આ સમયે વનમાં સિંહો વસે છે. તથા કાલ પણ (રાત્રિનો) હતો. અતિ મહામત્ત ગજને નહિ જોવાથી હાથિણીઓને મહાન્ ક્લેશ થાય છે.

**टिप्पण**:—(૧) બાહ્ય પ્રકટરૂપ એજ મુખ્ય છે એવો વિચાર તેમને થયો નહિ, નહિ તો અન્તઃસ્થિતિને લીધે આપના ઉદ્બોધમાં પ્રતિબન્ધ થાત (૨) આ શ્લોકમાં કહેલો તિરોભાવરૂપ હેતુ " પ્રભુને નહિ જોવાથી " એ શબ્દમાં જણાવ્યો છે. (૩) પ્રભુનો તિરોભાવ તાપના પ્રતિબન્ધના અભાવમાં કારણરૂપ છે. (૪) પ્રભુની લીલાના દર્શનથી શાન્તિ થાય છે.

**विवेचन**—ભગવાનના અન્તર્ધાન પછીથી રસમાં આસક્ત બનેલી સ્વામિનીઓને કેવો ઉત્કટ તાપ કલેશ આપવા લાગ્યો તે સ્થિતિનું વર્ણન અહિંઆં કરે છે. ભગવાન છ ગુણો યુક્ત છે. એમના અન્તર્ધાનથી છ ગુણો પણ અન્તર્હિત થયા. તે છ ગુણોના તિરોભાવને લીધે તેમની સ્થિતિ તદ્દન દુર્બળ અને શોચનીય બની. તેમનો હૃદયાગ્નિ એકદમ તપવા લાગ્યો. જેમ સૂકા લાકડામાં અગ્નિ સળગાવાથી તે એકદમ જ્વાળાઓથી ગ્રસ્ત બનીને દગ્ધ થાય છે તેમ તેમનાં ચિત્ત રસમાં આસક્ત હોવાથી અને તે રસસ્વરૂપનું અંતર્ધાન થવાથી એકદમ તપવા લાગ્યાં. ભગવાન અત્યાર સુધી એમની સાથે વાતો કરતા હતા, હસતા હતા, ગાન કરતા હતા, તથા રમણ પણ કરતા હતા, તે આમ એકાએક શાથી અંતર્હિત થયા હશે ? શું અમારો કંઇ અપરાધ હશે ? આમ તે તર્કવિતર્ક કરવા લાગ્યાં. તેમનાં હૃદય આ વિરહને સહન ન કરી શકયાં. વળી ભગવાન એકદમ અંતર્ધાન થવાથી તેમને સહેજ આશ્ચર્ય થયું. તેમના શોકનો પાર રહ્યો નહિ.

---

જ્યારે વળી સંતાપ[1] અંદર પ્રવેશ કરવા લાગ્યો ત્યારે અંદર[2] પ્રવેશ પામેલી ભગવલ્લીલા તાપને દૂર કરીને. પોતે આવિર્ભૂત થઇ. તે કહે છે.

**मूलम्**

गत्यानुरागस्मितविभ्रमेक्षितै
मनोरमालापविहारविभ्रमैः ।
आक्षिप्तचित्ताः प्रमदा रमापते
स्तास्ता विचेष्टा जगृहुस्तदात्मिकाः ॥२॥

**अन्वयार्थ**—ગતિ, અનુરાગ, સ્મિત, વિભ્રમયુક્ત ઇક્ષણ (જોવું તે), મનોહર આલાપ, વિહાર, તથા વિભ્રમોથી જેમનાં ચિત્ત આક્ષિપ્ત થયાં છે (આકર્ષાયાં છે) એવાં અને પ્રકૃષ્ટ મદવાળી ગોપીઓએ ભગવાન જ પોતાના આત્મા છે તેમ જાણીને લક્ષ્મીપતિની જૂદી જૂદી ચેષ્ટાનું ગ્રહણ કર્યું.

**श्रीसुबोधिनी**—ભગવાનના કાય, વાક્, અને મનથી વશ કરાયલાં તે ગોપિકાઓ તે ભાવને પ્રાપ્ત થઇ. તેથી ભગવાનની [૪]તે તે ચેષ્ટાઓનું તેમણે ગ્રહણ કર્યું. પ્રથમ કાયિકી ચેષ્ટા કહે છે. ગતિથી તેઓ વશ થઇ હતી. પછી ઇન્દ્રિયસહિત મનની ચેષ્ટાથી વશ થયાં તે કહે છે. અનુરાગ એટલે સ્નેહ તે મનની ચેષ્ટા છે. તે સહિત સ્મિતવિલાસ[૫] સ્વનિષ્ટાના અત્યાજન માટે કર્યું. નહિ તો જો એમ હોય તો જ્ઞાન જ ઉદય પામે. માટે મન્દહાસથી તેઓ કંઇક મોહ પામ્યાં હતાં. આથી તેઓ બહાર ગયાં નહિ તેમ અંદર પણ સ્થિત થયાં નહિ. પણ મધ્યમાં સ્ફુરિત ભગવાન તથા તેમના ધર્મોમાં એકત્ર થયાં. અનુરાગપૂર્વક સ્મિતથી જે વિભ્રમ એટલે વિલાસ થાય તે સહિત કટાક્ષ ફેંક્યા. પછી વાચિક (વાણીની) ચેષ્ટાને કહે છે. મનને રમાડે તેવો અગર મનમાં રમનાર આલાપ એટલે ભગવાનનું ગુહ્ય ભાષણ કર્યું. કેવલવાક્ય ચિત્તને આકર્ષક થતાં નથી કારણ કે સ્ત્રીઓને અન્ય પ્રકારે દુઃપ્રામાણ્યનું જ્ઞાન થતું નથી. માટે પ્રથમ ફલનું નિરૂપણ કર્યું. ભગવાનનાં વાક્યો સુખને માટે છે તેથી તે સમયે પણ સુખ ઉત્પન્ન કરે છે. તે આલાપો કોઇ વખતે બન્ધ વગેરેના બોધક હતા, તથા લીલાના ઉપયોગિ હતા. તેમાં વિલાસ છે. તેના બિજા ભેદો ઉત્તાનકમાં ગ્રામ્ય વગેરે છે. તે પૂર્વે કરાયલા તમઃ સત્વ અને રજોરૂપથી ત્રણ પ્રકારનું ચિત્ત આક્ષિપ્ત બન્યું. આથી તાપને પ્રાપ્ત ન કર્યો એ ભાવ છે. તેઓ પ્રમદા હોવાથી બાહ્ય અને અન્તઃ અનુસંધાનના હેતુરૂપ ઉત્કટ ભાવ અહિંઆં તેમનામાં છે. તેથી પ્રભુની લીલાનું પ્રાકટ્ય યોગ્ય છે એવો ભાવ છે. વળી[૭] પ્રમદા હોવાથી તેમનામાં અત્યન્ત મદ સ્વાભાવિક હોય છે જ. નહિ તો દાસ્યભાવથી તેઓ પ્રચ્યુત થાય નહિ. તે વખતે[૮] કેવલભગવાનની લીલા પોતાને અનુપયોગિની હોવાથી હમણાં અનુભવાઇ નહિ. માટે લક્ષ્મીપતિની લીલાનું ગ્રહણ કર્યું. એક ભગવાનની ઘણી ચેષ્ટાઓ છે માટે જૂદી જૂદી એમ મૂળમા કહ્યું છે. શંકા—દાસીઓએ ભગવાનના ધર્મનું પ્રાકટ્ય કરવું તેનો નિષેધ કર્યો છે. ઉત્તર—તેઓ તદાત્મક છે, ભગવાન જ તેમના આત્મામાં છે [૯] તે તરીકે સ્ફુરિત થયા છે. માટે ભગવલ્લીલાનું ગ્રહણ તાપનું નિવારક છે એ [૧૦]ઉદ્દેશથી અહિંઆં કર્યું છે. આનો વિસ્તાર આગળ કરવામાં આવશે. ક્રમ હેતુ પણ કહેશે.

**टिप्पण**—૧ અંદર વિચારનું સંપાદન કરીને ત્યાં સ્થિત રહેલાં સ્વરૂપ અને લીલાનું

ઉપમર્દન કરીને અંતર પણ ઉદ્દબુદ્ધ થવાને ઈચ્છાવાળું થયું (૨) ભગવાનના સહભાવથી અંદર પ્રવેશ પામેલી જણાવેલી જે લીલા છે તે બહિઃસ્થિત તાપને દૂર કરીને પણ પોતેજ આવિર્ભાવ પામી. અર્થાત્ બાહ્ય તાપ પણ શાન્ત થયો. સૂર્યોદય પૂર્વે તેના અનુભાવથીજ અંધકારની નિવૃત્તિ થાય તેમ તાપની નિવૃત્તિ થઇ છે એવું સૂચન કરવાને "દૂર કરીને આવિર્ભાવ પામી" એમ કહ્યું છે. ૩ ભગવદ્દભાવ ૪ ભગવાનની કાય, વાક્, અને મનની ચેષ્ટાઓ. કટાક્ષો ઇંદ્રિયના હોવા છતાં પણ તે ભાવના ઉદ્દબોધક હોવાથી તેથી ભાવના પ્રાધાન્ય કહ્યું છે ૫ ધર્મ માત્રમાં નિષ્ઠ નહિ, તેમ સ્વરૂપ માત્રમાં નહિ, પણ ભગવાન તથા તેમના ધર્મોમાં ઉભયમાં નિષ્ઠ થયાં. સ્વરૂપના અંતર્ગત ધર્મોથી ચિત્તમાં આક્ષેપ થયો, મર્યાદામાર્ગીય ધર્મથી નહિ, તેમજ સ્વરૂપ માત્રથી નહિ, તેજ રીતે પૂર્વે જણાવેલી સ્વનિષ્ઠતા નિવૃત્ત થઇ છે. વિભ્રમ એ કટાક્ષનો ભેદ છે. તેનાથી યુક્ત દર્શન વગેરે કટાક્ષ કહેવાય છે. ૬ આપ મને પ્રાણપ્રિય છો વગેરે વાકયોના પ્રમાણનું અવધારણ તેજ સમયે સુખના અનુભવના અભાવમાં થતું નથી. ૭ ચિત્તના આક્ષેપથી તેમ સ્વભાવથી પ્રમદા બન્યાં એવો અર્થ છે. ૮ કેવલ ગોચારણાદિ લીલા ૯ લીલાના કર્તા તરીકે ૧૦ શૃંગાર માત્ર લીલા ગ્રહણ.

**વિવેચન**—આ ગોપીઓ ભગવાનની ત્રણ પ્રકારની ચેષ્ટાઓથી વશ થયાં હતાં. આ ત્રણ પ્રકારની ચેષ્ટાઓ તે કાયિક, વાચિક અને માનસિક છે. ભગવાન સંબંધી આ ત્રણ ચેષ્ટાઓ કરવાથી તેમનામાં ભગવાનનો ભાવ ઉત્પન્ન થયો. કેટલીક ચેષ્ટાઓ શરીરથી કરી, કેટલીક વાણીથી કરી બતલાવી અને કેટલીક મનથી વિચારદ્વારા અનુભવી. પણ આ દરેક ચેષ્ટામાં પ્રભુના ભાવનું જ અનુસંધાન તેમણે કર્યું. ગતિ એ કાયિક ચેષ્ટા છે, અનુરાગ, હાસ્ય તથા વિભ્રમપૂર્વક ઇક્ષણ (દર્શન) તે ઇન્દ્રિયો સહિત મનની ચેષ્ટાઓ છે. આ ચેષ્ટાઓ ઇન્દ્રિયોદ્વારાજ થાય છે. મનોરમ આલાપ તે વાચિક ચેષ્ટા છે. ગમે તેવા શબ્દો બોલવાથી આ ચેષ્ટા બનતી નથી, પણ મનને પ્રસન્ન કરે તેવા. આવા પ્રિય શબ્દો તો પ્રભુ જ બોલી શકે છે, તો પણ પ્રભુની તે ચેષ્ટાનું અહિંઆં અનુકરણ આ ગોપીજનો કરે છે. મન તથા ઇન્દ્રિયોથી તેઓ ભગવાનનું તથા તેમના ધર્મોનું ચિન્તન કરવા લાગ્યાં. મનોહર વાકયોથી વાચિક ચેષ્ટા કરી આ ચેષ્ટાથી પણ તેમને મોહ થયો. કારણકે તે વાકયો સાધારણ નહોતાં પણ મનને પ્રસન્ન કરે અગર હરણ કરે એવાં હતાં. પ્રિયની સાથે કરેલી ગુપ્ત ગોષ્ઠી અગર વાર્તાલાપ કોના ચિત્તને આકર્ષતાં નથી? તથા આનંદ આપતા નથી? ભગવાનના ગુહ્ય ભાષણે તેમનાં ચિત્તને આકર્ષ્યું હતું. ભગવાનના વાકયો સુખ આપનાર છે. કારણકે ભગવાનની વાણી પણ ભગવત્સ્વરૂપ છે. તો પછી તેમની વાણી પણ આનન્દરૂપ હોય તેમાં શું આશ્ચર્ય? અને તેથી અન્યને મોહ પમાડીને સુખ આપેજ. આ સિવાય વિહાર તથા વિલાસથી પણ તેમનું ચિત્ત મોહ પામેલું હોવાથી, તે સમયે તેઓ અંદરના તાપને ભૂલી ગયાં, અને પ્રભુની ચેષ્ટા જનિત સુખનો અનુભવ કરવા લાગ્યાં આ ગોપિકાઓ પ્રમદા હતી એટલે તેમનામાં મદ ઘણો હોય જ. જો આ પ્રમાણે નહોય તો અમે ભગવાનની દાસીઓ છીએ તે ભાવનું ખણ્ડન થાય નહિ. ભગવાને તેમની સાથે રમણ કર્યું અને તેથી તેમને જે માન થયું તેનું કારણ એ છે કે તેમનામાં મદ અતિશય હતો. નહિ તો તે રમણથી તેમનો દાસ્યભાવ કાયમ જ રહ્યો હોત. ઇશ્વરના ધર્મો દાસીમાં નિષેધ-કર્યા છે, પણ આ ગોપિકાઓ તો ભગવાનને જ પોતાનો આત્મા સમજતાં હતાં.

આથી તે ધર્મો તેમનામાં સ્ફુરિત થયાં એમાં કંઇ અયુક્ત નથી. આ રીતે તેમનામાં ભગભગવાનના ધર્મોનો આવિર્ભાવ થવાથી તેમણે ભગવાનની લીલાનું ગ્રહણ કર્યું. આ લીલાના ગ્રહણનો ઉદ્દેશ ભગવાનના વિયોગથી અંતઃસ્થિત કામના તાપનું નિવારણ કરવાને જ. આ વાત અહિંઆં સંક્ષેપમાં જણાવી છે.

ઉત્તમ પ્રકારના પ્રણયનું દષ્ટાંત ગજરાજ અને હાથિણી પુરૂં પાડે છે. આ ગોપિકાઓ ભગવાનના બાહ્ય પ્રગટ રૂપને જ મુખ્ય ગણતાં હતાં, આથી પ્રભુ તેમના હૃદયમાં બિરાજ્યા છે—એમના અંતરમાં છે એ વિચાર તેમને આવ્યો નહિ. તે જો વિચાર હોય તો પછી આનંદસ્વરૂપ પ્રભુનો અનુભવ કરવાને જે તાપ થવો જોઇએ તેમાં અન્તરાય નીવડે અને તેમ થવાથી તેઓ ફલથી વિમુખ જ બને. આથી જો કે પ્રભુ તેમના હૃદયમાં બિરાજતા હતા તોપણ તેમણે પ્રભુને પોતાની સમક્ષ ન જોયા એટલે તેઓ આકુળ વ્યાકુળ થઈ ગયાં- પ્રભુ હમણાં અત્યાર સુધી તેમની સાથે વાતો કરતા હતા, પણ હવે તે કેમ એકાએક અંતર્ધાન થઈ ગયા તે વસ્તુ એ સમજી શક્યાં નહિ. આથી મદની માફક પ્રભુની પ્રાપ્તિ માટે સંતાપ કરવા લાગ્યાં. જેમ હાથિણીઓ ટોળાના પાલક મહામત્ત ગજને ન જોવાથી ખિન્ન થાય છે તેમ આ ગોપીઓ ખિન્ન થયાં. ગજરાજ હાથિણીઓનો પતિ છે એટલું જ નહિ પણ તેમનો પાલક છે. ભગવાન્ પણ આમના સ્વામી છે એટલું જ નહિ પણ પાલક છે—જે પાલક હોય તે દરેક વિપત્તિના સમયે આશ્રિતનું રક્ષણ કરે જ. આ સ્વામિનીઓ રાત્રિના સમયે વનપ્રદેશમાં ઉભેલાં હતાં. તે વખતે કાળ અને સ્થાનના ભયથી તે ડરી ગયાં હતાં. તે સમયે પોતાના પાલક પ્રભુ પોતાની પાસે ન હોય તો તેમને અતિશય સંતાપ થાય તે સ્વાભાવિક છે. હાથિણીઓની શોભા ગજરાજથી છે, તેઓ ગમે તેટલી હોય પણ તેમનું રક્ષણ કરનાર ગજરાજ ન હોય તો તે કંઇ પણ કરી શકે એમ નથી. તેવી જ રીતે આ સ્વામિનીઓ ઘણાં હતાં પણ તેમના પાલક પ્રભુ તેમની નિકટ ન દેખાયા તેથી તેઓ એકલાં આ રાત્રિની ભયંકરતાને શી રીતે દૂર કરી શકશે તેવા વિચારથી ડર્યાં, અને પ્રભુને નહિ જોવાથી તપ્ત થયાં.

---

પછીથી ભગવાનના સ્વરૂપનો સ્વીકાર કર્યો.

**मूलम्**

**गतिस्मितप्रेक्षणभाषणादिषु**
**प्रियाः प्रियस्य प्रतिरूढमूर्तयः**
**असावहं त्वित्यबलास्तदात्मिकाः**
**न्यवेदिषुः कृष्णविहार विभ्रमाः ॥२॥**

**अन्वयार्थ—ભગવાનની ગતિ, હાસ, પ્રેક્ષણ અને ભાષણ વગેરેમાં જેમને પ્રિય ભગવાનની મૂર્તિ પ્રતિરૂઢ થઇ છે એવી અને તદાત્મિક ( ભગવાન જ અમારો આત્મા છે એમ માનનાર) કૃષ્ણના વિહાર અને વિલાસયુક્ત તે ગોપિકાઓ "હું ભગવાન છું" એમ જણાવવા લાગ્યાં.**

શ્રીસુબોધિની—ભગવદ્ધર્મો પોતામાં આવ્યા છે પણ તે વખતે એકત્ર ઉભય ધર્મ અવિરુદ્ધ હોવાથી, ભગવાનને વિષે તે ધર્મોનો આરોપ કર્યો. તે શરીર, વાણી, મન અને દૃષ્ટિ એ ચારના ચાર પ્રધાન ધર્મો હોય છે. તે સર્વ ધર્મોમાં તેમની મૂર્તિ પ્રતિરૂઢ થઈ. ભગવદ્ધર્મોમાં સ્વમૂર્તિનું આરોપણ કર્યું. નહિ તો અન્યોઅન્યના ધર્મના અભિનિવેશના અભાવમાં બરાબર વિલાસ ન થાય તે કહે છે. ગતિ કાયિક ચેષ્ટા છે. સ્મિત માનસ છે, પ્રેક્ષણ ઇન્દ્રિય વિષયક છે ભાષણ વાચિક છે તે વગેરે જેટલા બન્ધાદિ વિભ્રમો છે તે રતિ-રૂપજ છે. તે સર્વમાં પ્રિય તેઓ ભોગાવસ્થાને વિપરીત રીતે પ્રાપ્ત થઇ. રસના આધિક્યમાં સ્ત્રીઓ પુરૂષભાવને પ્રાપ્ત કરે છે એમ વાત્સ્યાયનનું માનવું છે. આ હેતુથી જ વિપરીતતાથી આરૂઢ સ્વરૂપવાળાં થયાં. તેમાં જેમને પૂર્વે ભગવાન અલ્પ અવધાન વાળા હતા તેમની સાથે ભગવાનનો પ્રશ્ન કર્યો, અને અંતર્ધાનના અવધાનવાળી બીજી ગોપિઓ ઉત્તર આપનારી બનીઓ. આ કૃષ્ણ છે હું કૃષ્ણ છું વગેરે અથવા જેને તમે શોધો છો તે હું છું વગેરે ઉત્તરો તે આપતાં હતાં. અન્યની પ્રતીતિ માટે નટ કપટ વેષ કરીને પણ એમ કહે છે. પણ આ ક્રીડામાં તેમ નથી- આ ગોપિઓ તો જાતે જે કહે છે તેજ કહેવામાં આવે છે. સ્ત્રીઓ અબલા છે તેથી ભગવાનના રૂપના આવિષ્કારમાં તેઓ બલરહિત છે. એ સ્ત્રી પુરૂષમાં સ્પષ્ટ ભેદ છે. આમ કહેવાથી પ્રતારણા થાય માટે કહે છે કે તેઓ તદાત્મક હતાં. ફક્ત ધર્મીની જ પ્રાપ્તિ હેતુ નથી, ધર્મની એ છે. કૃષ્ણની પેઠે વિહાર એટલે શરીર, વાણી અને મનનો વ્યાપાર તેમને થયેલો છે.

**વિવેચન**—ભગવાનના ધર્મો ગોપીઓમાં સ્ફુર્યા તે વાતનું કથન અહિંઆં ફરીથી કરે છે. ભગવાનના મુખ્ય ધર્મો શરીર, વાણી, મન અને દૃષ્ટિ વિષે રહ્યા છે. આ સર્વ ધર્મોમાં તેમના ચિત્તની એકાગ્રતા થઇ. એટલે તે ધર્મો પોતાના જ છે એમ જાણીને તેનું અનુકરણ તેમણે કરવા માંડયું. તેઓ વ્રજની ગોપીઓ છે એ વાતનું તેમને વિસ્મરણ થઈ ગયું. પોતે ભગવાન જ છે એવો ભાવ અત્યારે તેમને સ્ફુરિત થયો. જો કોઈ ગોપી કહે કે હે સખીઓ તમે અમારા પ્રિય ભગવાનને જોયા છે ત્યારે બીજી કહેતી કે હા જે ભગ-વાનને તમે શોધો છો તે હું જ છું આ રીતે તેમનામાં બ્રહ્મભાવ સ્ફુર્યો.

પોતે અંશ અને ભગવાન અંશી છે–તે અંશીના ધર્મોનું સ્ફુરણ અંશમાં થયું. ઐશ્વર્યાદિ ભગવાનના છ ગુણો તિરોધાન થવાથી જીવ દીનતા, દુઃખાદિ ભોગવે છે, પણ જ્યારે ભક્તિદ્વારા તાપ અને વિરહનો અનુભવ તે જીવને થાય છે ત્યારેજ તેનામાં તિરો-ભૂત આનંદ પ્રકટ થાય છે. આનંદ પ્રકટ થતાં તે પોતાના અંશીના ધર્મને પ્રાપ્ત કરે છે, અને તેની સાથે સાયુજ્ય મેળવે છે ભગવદ્ધર્મનો આવિષ્કાર જો બરાબર સ્ફુરિત થાય તોજ તે મૂળ રસરૂપને પ્રાપ્ત કરી શકે છે, અને ભજનાનંદના પરમ ફળની પ્રાપ્તિને માટે અધિકાર મળે છે. માટે અહિંઆં ભગવાને તેમને તાપ વિરહ અને કલેશનો આનંદ કરાવ્યો. પ્રથમ ધર્મિના ધર્મમાં તેમની આસક્તિ બની અને તે ધર્મોનો પોતામાંજ સાક્ષાત્કાર કર્યો.

કામશાસ્ત્રનો એવો સિદ્ધાંત છે કે જયારે રસનું આધિક્ય થાય છે–જ્યારે રસ બરાબર જામે છે ત્યારે સ્ત્રીઓ તેમાં પુરૂષત્વની ભાવના કરે છે. તેઓ સ્ત્રીઓ નથી પણ પુરૂષ છે એવો ભાવ તેમને ઉત્પન્ન થાય છે. અહિંઆં ગોપીકાઓને તે ભાવ ઉત્પન્ન થયો.

પુરૂષરૂપ ભગવાનમાં પુરુષ તરીકે અંશો પ્રકટ કરી શકે માટે તે ભાવ તેમને થાય છે. માટે ગોપીઓ સ્ત્રીઓ હતી છતાં તેમનામાં ભગવાનની ઇચ્છાથી વિપરીત પુંભાવરૂપી ભગવદ્‌ભાવ ઉત્પન્ન થયો. હવે આ ગોપિઓએ ભગવાનની ચેષ્ટાનું અનુકરણ કરવા માંડયું. કેટલીક પ્રશ્ન પૂછતી હતી. અને તેના ઉત્તર આપતી હતી. સ્ત્રીઓ અબલા હોવાથી ભગવાનના સ્વરૂપનો આવિષ્કાર કરવામાં તેમનું બળ હોતું નથી. તો પછી "હું કૃષ્ણ છું" એમ જે તેઓ કહે છે તે શી રીતે સંભવે ? આ શંકાના સમાધાનમાં જણાવ્યું છે કે તે ગોપીઓ ભગવાનને પોતાનો આત્મા જાણતી હતી. એટલે સંપૂર્ણ ભગવદ્‌ભાવ તેમનામાં સ્ફુરિત થયો હતો. ધર્મીભગવાનની પ્રાપ્તિ માટે તેમના ધર્મોનો સાક્ષાત્કાર પોતે કર્યો અને તે રૂપથી પોતે ચેષ્ટાઓ કરવા લાગ્યાં



આ રીતે ઉદ્દેશથી ભગવાનની તાપલીલા કરી. તેમનામાં સંબન્ધ કહીને પ્રથમ તાપની નિવૃત્તિને માટે અન્વેષણ તેમણે કર્યું એમ કહે છે. ગુણોની માફક આ ક્ષણના પણ અન્યોન્ય ઉપમર્દનથી ભગવાનની ઇચ્છાથી આવિર્ભાવ થાય છે આથી પ્રથમ દષ્ટિએ પરસ્પર કાર્યમાં પ્રતિબન્ધકતા નથી માટે જ્યારે પ્રપંચનું સંવેદન થાય ત્યારે તેમણે પૂછ્યું તે કહે છે.

## मूलम्

**गायन्त्य उच्चैरमुमेव संहताः**
**विचिक्युरुन्मत्तकवद्वनाद्वनम् ।**
**पप्रच्छुराकाशवदन्तरबहिः**
**भूतेषु सन्तं पुरुषं वनस्पतिम् ॥४॥**

**अन्वयार्थ—ભગવાનનું ઉંચેથી ગાન કરતાં તે બધાં એકઠાં થઈ ગયાં અને ઉન્મત્તની માફક એક વનમાંથી બીજા વનમાં તેમને જ શોધવા લાગ્યાં. આકાશની માફક સર્વ પદાર્થોમાં અંદર અને બહાર રહેલા ભગવાન સંબંધી તેઓ વનસ્પતિને પૂછવા લાગ્યાં.**

**श्रीसुबोधिनी**—પ્રથમ મિશ્રભાવથી ગાન કર્યું. ધુમની પેઠે લોકમાં[1] શબ્દ બાહ્ય અને અભ્યન્તર યોગથી પ્રકાશે[2] છે અને તારતમ્યને પામે છે [3]આ હેતુથી જ અહિંઆં ધર્મિધર્મોના આધિક્યથી ઉત્તમ ગ્નાન થાય છે, અને તેથી ભગવાનના ગાન માટે તે બધાં એકઠાં થયાં અને ભગવાનના આગમન માટે સ્ફુટ ગાન કરવા લાગ્યા. પોતાથકી તથા અન્યથકી ભાવનું [5]કૃત્રિમત્વ હોવાથી તે એકઠાં મળ્યાં, અને વિશેષ વિજ્ઞાનથી તેમને સ્ફુટ તિરોભાવ સ્ફુરિત થયો. પછીથી ભગવાન ક્યાં છે તેમ શોધ કરવા લાગ્યાં તેમાં પ્રથમ સર્વાત્મભાવથી તિરોભાવ સ્ફુરિત થયો નહિ તેથી અન્વેષણમાં પણ અનિયત વૃત્તિવાળાં થયાં માટે કહે છે "ઉન્મત્તની માફક શોધ કરવા લાગ્યાં" ઉન્મત્ત આ પોતાનું અને આ પારકું એમ વિવેક જાણતો નથી અને વસ્ત્રાદિથી રહિત બને છે. આ અવસ્થાને પ્રાપ્ત થયેલાં તે એક વનથી બીજા વનમાં ગયાં. વળી ફક્ત અન્વેષણ જ તેમણે કર્યું એવું નહિ, પણ ઉન્મત્તની માફક પૂછવા લાગ્યાં. શુકને[6] ભગવાનના સ્વરૂપનું ગ્નાન હોવાથી આનન્દમાં

માત્ર કરપાદ મુખોદરાદિ કૃષ્ણને સર્વત્ર સ્થિત જુએ છે. જો ભક્તિસહિત જ્ઞાનનો આ-વિર્ભાવ થાય તો અન્ય પણ જોઈ શકે. કારણકે તેથી સર્વત્ર તિરોધાનનો નાશ થાય છે. તેવા ભગવાનને આ ગોપીકાઓ પરિછિન્ન (મર્યાદિત) માનીને પૂછે છે. આ તેમના અજ્ઞાનનું કથન કરવાને કહ્યું છે. આકાશની માફક અંદર અને બહાર[૭] ભૂતોમાં તે સ્થિત છે માટે બાહ્ય અને અભ્યન્તરના વિવેકના હેતુરૂપ આકાશનું પૂર્વ નિરૂપણ કર્યું. તેની માફક આ પણ છે માટે જ આકાશ એ બ્રહ્મનું લિંગ છે. તેવા બ્રહ્મ જે સર્વત્ર આવેલા છે છતાં ન જોવાથી પોતાનામાં હશે એ વિચારનો ત્યાગ કરીને, ચેતનોને નહિ પૂછતાં સ્થાવરોને પૂછે છે. વનસ્પતિને પૂછ્યું. તે વૈષ્ણવો છે. મૂઢ છતાં પણ વૈષ્ણવો જ વિષ્ણુની ગતિને જાણે છે અત્યન્ત નિપુણ હોય પણ અવૈષ્ણવ હોય તે જાણતા નથી.

ટિપ્પણ—(૧) અહિંઆં કહેવાનો આશય એ છે કે અત્યાર સુધી સ્વરૂપાનન્દને પ્રકટ ન કર્યા. આનંદ ભગવાનનું સ્વરૂપ હોવાથી તેના પ્રાકટ્ય વિના તેનો અનુભવ સંભ-વતો નથી. પણ આ સ્વરૂપનું પ્રાકટ્ય તો પૂર્ણ સાધનવાળાને પણ દુર્લભ છે. સ્વરૂપ રસાત્મક હોવાથી અહિંઆં આવેલા સર્વભાવો પણ રસાત્મક છે એમ માનવું જોઈએ. નહિ તો આના શ્રવણમાત્રથી પણ સ્નેહોત્પત્તિ બને નહિ. આમ હોવાથી વિરહ તાપરૂપ હોવાથી અગ્નિ જ છે. અગ્નિ જેમ ભીના લાકડામાં હોય તે જાતેજ ત્યાં સંયુક્ત થયેલો પ્રકટ થાય છે. પણ ભીનાશને લીધે પ્રતિબન્ધ હોવાથી ત્યાં અસમર્થ બને છે અને ધુમને જ ઉત્પન્ન કરે છે. એજ પ્રમાણે પ્રથમ દૃષ્ટિએ આ અગ્નિમાં પણ બહિઃસંવેદનથી સર્વાત્મભાવે તિરોધાનની સ્ફૂર્તિ નથી; માટે બહિઃસંવેદનથી જનિત હોવાથી આ પ્રકારે થાય છે તો તેમાં કોઈને શંકા લેવા જેવું નથી. અહિંઆં વિરહરૂપી અગ્નિ ધુમ ગાનરૂપ શબ્દ છે. એમ હોય તો અર્ધજ્વલિત કાષ્ઠની તુલ્યતા સિદ્ધ થાય છે. (૨) જેમ તે પૂર્વે એકરૂપ થાય છે, પછી અનેકરૂપ થાય છે તેમ એક પછી એક વિચિત્ર ભાવ ઉત્પન્ન કરતું હોવાથી ગાન પણ વિચિત્ર થાય છે માટે બિરાજે છે–પ્રકાશે છે એમ કહ્યું છે (૩) આ કારણથી ભગવાન રસાત્મક છે. ભાવ પણ તદાત્મક છે. આ કારણથી અખણ્ડ અદ્વૈતના ભાનવાં આ સ્વામિનીઓનું જ્ઞાન ઉત્તમ છે એવો અર્થ છે. (૪) આ ભાવ સ્થાયીભાવના વ્યભિચારિભાવ છે. ધર્મિ=સ્થાયિભાવ. ધર્મ=વ્યભિચારિભાવ. ધર્મો શ્રીકૃષ્ણના, વિહારાદિ ધર્મો જીવ અને તેના ધર્મોની સરખામણીએ ઉત્કૃષ્ટ છે. ઉક્તજ્ઞાનમાં જીવ અને તેના ધર્મોજ હોવાથી તેની સરખામણીએ આ ન્યૂન છે. કૈવલ્ય સાત્વિક જ્ઞાન એ વાક્ય પ્રમાણે અખણ્ડાદ્વૈતભાન એ જીવધર્મ છે. જીવ ચિત્પ્રધાન છે. પ્રકૃતજ્ઞાન ભગવાનના વરણથી જ (અનુ-ગ્રહથી જ) લભ્ય છે. સ્વામિનીઓ ભગવત્પરાયણ છે. અને વિષય પણ પૂર્વે કહેવામાં આવ્યો છે. એકાદશસ્કંધમાં ભગવાને વ્રજરત્નોને સર્વથી ઉત્કૃષ્ટ કહ્યાં છે. અથવા જેમ પ્રિયની માફક વિહાર વગેરે કરવામાં આવે છે તેમ અહિંઆં ગાન કર્યું છે (૪) પ્રીતિ-વિષયોનું આ કારણ ભગવાનનો ધર્મ છે, તે અહિંઆં કહે છે. માટેજ સ્વઆગમનની માફક અધુના પ્રભુનું આગમન નથી. આગમન પ્રભુનો પોતાનો ધર્મ છે. કોઈના કહેવાથી એમનું આગમન થતું નથી, પણ પોતાની ઇચ્છા થાય છે ત્યારે આગમન કરે છે. કૌતુકને માટે ભગવાન અહિંઆં જ કંઇક સ્થળમાં લીન (અદૃશ્ય) થઈ ગયા છે. પણ તે રસ પરવશ તો છેજ. જેમ પાણીમાં સાકર નાખી હોય અને તે તેમાં ઓગળી જાય–સર્વત્ર વ્યાપી

જાય તેમ ભગવાન ગોપીઓની મધ્યમાં રસપરવશતાને લીધે લીન થઇ ગયા છે. તેથી ગોપીઓ તેમને જોઈ શકતાં નથી. તો હવે એ પ્રભુનું આગમન શી રીતે થાય એ વિચાર તે કરવા લાગ્યાં. આખરે તેમને એવું જ્ઞાન થયું કે અમારા ગાનથી પ્રભુ જરૂર આગમન કરશે માટે તેમણે ગાન કરવા માંડયું. આ પક્ષમાં બહિઃસંવેદન છેજ. પણ અદર્શન જાતિથી ઉકત રીતિએ તે પ્રમાણે કરવું જોઈએ. (૫) આત્મામાં ભગવાનનો ભાવ કૃત્રિમ હોવાથી તિરોધાન આવશ્યક છે. તેનો હેતુ વિચિત્ર ભાવવાળી ગોપિકાઓનું પરસ્પર મિલન છે અથવા ભગવદ્દભાવને પ્રાપ્ત કરનાર એક ગોપી અન્યને સખી માનીને તેને ભેટે છે. આ સ્વતઃ મિલન છે ત્યારે અન્ય ગોપીઓને આમાં ભગવાન તરીકેની બુદ્ધિ નથી, તેથી આ ભગવદ્દ-ભાવને અનુરૂપ કૃતિ કરે છે. તેથી તેને વિશેષ જ્ઞાન થાય છે. બીજી પણ ભગવદ્દભાવને પ્રાપ્ત કરીને આને સખી માનીને તેને મળે છે. માટે આ અન્યથી મિલન છે. કોઇને શંકા થાય કે આગળ એમ કહે છે કે કોઇ એક ગોપીને પૂતનાના પ્રિય પયનું પાન કરવાની ઇચ્છા-વાળા ભગવાનનો ભાવ પ્રાપ્ત થયો, તેથી તેણે પૂતના બનેલી બીજીના સ્તનનું પાન કર્યું એમ જેમ કહ્યું છે તેમ અહિંઆં શા માટે નથી. જો તેમ હોય તો વિશેષ વિજ્ઞાનનો અસંભવ છે. આના ઉત્તરમાં આ ભાવ કૃત્રિમ છે એમ કહ્યું છે. આગળ લીલાનો આ-વિર્ભાવ કહેવાનો હોવાથી જેટલી લીલા છે તેટલીનો જ આવિર્ભાવ થાય છે. માટે સર્વ યોગ્ય જ છે. અહિંઆં તો પ્રિયનું અદર્શન થવાથી ઉત્કટભાવથી પ્રિયમાત્રની સ્ફુર્તિથી પોતાનામાં પણ તત્ત્વથી હું (કૃષ્ણ છું) એવું ભાન કરે છે માટે ત્યાં તેની કૃત્રિમતા છે. આમ હોવાથી આ ભાવથી જ જ્યારે ઉકત ન્યાયે અન્યનું જ્ઞાન થાય છે ત્યારે તિરો-ભાવની સ્ફુર્તિ થાય છે. બહિઃસંવેદન હોય છે તોપણ, માદક દ્રવ્યના સ્વભાવથી ઉન્મત્ત વિવેકરહિત થાય છે. આ પ્રમાણે વિરહભાવના સ્વભાવથી વૈકલ્ય થવાથી તે પ્રમાણે છે તે આશયથી જ આ સર્વાત્મના નથી એમ કહ્યું છે. (૬) અહિંઆં આ ભાવ છે

**तस्मान्मद्भक्तियुक्तस्य योगिनो वै मदात्मनः ।**
**न ज्ञानं न च वैराग्यं प्रायः श्रेयो भवेदिह ॥**

એ ભગવદ્ વાકય પ્રમાણે ભક્તિમાર્ગમાં જ્ઞાન પ્રતિબન્ધક છે એમ માનવું જોઇએ અને આ યુક્ત છે. ભગવાનને આત્મા તરીકે જાણવાથી તેના દર્શનને માટે આર્તિ વગેરે થવી તે અસંભવિત છે: આથી પ્રભુના પ્રાદુર્ભાવનો પણ સંભવ થતો નથી. આથી સર્વસ્વનો નાશ થાય છે જ. આમ હોવાથી જ્યાં કાલાદિના નિયન્તા રૂપજ્ઞાન પ્રતિબન્ધક છે ત્યાં કંસાદિના ભયનું જ્ઞાનરૂપ સ્નેહકાર્ય જ દેવકીમાં ઉત્પન્ન થયું. ત્યાં પ્રતિબન્ધ રહિતોના સ્નેહમાત્ર કાર્ય સંભવ વિષે શું કહેવું એમ કૈમુતિક ન્યાયનું સૂચન કર્યું છે. વળી દેવકીનું ધર્મરૂપ જ્ઞાન પ્રતિબન્ધક કહ્યું છે. અહિંઆં તો એ ભગવદ્ધર્મ છે. આમ હોવાથી આ ભાવ પણ પ્રતિબન્ધક નથી તો પછી અન્યનું તો શું કહેવું એનું જ્ઞાન કર્યું છે. શુકને તે જ્ઞાનનો અભાવ હોય તો આના કથનમાં એમની શક્તિ રહે નહિ. જો તેમને ગૌણ જ્ઞાનથી શુદ્ધ ભકિત થાત ને શ્રી ભગવાનનો પ્રસાદ ન થાત માટે તે શુકનું આ ભગવત્સ્વરૂપનું કથન માત્ર શબ્દોમાં જ છે, વસ્તુતઃ તેમણે એ અનુભવેલું નથી; માટે શ્રી મહાપ્રભુજીએ કહ્યું છે કે "ગોવિન્દના ગુણગાનમાં જે સુખની પ્રાપ્તિ થાય છે તે શુકાદિને પણ આત્મામાં નથી થઇ તો પછી બીજાની તો વાત જ શી કહેવી ?" (૭) મૂળ શ્લોકમાં નપુંસક લિંગનો

ભૂત શબ્દ શા માટે મૂક્યો છે તેનું પ્રયોજન અહિંઆં જણાવે છે પબ્ઢ પુરૂષની નિકટ હોય છતાં પણ તેને રસોત્પત્તિ થતી નથી, પણ સ્ત્રીઓને જ થાય છે તેમ પ્રભુ સન્નિધિમાં હોવા છતાં તે તે ભૂત–પદાર્થોને રસની ઉત્પત્તિ થઈ નથી. ફક્ત ગોપીજનોને જ થઇ છે. પ્રભુ રસને તેજ જાણે છે. પણ ફેર માત્ર આટલો જ છે. બાહ્ય સંબન્ધમાં વિલક્ષણ ભાવ ઉત્પન્ન થાય છે. અન્તર સંબન્ધમાં પણ તે વિલક્ષણ હોય છે. ભગવાનનાં દર્શન સ્વતઃથી જ આ બહાર છે અને આ અન્તરમાં છે એમ તેમને જ્ઞાન થાય છે. પણ હમણાં તો તેનો (પ્રભુ દર્શનનો) અભાવ હોવાથી ઉભયના અભાવ છે તેથી અન્તરનું અનુસંધાન અહિંઆં નથી પ્રભુને પોતાના અંતરમાં નહિ શોધતાં બહાર શોધ કરવા લાગ્યાં. શા માટે તેમ કર્યું એનું કારણ અહિંઆં જણાવ્યું છે. પણ પ્રભુની શોધમાં પ્રશ્નની જરૂર છે માટે પૂછેછે એમ કહે છે. અથવા તો અહિંઆં બહિર્ભુત એવું પદ લઇ શકાય. બહિર્ભૂત એટલે બહિર્મુખ જીવો—ભક્તિ માર્ગથી વિમુખ બનેલા તે જીવો. તેઓમાં આકાશની માફક નિરાકાર જેવા એટલે ગોપીના અકર્તા પ્રભુ હતા. પ્રભુ તેમનામાં પણ છે. પછી તેઓ તેમને જોઇ શકતા નથી. તેમને પ્રત્યક્ષ નથી. તેમના હૃદયમાં છે, પણ તેમને બહાર પ્રકટ થતા નથી. વસ્તુતઃ ભક્તિ માર્ગીઓમાં જ પુરૂષ તરીકે સાકાર પ્રભુ છે તથા પોતાનું બાહ્ય પ્રાકટ્ય કરે છે. સ્ત્રીઓને પોતાના પતિનું અન્તરન્વપણ અગર અંતસ્થિતિનુ ભાન સ્વાસ્થ્ય (સુખ) આપતું નથી.

**विवेचन**—જુદા જુદા ભાવવાળી ગોપીઓએ અંતર્ધાન થયેલા પ્રભુના પ્રાકટ્યને માટે ગાન કર્યું. આનંદ સ્વરૂપ પ્રભુનું પ્રાકટ્ય પૂર્ણ સાધનવાળાંને પણ દુર્લભ છે. અર્ધજ્વલિત કાષ્ટમાંથી જેમ ધુમાડો નીકળે છે તેમ વિરહાગ્નિથી જ્વલિત થયેલાં તે ગોપીજનોએ ગાન કર્યું અને પછી ભગવાન્ ક્યાં હશે એમ કહીને શોધ કરવા લાગ્યાં. જો કે જેમ શર્કરા અગર સૈન્ધવ જળમાં લીન થાય છે ત્યારે તે મૂળરૂપમાં પ્રત્યક્ષ દેખાતાં નથી; તેમ અહિંઆં રસાત્મક ભગવાન તેમની મધ્યમાં લીન થયેલા હોવાથી તે પ્રત્યક્ષ જોઈ શક્યાં નહિ. તેમણે તો એમજ ધારી લીધું કે ભગવાન આપણી મધ્યમાં નથી. કારણ કે જો હોય તો આપણને પ્રત્યક્ષ દેખાવા જોઇએ જ. શા માટે આપણે ન જોઇ શકીએ ? આમ વિચાર કરીને બહિઃ-સંવેદનથી ભગવાનને બહાર શોધવા લાગ્યાં. ભગવાન તો વસ્તુતઃ આકાશની માફક સર્વ ભૂતોમાં બહાર અને અંદર વ્યાપી રહેલા છે, પણ અહિંઆં તો તેમણે એવું જ માન્યું કે ભગવાન અંદર નથી પણ બહાર જ છે. આથી તેઓ બહાર શોધવા લાગ્યાં. અહિંઆં ભગવાન સર્વ ભૂતમાં વ્યાપ્ત છે એમ કહ્યું છે. ભૂત શબ્દ ભાષામાં નપુંસક લિંગનો છે. આથી એવો આશય પ્રકટ કર્યો છે કે જેમ કોઇ માણસ બાયલો પુરૂષની પાસે હોય તો પણ તેને રસોત્પત્તિ થતી નથી. પણ સ્ત્રીઓને જ થાય છે. તેમ જો કે ભગવાન સર્વ પદાર્થોમાં છે છતાં પણ તે તે પદાર્થોને ભગવાનની રસાત્મકતાનું ભાન થતું નથી. આ જ્ઞાન તો ફક્ત વ્રજસીમન્તીઓને જ થયું છે. અથવા તો બહિર્ભૂત એવો એક આખો શબ્દ લેવો તેનો અર્થ ભક્તિમાર્ગથી વિમુખ બહિર્ભૂત જીવો થાય છે. બહિર્ભૂત જીવોમાં ભગવાન છે, પણ તેઓ ભગવાનને નિરાકાર સમજે છે, આથી તેમને આ સ્વરૂપ બહાર પ્રકટ થતું નથી, પણ આ ગોપીજનો તો ભક્તિમાર્ગમાં છે અને તેમને આ સ્વરૂપનાં પ્રત્યક્ષ સાકાર સ્વરૂપે દર્શન કરવાં છે. એ દર્શન તેમને નહિ થવાથી, તેઓ સર્વત્ર વનસ્પતીઓને પ્રથમ પૂછે

છે. હવેથી ગોપીઓની ઉન્માદ અવસ્થા તેમાં પ્રગતિનું સૂચક છે. પ્રેમ વિયોગમાં સામાન્યતઃ સ્નેહનું રૂપધારણ કરે છે, પછીથી આસક્તિની સ્થિતિ થાય છે. ત્યાર પછીથી વ્યસન અને છેવટે તન્મયતા બને છે. સ્નેહથી પરસ્પર હૃદયોનું આકર્ષણ થાય છે, જેમ લોહચુંબકની પાસે કોઇ પણ વસ્તુ મૂકી હોય અને તે તેને પોતાના તરફ આકર્ષે છે તેમ સ્નેહથી હૃદયનું આકર્ષણ બને છે. આ સ્નેહની ચાર અવસ્થા હોય છે. દૃગ્રુચિ, સ્મૃતિ, અભિલાષા અને ઉદ્વેગ. દૃગ્રુચિ એટલે નેત્રપાત. એક બીજાની દૃષ્ટિનું મળવું. દૃષ્ટિ મળવાથી સ્નેહનું બીજ રોપાય છે, પછીથી પ્રેમપાત્ર દૂર થતાં તેનું સ્મરણ થાય છે, પછી તેને મળવાની અભિલાષા હૃદયમાં ઉદ્ભવે છે. આ અભિલાષા પૂર્ણ ન થવાથી ઉદ્વેગ થાય છે. આ પછી આસક્તિની દશા શરૂ થાય છે. સ્નેહથી પરસ્પર હૃદયોનું આકર્ષણ જ માત્ર થાય છે, પણ આસક્તિમાં તો હૃદય પોતાના પ્રેમપાત્રને જ વળગી રહે છે. તેનાથી દૂર જવું ગમતું જ નથી. આખા દિવસ તેના જ વિચારો થયા કરે છે. જેમ ચાતકની દૃષ્ટિ ચંદ્ર પ્રતિ જ રહે તેમ અહિંઆં પણ તેની સાથે અનન્યતા બની આવે છે. તેના વગર ચાલી શકતું નથી. આસકિતની ત્રણ સ્થિતિઓ અનુભવાય છે—વ્યાધિ, પ્રલાપ, અને ઉન્માદ. પ્રિયને મળવાની અત્યન્ત અભિલાષા થાય છે પણ તે પૂર્ણ નહિ થવાથી હૃદયમાં ઉદ્વેગ બને છે. આથી વ્યાધિ શરૂ થાય છે. વ્યાધિ ગમે તેમ બોલે છે. બોલવામાં ભાન રહેતું નથી ઉચ્ચાર પણ સ્પષ્ટ થતા નથી. વાણીમાં વિકૃતિ દેખાય છે. આ સ્થિતિમાં તે એકદમ ગાંડો થઇ જાય છે. અમુક બોલવું કે કેમ, અમુક કરવું કે કેમ તેનું તેને ભાન રહેતું નથી. લૌકિક આચાર, વ્યવહાર તથા વિવેકને આ સ્થિતિમાં તે તિલાંજલી આપે છે. આ અવસ્થાને ઉન્માદાવસ્થા કહે છે. ત્યાર પછીથી તે વ્યસનની દશામાં પ્રવેશ કરે છે. માછલાને જો જળમાંથી છૂટું કર્યું હોય તો તે અલ્પ સમય માટે પણ જીવ ધારણ કરી શકતું નથી. ઉલટું તરફડી તરફડીને તે મરી જાય છે. તેમ પ્રભુના વિયોગથી જીવને જીવન ઉપર પણ રુચિ રહેતી નથી. આ દશાની બે સ્થિતિઓ છે—જડતા અને મૂર્છના. પ્રણયીના વિયોગથી પ્રથમ જડ જેવો બની જાય છે, અને પછીથી તદ્દન ભાન જતું રહે છે એટલે મૂર્છાવસ્થા થાય છે. આ સ્થિતિ પછીથી તન્મયતાની દશા પ્રાપ્ત થાય છે. તેમાં મરણ સદૃશ સ્થિતિ થાય છે. આવી સ્થિતિએ જ્યારે વિપ્રયોગ પહોંચે છે ત્યારે પ્રભુ તે જીવનું કલ્યાણ કરવાને પ્રકટ થાય છે; કારણ કે પ્રભુ તો સંયોગ અને વિપ્રયોગ એમ ઉભયદલાત્મક છે. તે ઉભયનો અનુભવ કરવાને પોતે તિરોભૂત થાય છે. જ્યારે વિપ્રયોગ આ દશાએ પહોંચે છે ત્યારે પ્રભુ સાક્ષાત્ પ્રગટ થાય છે અને ભકતના મનોરથને પૂર્ણ કરે છે. હજી અહિંઆં વિપ્રયોગ એ સ્થિતિમાં પહોંચ્યો નથી. ફકત સ્નેહની સ્થિતિમાંથી પસાર થઇને આસક્તિની ઉન્માદાવસ્થામાં અત્યારે પ્રવેશ કર્યો છે માટે હવે ઉન્મત્તની માફક વનસ્પતીને ભગવાનના સમાચાર પૂછે છે. ડાહ્યો માણસ ચેતન અને તેમાં વળી મનુષ્યોને કંઈ પૂછીને સમાચાર મેળવે છે; કોઈ ઝાડને પૂછવા જતું નથી. ઝાડને પૂછનાર લોકમાં ગાંડો કહેવાય છે. અહિંઆં આ ગોપીજનો ઝાડને પ્રશ્ન પૂછે છે તેથી તેમની ઉન્માદાવસ્થા સિદ્ધ થાય છે.

[ આકાશ બ્રહ્મનું લિંગ છે—જુઓ અણુભાષ્ય અધ્યાય ૧-૧-૨૩. **आकाशस्तल्लिङ्गात्** આ સૂત્રમાં છાંદોગ્ય ઉપનિષદની **अस्यलोकस्य कालोगतिरित्याकाश इति होवाच सर्वाणि ह वा इमानि भूतान्याकाशादेव समुत्पद्यते आकाशं प्रत्यस्तं यन्ति । आकाशो**

**अतएवेम्योऽस्यायानाकाश परायणम्** (છા. ૧૯૧) શ્રુતિમાં સંશય થાય છે કે આમાં જે આકાશની વાત કહી છે તે ભુતાકાશ છે કે બ્રહ્મ છે તો ત્યાં કહે છે. અહિંઆં આકાશ તે ભૂતાકાશના અર્થમાં સમજવાનું નથી પણ બ્રહ્મના અર્થમાં જ સમજવાનું છે. આકાશ પરમાત્મા જ છે. **आकाश परमात्मैव । कुतः ।** આ રીતે ત્યાં સિદ્ધ કર્યું છે.

---

તેમાં પણ પ્રથમ વિષ્ણુ, બ્રહ્મ અને શિવના ભાવને લોકમાં પ્રાપ્ત થયેલા અશ્વત્થ, પ્લક્ષ, અને વડને પૂછે છે.

## मूलम्

**दृष्टो वः कश्चिदश्वत्थ प्लक्ष न्यग्रोध नो मनः ।**
**नन्दसूनुर्गतो हृत्वा प्रेमहासवलोकनैः ॥५॥**

**अन्वयार्थ—હે પીંપળ ! પ્લક્ષ ! અને વડ ! ભગવાને પ્રેમપૂર્વક હાસ્યસહિત અવલોકન કરીને અમારા ચિત્તને ચોરી લીધું છે તો તે કયાં ગયા છે તે તમે જાણો છો ?**

**श्रीसुबोधिनीजी—**અશ્વત્થ (પીંપળો) એ વૈષ્ણવ વૃક્ષ છે. વિષ્ણુની માફક લોકમાં સન્માનને યોગ્ય છે. માટે ઘણું કરીને આ જાણુશે તો પણ આ સ્તબ્ધ સ્વની ઉત્તમ ભાવનાથી જાણુશે નહિ તે માટે હેતુ[૨]ભૂત નામ કહે છે. અશ્વ જેમાં સ્થિત છે તેનું નામ અશ્વસ્થ કહેવાય છે. લોકો તો અશ્વમાં (અગ્નિમાં) સ્થિત છે પણ આમાં તો અશ્વ સ્થિત થાય છે. **अश्वोरूपकृत्वा यदश्वत्थे तिष्ठति इति श्रुतेः** એવી શ્રુતિપણ છે તો પ્રાજાત્ય[૩] અશ્વત્થ છે તો એવા અશ્વત્થને પૂછવું જોઈએ. હવે પ્લક્ષને પૂછે છે તેનું અજ્ઞાન નામથી કહે છે. આ મનુષ્ય અજ્ઞાનને માટે પાવિત્ર્યના ક્ષારણમાં ટપકાવવાથી ઉત્પન્ન થયો છે. તેથી અપવિત્ર અને લોકના અજ્ઞાનનો હેતુ છે. તો તે શી રીતે કહેશે. પશુથી દેવો સ્વર્ગલોકમાં ગયા. તેઓએ માન્યું કે મનુષ્યો અમારી પછવાડે વિશેષત થશે તેટલા માટે પશુનું મસ્તક તેમણે છેદી નાંખ્યું; અને અપવિત્ર વસ્તુને સર્વ રીતે ટપકાવવા લાગ્યું. એવી શ્રુતિ છે ( એટલે આ ટીપમાંથી પીપળનું ઝાડ થયું છે. તેથી તે અપવિત્ર માટે કર્મ

---

* સરખાવો નીચેના વિચારો.

"The vegetable kingdom in its varied flowers foliage, slems and graceful and delicate expansious; in its playful branches and gentle movements, and in its multiplied fruits and useful products of numerous sorts, and of univeral application, displays a peculiar goodness, liberality, and kindness in the divine mind towards His human race a desire to please, to interest and to amuse us with the most innocent, continual, accessible and gratifying enjoyments.

TURNER'S SACRED HISTORY.

બંધનરહિત વૈષ્ણવ ધર્મના ઉપદેષ્ટા શિવને પૂછવું જોઇએ માટે તે રૂપ ન્યગ્રોધને ( વટ-વૃક્ષને પૂછે છે. તેનામાં પણ દૂષણ છે. તેના અગ્રભાગ અતિશય નીચે છે. આથી આખરે તે હીનભાવને પ્રાપ્ત થાય છે, આગળ ગમનમાં હેતુ[૫] થશે. અમારા સંબંધીને તમે જોયા હતા પણ તમારે શું કામ છે ?" તો શી રીતે ચોરી કરે. ઉત્તર–તે નન્દના પુત્ર છે. નન્દના પુત્ર થયા હોય તો તે કાર્ય તેમણે કરવું જોઇએ. દહિં દૂધ વગેરેની ચોરી કરે છે તો મનની ચોરી પણ અત્યન્ત વિરોધી નથી. અથવા પોતાના ભર્તાનું નામ ન દેવું જોઇએ (અને તેથી અહિંઆં નન્દસૂન કહ્યું છે) માટે હરણ કામ સુધી પ્રભુ પુત્ર[૬] છે. એમ જ્ઞાન થયું નથી. નહિ તો ભોગનો ત્યાગ કરીને શી રીતે જાય. શંકા–અન્તસ્થિત મનનું ગ્રહણ શી રીતે કરે. ઉત્તર–મત ત્રણ પ્રકારનું છે, ત્રણ ધર્મોથી તેનું ગ્રહણ કર્યું છે. પ્રેમ, હાસ અને અવલોકનથી. પ્રેમપૂર્વક હાસસહિત અવલોકન મનનું હરણ કરે છે. આથી તમ રજ; અને સત્ત્વભાવની ઉક્તિ કરી છે. પ્રેમથી અંતઃપ્રવેશ, હાસ્યથી ગ્રહણ, અને અવલોકનથી હરણ કર્યું એમ કહે છે.

**ટિપ્પણ**—(૧) વનસ્પતિ માત્રમાં વૈષ્ણવતા સામાન્ય છે છતાં અશ્વત્થાદિને પ્રશ્નનો હેતુ કહે છે (૨) પીંપળાને અશ્વત્થ શા માટે કહ્યું છે તે વ્યુત્પત્તિથી સમજાવે છે. તેવીજ રીતે આગળ પ્લક્ષ અને ન્યગ્રોધ શબ્દો સમજાવ્યા છે અને તે વ્યુત્પત્તિમાંથી તેમનામાં દૂષણ છે એમ જણાવે છે (૩) પ્રજાપતિ=બ્રહ્મા. બ્રહ્મા સંબંધી જે હોય તે પ્રાજાપત્ય કહેવાય છે. પ્લક્ષ વૃક્ષને પ્રાજાપત્ય કહ્યું છે તે બ્રહ્માનું રૂપ છે (૪) એનું અધઃપતન થતું જાય છે. તો જે અધોગામિ બને છે તે અમારા મનની સ્થિતિ જાણીને પ્રભુ સંબંધીની પ્રવૃત્તિનું જ્ઞાન અમને શી રીતે કરાવે ? (૫) આ વૃક્ષોમાં ઉપર જણાવેલા દોષોને જુવે જ. પ્રભુએ તેમનો ત્યાગ કર્યો હશે અને આગળ ગમન કર્યું હશે, એમ સંભાવના કરે છે (૬) પ્રભુ ચોર છે તે જ્ઞાન અત્યાર સુધી મનનું હરણ થયું ત્યાં સુધી થયું નહોતું. (૬) જેનું જેવું મન હોય તેનું તે રીતિથી હરણ કરે છે એમ ભાવ છે. પ્રેમ તમોભાવરૂપ છે, હાસ રજોરૂપ છે અને અવલોકન સત્વરૂપ છે.

**विवेचन**—પ્રભુના અન્વેષણ માટે તે ગોપીઓ પ્રથમ સ્થાવર વનસ્પતિને પૂછેછે આ વનસ્પતિ વૈષ્ણવ છે. પ્રથમ તેમણે પ્લક્ષ, પીંપળ અને ન્યગ્રોધ (વડ) એ ત્રણ દ્રુમોને પૂછે છે. અશ્વત્થની પાસે આવીને તેને કહે છે હે અશ્વત્થ તેં અમારા પ્રિય પ્રભુ ભગવાનને જોયા છે. જો જોયા હોય તો તું અમને સત્વર કહે. અમે તેમની શોધ અહિંઆં કરીએ છીએ. પણ આ અશ્વત્થ સ્તબ્ધ બનીને કંઇ પણ ઉત્તર આપતો નથી. તે પોતાની જાતને ઉત્તમ માને છે. મૌન ધારણ કરીને કંઇ પણ ઉત્તર આપતો નથી. જો કે વિષ્ણુની માફક અશ્વત્થ માનને લાયક છે છતાં પણ તેમની તરફ સહાનુભૂતિ દર્શાવતો નથી. તેથી તેઓ પ્લક્ષ–દક્ષની પાસે આવે છે અને તેમને પણ એજ પ્રશ્ન પૂછે છે પ્લક્ષ એ પ્રાજાપત્ય વૃક્ષ છે. પ્લક્ષ શબ્દનો અર્થ પવિત્રતાનું દહન કરનાર એવો થાય છે. એટલે તેની પાસેથી ભગવાનની પ્રવૃત્તિની આશા રાખવી તે શી રીતે બની શકે ? એટલે હવે વડની પાસે આવે છે અને તેને ન્યગ્રોધ તરીકે સંબોધે છે. ન્યગ્રોધ શિવનું રૂપ છે. શિવ કર્મસંબન્ધ-રહિત વૈષ્ણવ ધર્મનાં ઉપદેષ્ટા છે. તેનામાં પણ એ દૂષણ છે કે તેના અગ્રભાગ અધોગામિ થયાં છે. આથી તે હીનભાવને પ્રાપ્ત થયો છે. માટે આવો હીનભાવને પ્રાપ્ત થયેલો વડ

તે શી રીતે ખબર આપવાનો છે. આ વૃક્ષોને સંબોધન કરીને તેમને ગોપિકાઓ કહે છે કે ભગવાને અમારા મનની ચોરી કરી છે અને પછી ક્યાં જતા રહ્યા છે તેનો પત્તો લાગતો નથી. ભગવાન્ ચોરી કરે એ વિચાર શી રીતે સંભવે? તો તેના ઉત્તરમાં ગોપિકાઓ કહે છે કે ભગવાન્ નન્દજીના પુત્ર છે. અને તેથી જેમ તે દુધ દહિંની ચોરી કરતા તેમ અહિંઆં પણ અમારા મનની ચોરી કરી છે અથવા તો ભગવાનને નન્દના પુત્ર અહિંઆં કહેવાનું પ્રયોજન એ છે કે લૌકિક શિષ્ટાચાર પ્રમાણે સ્ત્રીઓથી પોતાના ભર્તાનું નામ લેવાવું ન જોઇએ. ભગવાન ગોપીઓના ભર્તા હોવાથી, તેમણે તે મર્યાદાનું રક્ષણ કરવાને આ રીતે કથન કર્યું છે. કોઇ એમ કહે કે ગોપીઓનું મન તો અંતઃસ્થિત છે તો ત્યાંથી ભગવાને શી રીતે ચોરી કરી? તો તેનો ખુલાસો નીચે પ્રમાણે આપ્યો છે. પ્રત્યેક વ્યક્તિનું મન ત્રિવિધ છે અને ભગવાને ત્રણ ધર્મોથી તે મનનું ગ્રહણ કર્યું છે. તે ત્રણ ધર્મો તે પ્રેમ, હાસ, અને અવલોકનથી તેનું હરણ કર્યું છે. પ્રેમથી મનમાં અન્તઃપ્રવેશ કર્યો, હાસથી તેનું ગ્રહણ કર્યું, અને અવલોકનથી તેનું હરણ કર્યું. આ રીતે અન્તઃસ્થિત મનને ભગવાન હરી ગયા છે એમ ગોપીઓ કહે છે. આ રીતે અશ્વત્થ, પ્લક્ષ અને ન્યગ્રોધ ને ઉન્માદાવસ્થામાં ભગવાનના અન્વેષણમાં પરાયણ બનેલાં તે ગોપિકાઓ પૂછે છે. પણ અશ્વત્થ પોતે મોટો છે એવું એને અભિમાન થયેલું હોવાથી, પ્લક્ષ એ અપવિત્ર હોવાથી. અને ન્યગ્રોધ હીનભાવને પ્રાપ્ત થયેલો હોવાથી, તેમને પ્રભુ સંબંધી જ્ઞાન નહિ હોય એમ તેઓ કલ્પના કરે છે. અર્થાત્ જેઓનામાં અહંકાર હોય, જેઓ અપવિત્ર હોય અને જે હીનભાવને પ્રાપ્ત થયા હોય, તેમને ભગવાનનું જ્ઞાન થઇ શકતું નથી એવો અર્થ સૂચવાયો છે.

---

## मूलम्

**कच्चित्कुरबकाशोकनागपुन्नागचंपकाः ।**
**रामानुजो मानिनीनां गतो दर्पहरस्मितः ॥६॥**

अन्वयार्थ—હે કુરબક! અશોક! નાગકેશર! પુન્નાગ અને ચંપક! મનિનીઓના દર્પનું હરણ કરનારૂં જેનું હાસ્ય છે એવા રામના નાના ભાઇ (કૃષ્ણ) અહિંથી ગયેલા તમે જાણો છો?

**श्रीसुबोधिनी**—તેમણે ઉત્તર ન આપ્યો, તેથી તેમણે માન્યું કે અમુખ્ય[1] ફલવાળાં છે તે મહાન્ છતાં પણ કાકને સેવ્ય છે. જે મોટાં પુષ્પોવાળાં તથા સુગન્ધયુક્ત છે તેમને પૂછીશું એમ વિચારીને કુરબક વગેરેને પૂછે છે. કુરબક અને અશોક કામના[2] ઉદ્દીપકો છે. આ[3] કામનાં બાણરૂપી પુષ્પો છે. નાગ એટલે નાગકેસર—તે પુન્નાગ અને ચંપક અતિ સુગન્ધયુક્ત પુષ્પોવાળાં છે. તે કામીનું વ્યાવર્તન કરે છે. માટે આ પાંચ પણ જાણશે. રામના નાનાભાઇને તમે જોયા છે એમ પૂછે છે. પૂર્વની માફક અહિંઆં પણ પ્રયોજનનું કથન કર્યું છે. તેમનું હાસ્ય માનિનીઓના દર્પને હરનાર છે. ભગવાન્ નકામા અહિંથી ચાલી ગયા છે, કારણ કે ફક્ત એમના હાસ્યથીજ અમારા દર્પનું ખણ્ડન થાત. તેમને ભય નથી કારણ કે તે રામના નાનાભાઇ છે. [4] બલદેવના ભ્રાતા છે. ભર્તાનું નામ

કહેવું ન જોઇએ માટે રામાનુજ કહ્યું છે અમે સર્વ માનિનીઓ છીએ. માટે અમારા દર્પનું દમન કરવાનેજ પધારી ગયા છે. પણ આ વૃક્ષોએ કૃષ્ણને જોયા નથી. આ કુરબક[5] નો રવ કુત્સિત હોવાથી તેનું સુખ તેમાં છે. પોતેજ રોદનપ્રિય છે. અશોક શોકનાશક છે. તે પણ કોઇને સુખ[6] આપતો નથી. આ નાગ તો તેના નામથીજ ભયાનક છે. ગજ[7]પક્ષમાં પણ તેમજ છે. પુન્નાગ પણ તેવોજ છે. ચંપક પણ પરિણામે વિરસ છે.

**ટિપ્પણ**:---૧ એટલે પુષ્પ વગર ફળ ઉત્પન્ન કરનાર છે. અશ્વત્થ, પ્લક્ષ અને ન્યગ્રોધ ભલે મોટાં વૃક્ષો હોય પણ તેઓ પુષ્પ વગર ફળવાળાં છે. અમુખ્ય ફળવાળાં છે માટે તે કાગડાને સેવવા યોગ્ય છે. (૨) કામને સતેજ કરે છે. કુરબક અને અશોકને જોતાં કામ ઉત્પન્ન થાય છે. (૩) અહિંઆં જણાવેલાં પાંચ વૃક્ષોનાં પુષ્પોને કામશાસ્ત્રમાં કામનાં બાણ ગણવામાં આવ્યાં છે. (૪) કૃષ્ણને બળદેવના ભાઇ કહ્યા છે. બળદેવ તે રક્ષક છે તે પોતાના બળથી સર્વનું રક્ષણ કરે છે તો તેના અનુજને કોનાથી ભય હોય? (૫) કુરબકની વ્યુત્પત્તિ અહિંઆં કરી છે. **कु+रव+क**=કુત્સિત રવ=રુદન, ક=સુખ. કુત્સિતરવમાં–રૂદનમાંજ જેને સુખ. તેને રૂદન પ્રિય હોવાથી, અમને રડતી જોઇને, શી રીતે તે અમને આશ્વાસન આપશે. (૬) અશોક એટલે જે શોકનો નાશક છે તે ફક્ત શોકનોજ નાશ કરનાર છે પણ તેથી કંઈ સુખનો દાતા બનતો નથી. (૭) નાગના બે અર્થ અહિંઆં લીધા છે–સાપ તથા હાથી. ઉભય અર્થમાં તે ભયાનકજ છે. સાપ પણ ભયાનક છે તેમ હાથી પણ ભયાનક છે, (૮) ચંપક જેમ જેમ જૂનું થતું જાય છે તેમ તેમ તે વિરસ બને છે. માટે તે તેનામાં દૂષણ છે.

**વિવેચન**—અશ્વત્થ, પ્લક્ષ, અને ન્યગ્રોધને પ્રથમ પ્રશ્ન પૂછ્યો પણ તેમણે કંઇએ ઉત્તર આપ્યો નહિ ત્યારે ગોપીઓ સમજ્યાં કે એ મોટાં છે પણ છતાં એ ખોટાં છે. તેમનાં ફળ પુષ્પ વગરનાં છે માટે બીજાં સુગન્ધયુક્ત પુષ્પસહ ફળવાળાં મોટાંને પૂછીશું તો કદાચ ભગવાનની ખબર આપશે. માટે તેઓ ત્યાંથી આગળ ચાલ્યાં અને વનમાં કુરબક, અશોક, નાગ, પુંનાગ તથા ચંપકને જોઇને તેમને સંબોધન કરીને ભગવાનની ખબર પૂછવા લાગ્યાં. આ વૃક્ષોના પુષ્પોને કામશાસ્ત્રમાં કામનાં બાણ કહેલાં છે. તે કામના ઉદ્દીપક છે. તેમને ગોપીઓ પુછે છે "હે ભલાં વૃક્ષો! તમે અમારા પ્રિય ભગવાન, બળદેવના નાના ભાઈને જોયા છે? એ ભગવાન કેવા છે તો કહે છે, તેમનું સ્મિત માનિનીઓના દર્પનું હરણ કરનાર છે. આ ઈંગિતજ્ઞાનથી અમે જાણીએ છીએ કે તમે ભગવાનને અહિં થઈને પસાર થતાં ખરેખર જોયાજ હશે. માટે કૃપા કરીને અમને તમે કહો." પણ આ વૃક્ષો કંઇ પણ ઉત્તર આપતાં નથી ત્યારે તેમનામાં દૂષણ તેઓ જૂએ છે. આ કુરબકે પોતાનું સુખ કુત્સિતરવમાં–રૂદનમાંજ માની લીધું છે તો તે અમારા ચિત્તને શી રીતે આશ્વાસન આપે? પોતે તો રૂદનપ્રિય છે. એટલે બીજાને પણ તેવાંજ જોવાને તે ઇચ્છે એ સ્વાભાવિક છે એટલે અમારા દુઃખમાં ભાગ લઈને તે અમારાં અશ્રુ શી રીતે લુછશે.? દુઃખી માણસને દુઃખી મળવાથી, તેનું દુઃખ ઓછું થતું નથી, પણ તે વૃદ્ધિ પામે છે. અશોક (આસોપાલવ) પણ દૂષણયુક્ત છે. તેનો સ્વભાવ શોકનો નાશ કરવાનો છે. તે શોકનો નાશ કરે પણ સુખનો દાતા તો બનતો નથી, પણ અમારે સુખ જોઇએ છીએ. ફક્ત શોકનિવૃત્તિ કશા ખપની નથી. અમારૂં સુખ ભગવાનની પ્રાપ્તિમાં છે. ભગવાન ક્યાં છે તે અમને ખબર

પડે તોજ અમે તેમને પ્રાપ્ત કરી શકીએ પણ એ ખબર તો અમને મળતી નથી તો પછી અમારે તેને પૂછવાનું પ્રયોજન શું ? નાગકેસર તો તેના સ્વભાવથી ભયાનક છે. નાગનો અર્થ સર્પ તથા હસ્તી થાય છે. સર્પ તરીકે તે વિષયુક્ત હોવાથી ભયાનક છે. હસ્તી અર્થમાં પણ તે ઉગ્ર, પ્રચણ્ડ, અને ભયાનક છે. નાગકેસર પણ તેવું છે. તેને જોતાંજ તે ભય ઉત્પન્ન કરે છે, તો પછી તેના તરફથી આશ્વાસનની આશા શા માટે રાખવી ? જે દૂરથી જ ભય ઉત્પન્ન કરે છે તે તેની નિકટ જવામાં શું અનર્થ નહિ કરે ? માટે તેને પૂછવામાં કંઇ પણ હિત નથી. પુન્નાગ પણ તેવાજ છે: અને આ ચંપક તે તો પરિણામે વિરસ છે. રસિકોજ રસને જાણી શકે છે. વિરસ અગર અરસિક રસમાં શું સમજે ? માટે આવા વિરસની પાસે રસનું કથન કરવું તે યોગ્ય નથી. તેની આગળ જે કાંઈ રૂદનપ્રલાપ વગેરે અમે કરીશું તે વ્યર્થ જશે. આમ સમજીને તે વૃક્ષોનો ત્યાગ કરીને ત્યાંથી એ આગળ ચાલ્યાં.

રામાનુજ શબ્દનો અર્થ " **त्रिविधनामावली** " પૃષ્ઠ ૧૨ માં નીચે પ્રમાણે સમજાવ્યો છે.

अत्र निरोधेन स्वासक्तिः साध्या। सा स्थायी भावस्य प्रवृद्धौ भवतीति। शृङ्गाररस स्थायीभावो रतिस्तद्वर्धकत्वं स्वरूपधर्मस्तद्धर्मरूपो रामः। अत एव रमयतीति राम इति रतिवर्धकत्वमुक्तं रामस्य। तादृशस्यानुजः अनु पश्चाज्जायते प्रकटो भवतीत्यर्थः। रतिवर्धकत्वेन सर्वेषां हृदि रतिं वर्धयित्वा पूर्वमन्तः प्रकटभिवतीति पश्चाद्बहिरपीत्याशयेन रामानुजायेत्युक्तम्। किंच। रामो वेदात्मकः क्रियाशक्तिरूपस्तमनुलक्षीकृत्य प्रकटो भवतीति यत्र वेदोक्तो धर्म स्तत्र प्रकटीभवतीत्यर्थः। अत एव लीलायां सर्वत्र बलदेवसाहित्यम् ॥

**ભાવાર્થ**—અહિંઆં નિરોધથી સ્વ આસક્તિ સાધવી જોઇએ. તે આસક્તિ સ્થાયી ભાવની પ્રવૃદ્ધિથી થાય છે. શૃંગારનો સ્થાયી ભાવ રતિ છે. તેનો વર્ધક સ્વરૂપ ધર્મ છે. તેના ધર્મરૂપ **રામ** છે. માટેજ રમાડે છે તે રામ એ રીતે રામને રતિ વર્ધક કહ્યા છે. તેમના રામના અનુજ એટલે તેમની પાછળ જે જન્મે છે, પ્રકટ થાય છે તે છે. રતિના વર્ધક તરીકે સર્વના હૃદયમાં રતિની વૃદ્ધિ કરીને પ્રથમ અંદર પ્રકટ થાય છે. પાછળથી બહાર પણ પ્રકટ થાય છે. એ આશયથી **रामानुजाय** એમ કહ્યું છે. વળી રામ એ વેદાત્મક છે એટલે ક્રિયા શક્તિ રૂપ છે, તેને ઉદ્દેશીને પ્રકટ થાય છે. જ્યાં વેદોક્ત ધર્મ હોય છે ત્યાં પ્રકટ થાય છે એવો પણ અર્થ છે. માટે લીલામાં સર્વત્ર બળદેવ સહિત હોય છે.

---

આ [1]અફલ છે. પૂર્વે જણાવેલાં વૃક્ષો અપુષ્પ હતાં, આ ફલ શૂન્ય છે. ફલી પુષ્પથી જુદા જુદા પ્રકારના વિનિયોગના સંભવથી તેમનું અજ્ઞાન કલ્પીને તુલસીમાં તે ઉભય નથી કારણ કે તે ભગવદીય છે માટે તેને પૂછે છે.

**मूलम्**

**कच्चित्तुलसि कल्याणि गोविन्दचरणप्रिये।**
**सहत्वाऽलिकुलैर्बिभ्रद्दृष्टस्तेऽतिप्रियोऽच्युतः ॥ ७ ॥**

**अन्वयार्थ**—હે ગોવિન્દના ચરણની પ્રિય કલ્યાણી તુલસી ! ભ્રમર ગણ સહિત તને ધારણ કરનાર, અતિપ્રિય અચ્યુત ભગવાનને તેં જોયા છે?

**श्रीसुबोधिनी**—તુલસીને [૨]સખી માનીને. "તુલસી" સંબોધન કર્યું છે. તે જો પૂર્વ સંબંધના સ્મરણથી ભક્તની પેઠે ભગવાનને ભજે તો રસ પુષ્ટ ન બને એ કારણથી તેને ભગવાનની પત્ની માની છે અને કહે છે હે કલ્યાણિ! તારામાં ભક્તિ મુખ્ય હોવાથી, અમારાથી અધિક છું. ભગવાનનાં ચરણ તને ઘણાં પ્રિય છે. ગોવિન્દનાં દર્શન થવામાં તારી પાસે ઉપાય પણ છે, કારણ કે તારા [૩]સજાતીય ગોવિંદમાં છે. સજાતીય સજાતીય માર્ગસ્થને જોઇને ચાલે છે. ભ્રમરકુળ સહ, તને ધારણ કરનાર ભગવાનને તેં દીઠા છે? ભગવાન તને અત્યન્ત પ્રિય છે. જો આ માર્ગે થઇને ભગવાન પધાર્યા હોય તો જરૂર તે દીઠા જ હશે.

**टिप्पण**—(૧) કુરબક. અશોક, નાગ, પુન્નાગ અને ચંપક ફલ વગરનાં પુષ્પો છે. અશ્વત્થ, પ્લક્ષ અને ન્યગ્રોધ પુષ્પ વગરનાં છે. તેમનામાં ફળ છે પણ પુષ્પ નથી. તુલસીમાં પુષ્પ છે અને ફલ છે એમ માનીને તે દૂષણ રહિત હશે એમ સમજે છે અને તેને પૂછે છે. (૨) અહિંઆં તુલસીને સખી ધારીને હે તુલસી એમ સંબોધી છે. તેને ભગવાનની પત્ની કલ્પેલી છે. તેને જો ભક્ત ગણવામાં આવી હોત તો રસ પુષ્ટ બને નહિ. પત્ની સાથે જે રસ અનુભવાય છે તે પોતાના દાસની સાથે અનુભવાતો નથી. (૩) ભગવાનને તુલસીના સજાતીય ગણ્યા છે. એકજ જાતિના તથા વર્ગનાને બીજો તેજ જાતિનો એકદમ ઓળખી શકે છે. આ લૌકિક ન્યાયનો ઉપયોગ અહિંઆં કર્યો છે.

**विवेचन**—ઉપર્યુક્ત વૃક્ષો કોઇ પણ ઉત્તર આપતાં નથી એટલે તેમનામાં જુદા જુદા દોષો કલ્પીને, ત્યાંથી આગળ જાય છે, અને હવે તુલસીની પાસે આવીને સખી તરીકે તેને સંબોધે છે. તુલસીને અહિંઆં ભગવાનની પત્ની કહી છે. તેને કહે છે હે સખી તુલસી તું ભગવાનની ભક્ત છું. તેમના ચરણ સરોજમાં તારી અત્યન્ત પ્રીતિ અમે જોઇએ છે, તેથી અમને આશ્વાસન મળે છે કે તું કદાચ અમારા દુઃખમાં ભાગ લઇને અમને આશા અર્પીશ. હે સખી! તેં અમારા પ્રિય ભગવાનને જોયા છે? જો જોયા હોય તો તું અમને કહે? અત્યાર સુધી તે અમારી સાથે હતા. અમારી ઇચ્છાને અધીન થઇને તેમણે અમારી સાથે રમણ કર્યું, પણ અમને સ્ત્રીત્વના સ્વભાવથી સ્હેજ માન થયું. એટલે એ પ્રભુ તો અમારી પાસેથી અંતર્ધાન થઇ ગયા! અમે તેમને શોધીએ છીએ, પણ અમને કંઇ પણ એમના સંબંધી ખબર મળતી નથી. તારી ભગવાનમાં ઘણી પ્રીતિ છે કારણ કે ભગવાન તને ધારણ કરે છે. માટે ખસૂસ તેં એમને જોયા હશે. વળી ભગવાન તને અત્યન્ત પ્રિય છે. તે અચ્યુત હોવાથી ભગવાનનો રસ તારે વિષે ચ્યુત થતો નથી (ઓછો થતો નથી) તારી નિકટ હમેશાં રહે છે. તો તે પ્રભુ અમને ક્યાં મળશે તે હે સખી તું અમને કહે?



તેમાં પણ [1]અરૂચિ માનીને આ [2]સપત્નીની માફક [3]પોતાનાજ ઉત્કર્ષને જણાવે છે તો તે અન્યને શી રીતે કહેશે? માટે આ [4]સાધારણ સ્ત્રીઓજ અમને તો ઉપકાર કરનાર થશે એમ વિચાર કરીને તેમને પૂછે છે.

## मूलम्

**मालत्यदर्शि वः कच्चिन्मल्लिके जाति यूथिके।**
**प्रीतिं वो जनयन्यातः करस्पर्शेन माधवः॥ ८॥**

**अन्वयार्थ—**હે માલતી! હે મલ્લિકા! હે જાઈ! હે જુઇ! તમે ભગવાનને દીઠા છે? કરસ્પર્શથી તમારામાં પ્રીતિ ઉત્પન્ન કરતા ભગવાન અહિંથી પધાર્યા છે?

**શ્રીસુબોધિની—**હે માલતિ! જૂદા જૂદા રૂપવાળાં તમે ભગવાનને જોયા છે? તેજ પ્રમાણે હે મલ્લિકા. હે જૂઈ વગેરેને પૂછે છે. આ ચાર લતાઓ અતિ સુગન્ધ યુક્ત પુષ્પવાળી છે અને તે ભગવાનને પ્રિય છે. માટેજ તમારા કરસ્પર્શથી પ્રીતિ ઉત્પન્ન કરતા પુષ્પોને વીણતા [5]માધવ-લક્ષ્મીસહિત પધાર્યા છે? ભગવાન માધવ હોવાથી લક્ષ્મીની સાથે રહે છે તેથી તેના ચૂડાબન્ધન માટે પુષ્પને [6]વીણવાની જરૂર છે એમ અર્થ છે.

**ટિપ્પણ**—૧ તુલસીથી અપ્રસન્નતા થવાથી. ૨ શોખ. તુલસી ભગવાનની પત્ની ગણી છે. ગોપિકાઓ પોતાને ભગવાનની પત્ની ગણે છે એટલે તુલસી અને ગોપિકાઓમાં સપત્નીત્વ છે. ૩ તુલસી ભગવાનના સંગમમાં હોવાથી, તે પોતાનો ઉત્કર્ષ અનુભવે છે. જો ગોપિકાઓને પ્રભુની ખબર કહેતા, પોતે જે રસ પ્રાપ્ત કરે છે તે બંધ થઇ જાય એટલે પોતાનો ઉત્કર્ષ ઓછો થઇ જાય. તેથી તુલસી અમને કોઇ પણ ઉત્તર આપતી નથી એમ ગોપિકાઓ માને છે. ૪ માલતી, મલ્લિકા, યૂથિકા વગેરે લતાઓને સામાન્ય સ્ત્રીઓ ગણી છે ૫ ભગવાનનું નામ માધવ છે. મા+ધવ, મા=લક્ષ્મી, અને ધવ=પતિ. લક્ષ્મીના પતિ તે માધવ કહેવાય છે. ૬ ભગવાન લક્ષ્મીના પતિ હોવાથી તેના ચૂડાબંધન માટે માર્ગમાંથી પસાર થતાં મલ્લિકાદિ લતાઓનાં પુષ્પોને પોતાના કરથી વીણ્યાં હશે. એટલે તે લતાઓને ભગવાનના કરનો સ્પર્શ થયો હશે. તેમણે ભગવાનને નક્કી આ રસ્તે પધારતાં જોયા હશે?

**વિવેચન**—તુલસીએ પણ તેમને ઉત્તર આપ્યો નહિ, ત્યારે તે સમજ્યાં કે તુલસી ભગવાનની પત્ની છે, અને અમે પણ તેમને તે ભાવથી ભજીએ છીએ, એટલે તુલસીને અમારામાં સપત્નીત્વની આશંકા થઇ હશે-અમે તેની શોકય છીએ એમ તેને જ્ઞાન થયું હશે. આથી તે અમને ભગવાનની ખબર આપતી નથી કારણ કે જો તે ખબર આપે તો જે ભગવદ્રસનું પાન અત્યારે તે કરે છે તેમાં અમે પ્રતિબન્ધક થઇએ: અને તેથી કરીને તેનો જે ઉત્કર્ષ છે તે એકદમ ઓછો થઇ જાય. માટેજ તે કહેવા ઇચ્છતી નથી. જો કે તે જાણે છે જ કે ભગવાન કયા સ્થળમાં છે. ભલે તે ના કહે, અમારે તેની દરકાર નથી. અહિંઆં નજીકમાં માલતી, મલ્લિકા, યૂથિકા વગેરે સાધારણ લતાઓ છે તે સામાન્ય સ્ત્રી રૂપ છે તેઓ તુલસી જેટલી ઉત્કર્ષ અગર ગૌરવવાળી નથી, માટે તે જરૂર અમારા દિલની દાઝ જાણશે, અને અમને પ્રભુની ખબર આપશે. આમ સંકલ્પ કરીને તે ગોપિકાઓ આ લતાઓ પાસે આવ્યાં અને તેમને સંબોધીને પૂછવા લાગ્યાં "હે માલતી! હે મલ્લિકા!

હે જાઇ! હે જૂઇ! તમે અમારા પ્રિય ભગવાનને આ માર્ગે થઈને પસાર થતાં જોયા છે! ભગવાન માધવ હોવાથી હમેશાં લક્ષ્મીની સાથે રહે છે અને તેને પ્રસન્ન કરવાને ઇચ્છે છે. માટે આ સ્થળમાં થઇને પસાર થતી વખતે લક્ષ્મીના ચૂડાબંધન માટે તમારાં અતિ સુગન્ધવાળાં પુષ્પોને ભગવાને પોતાના કરથી ચૂંટયાં હશે. કારણ કે તમારાં પુષ્પો ભગવાનને ઘણાં પ્રિય છે. તો તમે ભગવાનને નક્કી જોયા છે. જો જોયા હોય તો તે અમને ક્યાં પ્રાપ્ત થશે તે તમે અમને કહો આ રીતે તેમને પૂછે છે.

---

જો કે આ સ્ત્રીઓ છે તો પણ ફલ વગરનાં છે, તથા અલ્પ છે, સ્વાર્થપર છે, લક્ષ્મીનાં પક્ષપાતી છે તેથી તે બોલશે નહિ એમ જાણીને આમ્ર વગેરે ઉત્તમ વૃક્ષોને પૂછે છે.

## मूलम्

**चूत प्रियालपनसाशनकोविदार-**
**जम्ब्वर्कबिल्वबकुलाम्रकदम्बनीपाः ।**
**येऽन्यपरार्थभवका यमूनोपकुलाः**
**शंसंतु कृष्णपदवीं रहितात्मनां नः ॥९॥**

**अन्वयार्थ**—હે આંબા! હે રાયણ! હે ફણસ! હે અસન! હે કોવિદાર હે જાંબુ! હે આકડા! હે બીલી! હે બકુલ! હે આમ્ર (આંબલા)! હે કદંબ! હે નીપ! તથા બીજા યમુનાના કિનારા ઉપર ઉગેલાં પરોપકાર માટે જન્મેલાં વૃક્ષો, ભાન વગરનાં અમને શ્રીકૃષ્ણના માર્ગનો રસ્તો દેખાડશો!!

**श्रीसुबोधिनीजी**—ચૂત[1] અને આમ્ર એ બે મધુર તથા ખાટા રસવાળાં છે. તથા જુદા જુદા કાળે ફળ આપનાર છે. રાયણ[2] તો બીજમાં પણ અધિક રસયુક્ત છે. પનસનાં ફળ મોટાં છે. બીજાં અસન વગેરે વૃક્ષોમાં પુષ્પ અને ફલ પણ છે. બીજું શું? બીજા પણ મધુક[3] વગેરે છે તેમનું જીવન પરાર્થને માટે છે. વળી જો કે સર્વ વૃક્ષોનો જન્મ પરાર્થને માટે છે તોપણ જે યમુનાના તટ નજીક છે તે તપસ્વિની માફક ત્યાં સ્થિત છે. તે અવશ્ય ભગવાનને જુએ છે અને જાણે છે. માટે સદાનંદ પ્રભુની પદવીને તમે કહો! જેથી કરીને અમારા હૃદયને આશ્વાસન મળે. દયાને માટે કહે છે અમે ભાન વગરનાં છીએ. કેટલાક ગૃહરહિત, ધનરહિત, દેહરહિત છે. પણ અમે તો આત્મરહિતજ છીએ. માટે સર્વની સરખામણીએ અમે દીન છીએ. માટે કૃષ્ણનો માર્ગ અમને જણાવો.

**टिप्पणि**—૧ અર્થ આંબો થાય છે ૨ રાયણનું ફળ અધિક રસથી યુક્ત છે (૩) મહુડો.

**विवेचन**—હવે આંબા, રાયણ, પનસ વગેરે વૃક્ષોને પૂછે છે. ગોપિકાઓ કહે છે હે વૃક્ષો તમારૂં જીવન પરોપકારને માટે છે. જે જીવન પરોપકારને માટે છે તે ઉત્તમ છે. જેમાં સ્વાર્થ અને પરાર્થ ઉભય છે તે મધ્યમ છે. અને જે ફક્ત સ્વાર્થરૂપ છે તે અધમ છે. વૃક્ષો પોતાની વૃદ્ધિની ઇચ્છા કરતાં નથી. આવું જેનું જીવન છે તેજ પરોપકાર કરી શકે. વાયુ, વરસાદ, તાપ અને હિમ તે સહન કરે છે અને આપણું રક્ષણ કરે છે એ પ્રત્યક્ષ

છે. આ ઉપકારના બદલામાં કંઈ પણ પ્રત્યુપકારની આશા તેમને નથી. તેમના જીવનમાં સર્વ પ્રાણીઓનું જીવન રહેલું છે. પરોપકારી પુરૂષોની સાફક આ વૃક્ષોનું જીવન અન્યને ઉપકાર કરવાને માટે છે, માટે ગોપિકાઓ કહે છે કે તેઓ જરૂર અમને ભગવાન સંબંધી ખબર આપીને અમારા ઉપર ઉપકાર કરશે. તેઓ શ્રીયમુનાના તટ નજીક ઉગેલાં હોવાથી, ભગવાનને આ રસ્તે થઇને પસાર થતાં તેમણે જોયા હશે. તેઓ ખરેખર તપસ્વિઓ છે. અન્યને માટે તાપ-ટાઢ વૃષ્ટિ વગેરે સહન કરે છે. તપસ્વિઓનામાં અદ્‌ભુત બળ આવી શકે છે. માટે તેઓએ ભગવાનને જરૂરથી જોયા હશે તો હે વૃક્ષો કૃપા કરીને અમને ભગવાનની ખબર આપો. તોજ અમને આશ્વાસન મળશે. અમે ગૃહધન ઇત્યાદિ સર્વનો ત્યાગ કરીને અહિંઆં આવ્યાં છીએ. અત્યારે અમારી સ્થિતિ એવી થઇ છે કે અમે અત્યન્ત દીન છીએ. પરોપકારી પુરૂષોએ દીનને જોઈને તેમના ઉપર દયા કરવી જોઇએ. માટે હે ભલાં વૃક્ષો અમને નાશીપાસ કરશો નહિ. અમારા પ્રિય ભગવાનની ખબર અમને કૃપા કરીને આપો.

ભાગવત સ્કંધ-૧૦-૧૬-૩૨-૩૪-૩૪ મા વૃક્ષોના પરોપકારી જીવન સંબંધી શ્રીસુબોધિનીજીમાં સુંદર વિવેચન કરવામાં આવ્યું છે.

---

આ રીતે અત્યન્ત વિલાપ કર્યો ત્યારે દીનતા તેમને થઈ એટલામા ભૂમિ ઉપર ભગવાનનાં ચરણાવિન્દને જોયાં હવે ભૂમિનું સ્તવન કરે છે.

**मूलम्**

**किं ते कृतं क्षिति तपो बत केशवांघ्रि-**
**स्पर्शोत्सवोत्पुलकिताङ्गरुहै र्विभासि ।**
**अप्यंघ्रिसंभव उरुक्रमविक्रमाद्वा ।**
**आहो वराहवपुषः परिरम्भणेन ॥१०**

अन्वयार्थ—હે ક્ષિતિ ! તેં શું તપ કર્યું છે ? કારણ કે કેશવ ભગવાનના ચરણના સ્પર્શના આનંદથી તારાં રોમાંચ ખડાં થાય છે. આ આનંદ ભગવાનના ચરણથી હમણાં થયો છે અગર વામનાવતારમાં ભગવાને પૃથ્વી ઉપર પગ મૂકવાથી અગર વરાહવતારના આલિંગનથી થયો છે કે, કેમ ?

श्रीसुबोधिनीजी—હે પૃથ્વી તે શું તપ કર્યું છે ? અમે પણ તપ તો કર્યું છે છતાં પણ ફળનો અનુભવ કર્યો નથી. સર્વથા પુણ્ય સિવાય ઇષ્ટ[2] સિદ્ધિ નથી. ભગવાન સંબંધી તો તે અત્યન્ત પુણ્ય વગર થતી નથી. પોતામાં [3] તેનો અભાવ છે તેની આ શંકા કરીને પદથી ખેદ દર્શાવે છે. [4]ફક્ત આપના પાદનો સંબંધ માત્ર નથી. અન્ય ભાવો પણ છે. બ્રહ્માદિને મુક્તિ આપનાર બ્રહ્માએ જેમનાં ચરણારવિન્દની પ્રાર્થના કરી છે તેવા કેશવના ચરણ સ્પર્શથી તને ઉત્સવ થયો નથી. તને સ્વેદ જણાય છે. નહિ તો પદ સ્પષ્ટ થાત નહિ ! બીજો પણ ઉત્સવ જણાય છે. તારાં રોમાંચ ખડાં થયાં છે. સર્વત્ર અંકુરો ઉપસ્થિત થયા છે. તે રોમાંચથી વધારે સારા શોભે છે; અથવા તો ઉત્પુલકિત રોમાગ્રથી તને

અંઘ્રિના સ્પર્શનો ઉત્સવ થયો છે. શંકા—સર્વત્ર રોમાગ્ચ જોવાય છે. જો કે કેશવના ચરણના સ્પર્શથી જણાય તો તે એક દેશમાં (સ્થળમાં) જણાવો જોઈએ. "સ્વેદની આકૂકે" એમ આ શંકા કરીને અન્ય હેતુની ઉત્પ્રેક્ષા કરે છે. **अपि** શબ્દથી સંભાવના દેખાડીને આ ચરણ સ્પર્શથી પૂર્વસ્થિત ચરણ સ્પર્શનુ સ્મરણ કર્યું છે. તે ચરણસ્પર્શ સર્વત્ર ભૂમિમાં વ્યાપ્યો છે માટે ત્રિવિક્રમ ભગવાનના પાદન્યાસ થકી ચરણ સ્પર્શ વડે ઉત્સવનો સંભવ છે. તેમાં નિશ્ચય છે. ચરણ સ્પર્શમાત્રથી સાત્ત્વિક ભાવરૂપ ઉત્સવ રોમાંચ થવાને લાયક નથી. તેટલા માટે અન્ય પક્ષની શંકા કરે છે. અથવા તો વરાહાવતાર ભગવાનના દેહના આલિંગનથી થયો છે. આથી પોતાની સમાનતા વર્ણી છે.

**ટિપ્પણ**—(૧) હે પૃથ્વી તેં જરૂર તપ કર્યું હશે, નહિ તો ભગવાનના ચરણસ્પર્શનો અલભ્ય લાભ તને મળેજ નહિ. અમે પણ તપ તો કર્યું છે. પણ અમને તે ફળ મળ્યું નથી. માટે તારૂં તપ કેવા પ્રકારનું છે તે તું અમને કહે. (૨) કોઇ પણ ઇચ્છિત અર્થને મેળવવાને પુણ્યકર્મ કરવાની જરૂર છે. સામાન્ય અર્થ માટે પુણ્યની જરૂર છે તો પછી ભગવાનના સંબન્ધનું સુખ મેળવવાને તો પુણ્યની જરૂર હોય એમાં નવાઇ શું ? (૩) અરેરે અમે કેવાં હીનભાગી કે અમને ચરણનો સ્પર્શ થયો નથી. એ પ્રકારનો ખેદ દર્શાવે છે (૪) ફક્ત તને ચરણ સ્પર્શ થયો છે તેથી તુ ભાગ્યશાળી છું. એમ નથી પણ તેથી અધિક લાભ તને મળ્યા છે આથી તારા ભાગ્યની સીમા નથી એમ સૂચવાયું છે (૫) દુર્વા નામનું ઘાસ છે. ગોપિકાઓ એ આજુબાજુએ જોયું તો દુર્વાંકુર ઉપસ્થિત થયાં હતાં તે ઉપરથી આ પ્રકારની ઉત્પ્રેક્ષા કરી છે (૬) જો કેશવભગવાનના ચરણસ્પર્શથી રોમાંચ ખડાં થયાં હોય તો તે પૃથ્વીના એકજ સ્થળમાં ખડાં થવાં જોઇએ આવી શંકા થાય તો અહિંઆં અન્ય હેતુ કલ્પ્યો છે. એટલે વામનાવતારમાં ભગવાને ત્રણ પગલાં જેટલી ભૂમિ બળીરાજા પાસેથી માગી હતી. તેમાં એક પગલાંથી આખી પૃથ્વીને માપી લીધી, તો તે ચરણના સ્પર્શથી આ દુર્વાંકુર રૂપી રોમાંચ ખડાં થયાં હશે. (૭) રોમાંચ એ સાત્ત્વિકભાવ છે. કાવ્યશાસ્ત્ર પ્રમાણે સંભોગ વગરની અવસ્થામાં આ સાત્ત્વિકભાવ ઉત્પન્ન થતો નથી. ફક્ત ચરણ સ્પર્શથી સંભોગ સંભવતો નથી. માટે અન્ય હેતુ કલ્પ્યો છે કે વરાહાવતારી ભગવાનના આલિંગનથી તને આ રોમાગ્ચ ખડો થયો છે કે શું ?

**વિવેચન**—જુદાં જુદાં વૃક્ષોને કૃષ્ણનો માગ પૂછ્યા પછી આ ગોપિકાઓને કોઇ તરફથી કંઇ પણ ભગવાનના સમાચાર મળ્યા નહિ એટલે તેઓ સવ વિલાપ કરવા લાગ્યાં. અને તેમનામાં દીનતા થઇ, પછીથી તેમણે જોયું તો ભૂમિ ઉપર ભગવાનનાં ચરણારવિન્દ જોયાં અને પછીથી ભૂમિનું ભાગ્ય મોટું છે એમ માનવા લાગ્યાં. અને તેની સ્તુતિ કરતાં કહે છે "હે પૃથ્વી, ખરેખર તેં ઘણુંજ સખ્ત તપ કર્યું હશે, નહિ તો ભગવાનના ચરણારવિન્દનો સ્પર્શ તને ક્યાંથી થાય ? અમે પણ તપ તો કર્યું છે, પણ ચરણસ્પર્શરૂપી ફળ પ્રાપ્ત થયું નથી. તને ફળ મળ્યું છે તેથી તારા ભાગ્યની અવધિ છે. ખરેખર કાંઇ મોટું પુણ્યકર્મ કર્યું હશે. ફક્ત ચરણસ્પર્શ તને થયો છે એટલુંજ નહિ પણ તારા દુર્વાંકુરરૂપી રોમાંચ પણ અત્યન્ત આનંદથી ખડાં થયાં છે. કોઇને શંકા થાય કે કેશવ ભગવાનના ચરણ સ્પર્શથી જો રોમાંચ ખડાં થાય તો તે એકજ સ્થળે હોવાં જોઇએ પણ આ તો સર્વત્ર ભૂમિપર જણાય છે. માટે એવા હેતુની કલ્પના કરી છે કે પૂર્વે ભગવાને

વામનાવતારમાં પોતાના એક વિસ્તીર્ણ ચરણથી સમસ્ત ભૂમિને વ્યાપી લીધી હતી, તે સમયે ભૂમિને ભગવાનનો ચરણસ્પર્શ થયેલો અને તેથી રોમાંચ ખડાં થયાં હશે. અહિંઆં પણ કદાચ કોઈને શંકા થાય કે રોમાંચ ખડાં થવાં તે તો શૃંગાર રસમાં સંભોગ વગર સંભવતું નથી. તો પછી સંભોગ વગર માત્ર ચરણસ્પર્શથી ભૂમિને શી રીતે રોમાંચ ઉત્પન્ન થાય તો આ શંકાની નિવૃત્તિ માટે અન્ય હેતુને કલ્પે છે. કદાચ વરાહાવતારમાં ભગવાને ભૂમિને આલિંગન કરી હતી તેથી કરીને અત્યારે રોમાંચ થયાં હશે. ગમે તે કારણથી હે પૃથ્વી તને રોમાઞ્ચનો અનુભવ થતો હશે, તેની અમને કંઇ પણ પંચાત નથી. અમે તો તારા આ રોમાંચ જોઇને તારા ઉપર પ્રસન્ન થયાં છીએ. ખરેખર તને ધન્યવાદ આપ્યા વગર અમે રહી શકતાં નથી. વિશેષ અમારી પ્રસન્નતાનું કારણ એ છે કે તને ભગવાનના ચરણનો સ્પર્શ થયેલો હોવાથી, ભગવાન્ કયી દિશામાં અહિંથી પધાર્યા તે તું સારી પેઠે જાણતી હોવી જોઇએ એવો નિશ્ચય અમારા મન સાથે અમે કરીએ છીએ. અને અમે ધારીએ છીએ કે આ અમારો નિશ્ચય ખરો હશે. જો એ ખરો હોય તો તું જરૂરથી અમને તે પ્રભુની ખબર આપીને શોકાર્ત અમારા હૃદયને શાન્ત કરીશજ. બ્રહ્માદિને પણ જે ચરણની પ્રાપ્તિ થવી દુર્લભ છે, તે તને પ્રાપ્ત થયાં છે, એ તારૂં મોટું પુણ્ય સૂચવે છે. અત્યારે તું આવી મોટી છું. બ્રહ્માદિ દેવોના કરતાં પણ તારી સ્થિતિ અધિક છે. તો અમે અત્યારે જે તને પૂછીએ છે તે તું જરૂરથી કહીશજ. દુનિયામાં મોટા માણસોની પાસે કોઈ પણ વસ્તુ માટે માંગણી કરવામાં આવે તો તે કદી પણ માગનારને નિરાશ કરતા નથી. એમ કરવાથી તેમની મહત્તા ઘટી જાય છે. બીજાઓને કોઇપણ રીતે મદદ કરવી તે મોટાઓનું કર્તવ્ય મનાય છે તો એ પૃથ્વી અમે તને મોટી ધારીને તને પ્રભુ વિષેની ખબર અમને કહેવા માટે વિનવીએ છીએ. તો અમારી આટલી બાબત ઉપર જરૂર ધ્યાન આપીશ, અને પ્રભુ વિષેની ખબર સત્વર કહીશ.

---

આ રીતે સ્થાવરોને પૃછીને જંગમને પૂછે છે.

**मूलम्**

**अप्येणपत्न्युपगतः प्रिययेह गात्रै-**
**स्तन्वन्दृशां सखि सुनिर्वृतिमच्युतो वः ।**
**कान्ताङ्गसङ्गकुचकुङ्कुमरंजितायाः ।**
**कुन्दस्रजः कुलपतेरिह वाति गन्धः ॥ ११ ॥**

**अन्वयार्थ**—હે હરિણી ! હે સખી ! પોતાના ગાત્રોથી તમારા ચક્ષુને આનંદ આપનાર ભગવાન પોતાની પ્રિયા સાથે અહિં આવ્યા હતા ? કારણકે કાન્તાના અંગ સંગથી કુચના કુંકુમથી રંગાયલી ભગવાનની કુન્દ પુષ્પોની માળાનો ગન્ધ અહિંઆં વાય છે.

**શ્રીસુબોધિનીજી**—હે હરિણુપત્ની! લક્ષ્મી અગર અન્યકોઇ પ્રિયાની સાથે, પોતાના અવયવોથી તમારાં નેત્રોને આનંદ આપનાર ભગવાનને આ માર્ગે થઇને તમે જોયા છે.? ભગવાન્ આ માર્ગે થઇને પધાર્યા છે, કારણકે તેમનાં ચરણારવિન્દ અહિંઆં દેખાય છે તેથી તેનો નિશ્ચય થાય છે. જો તમે તેમને જોયા હોય તો અમને પણ તેમનાં દર્શન થવાં શક્ય છે. તું અન્યની પત્ની છું પણ અમારીતો સખી છું. માટે તેને સખી કહીને સંબોધે છે. હે સખી તું કૃષ્ણની અનુરક્ત છું. કારણકે તારાં નેત્રો અમારી તુલ્ય છે તથા તમારામાં ભીરુત્વાદિ ધર્મો પણ છે. નહિતો તમારા નયનો વિકસિત થાય નહિ. જો હરિણીઓ એમ પૂછે કે શામાટે કૃષ્ણ કે જેમણે લીલા કરી છે તેમની પ્રાર્થના કરો છો તો કહે છે કે તે અચ્યુત છે. શંકા—શીરીતે તમે જાણ્યું કે તે પ્રિયાની સાથે ગયાં છે? તો કહે છે હે કાન્ત! કાન્તાના અંગસંગથી જે કુચ ઉપર કંકુ છે તેનાથી રંગાયલી કુંદની માળા ભગવાને પહેરી છે તેની ગન્ધ આ તરફ વાય છે. તે ગન્ધ આર્દ્ર છે માટે કુંકુમ આર્દ્ર હશે એમ જણાવે છે. સાત્ત્વિક ભાવથી આર્દ્રતા છે માટે પ્રિયાની સાથે પ્રભુ પધાર્યા છે એમ જણાય છે.

**વિવેચન**—હવે મૃગપત્નીને જોઇને કહે છે, હે વનમાં ફરનારી હરિણી તેં અમારા કૃષ્ણને જોયા છે? જો જોયા હોય તો કૃપા કરીને કહીશ! તું હરિણની પત્ની છું, એટલે પતિ વગરની સ્ત્રીઓની શી દશા થતી હશે તે સારી પેઠે જાણી શકે છે. કૃષ્ણ એજ અમારા ખરાપતિ છે, એટલે તેમના સિવાય અમને ઘણુંજ દુઃખ થાય છે. એ દુઃખ દૂર કરવું તે તારા હાથમાં છે. જો તું એ કૃષ્ણ કયા માર્ગે થઈને ગયા છે એટલુંજ કહીશ, તો અમે તારાં ઉપકૃત થઇશું. અમને તારામાં વિશ્વાસ છે કે તું અમને આટલા સમાચાર તો આપીશજ, કારણકે તું અમારી સખી છું. સખીત્વનું કારણ એ છે કે તારાં નેત્રો અમારી સમાન છે. અથવાતો તારામાં પણ ભિરુત્વ વગેરે દેખાય છે. વળી જેમ અમે કૃષ્ણમાં આસક્ત છીએ તેમ તું પણ કૃષ્ણસાર (હરિણ)માં આસક્ત છું. આ સ્થળે થઇને કૃષ્ણ પધાર્યા છે એ વાત ચોક્કસ છે, કારણકે અહિંઆં જે પવન આવેછે તે કોમળ અને આર્દ્ર છે. પવનની કોમળતા અને આર્દ્રતાનું કારણ એ છે કે આ સ્થાનમાં થઈને પ્રભુએ પધારતી વખતે તેમની ગ્રીવામાં જે માળા ધારણ કરી છે, તે માળાને પોતાની સાથે ગમન કરનાર ગોપીના અંગ ઉપર કરેલા કુંકુમના લેપના સ્પર્શથી આર્દ્ર બનેલી છે, અને આ વનના પવનોએ પણ વાતાં વાતાં તે માળાનો સ્પર્શ કરેલો હોવાથી, તેમનામાં પણ એ કોમળતા તથા આર્દ્રતાના ગુણો આવ્યા છે, તેથી આ સ્થાનમાં થઇને પ્રભુ પધાર્યા છે એ વાતતો નક્કીજ છે. તો તું અમને એ સમાચાર જલ્દીથી કહે એ વાતને છૂપાવી રાખીશ નહિ. અમારી આશાનો તું ભંગ કરીશ નહિ. તું અમારી સખી છું એમ ધારીનેજ અમે તને પૂછીએ છીએ. વળી તું સ્ત્રી જાતિ છું એટલે પતિના વિયોગથી પત્નીને કેટલું દુઃખ થાય તે પણ તું સ્હેજે સમજી શકે એમ છે, તેથી અમે તારા મૃગને ખબર નથી પૂછતાં અને તને પૂછીએ છીએ તે તું હવે બરાબર સમજી શકીશ.

આ પ્રમાણે હરિણુ પત્નીને પૂછીને, આ પોતાના પતિની સમીપ હોવાથી બોલવાને અશક્ત છે. માટે પ્રથમ ભગવાને જેમની સ્તુતિ કરી છે એવાં વૃક્ષોને પૂછે છે–

मूलम्

बाहुं प्रियांस उपधाय गृहीतपद्मो
रामानुजस्तुलसिकालिकुलैर्मदान्धैः ।
अन्वीयमान इह वस्तरवः प्रणामं
किं वाभिनन्दति चरन्प्रणयावलोकैः ॥ १२ ॥

**अन्वयार्थ**—હે વૃક્ષો ! પોતાના એક બાહુને પ્રિયાના સ્કંધ ઉપર રાખીને અને બીજાથી પદ્મનું ગ્રહણ કરીને, મદથી અન્ધ બનેલા તુલસિનાં ભ્રમરકુલો (ટોળાં) જેમની પાછળ પાછળ જાય છે એવા બળરામના ન્હાનાભાઈ કૃષ્ણ પ્રણય દ્રષ્ટિથી જતાં તમારા પ્રણામને સ્વીકારે છે ખરા ?

**श्रीसुबोधिनीजी**—પ્રિયાના ખભા ઉપર એક બાહુને મૂકીને, બીજાથી પદ્મનું ગ્રહણ કરીને રામના ન્હાનાભાઇ કૃષ્ણની પાછળ તુલસીના ભમરાઓનાં ટોળાં પાછળ જાય છે. હે વૃક્ષો! પ્રથમ ભગવાને ભક્તો તરીકે તમારૂ સ્તવન કર્યું છે માટે તમે તેમને પ્રણામ કર્યું હશે, અને ભગવાને તમને અભિનન્દન આપ્યું છે કે કેમ એવો પ્રશ્ન પૂછે છે. "પ્રિયાના ખભા ઉપર બાહુ ગોઠવીને" એ સમતાથી ગમન કરવાથી લક્ષિત થાય છે. ઉભયના પદનું પંક્તિના આકારે ગમન છે. કદાચિત્ પદોના ચાંચલ્યથી ભ્રમરથી પ્રતિહત ગતિને લીધે તેના નિવારણ માટે યત્ન લક્ષિત થાય છે. અને નમ્રવૃક્ષો નમસ્કારને માટે ફૂલોપહાર કરીને ભૂમિની સાથે પોતાના શિરનો સંબંધ કરે છે. માટે પ્રણામ કરેલા જણાય છે અનુત્થાનથી સંદેહ થાય છે–અભિનંદન આપે છે કે નહિ? તે પ્રમાણે જે ગમન કરે છે તેવામાં અનવધાન પણ હોય છે. શંકા–પ્રભુ નિકટમાં ગમન કરે છે. જો અભિનંદન કર્યું હોય તો તે શ્રવણ થાય તો પછી સદેહ શા માટે થવો જોઇએ. તો કહેછે "પોતાની પ્રણય દૃષ્ટિથી" પ્રણય પૂર્વક અવલોકનથી, વાણીથી નહિ. માટે જે નિકટ સ્થિત છે તેજ જાણે છે અન્ય કોઇ નહિ.

**टिप्पण**—જોકે ભગવાનના ચરણચિન્હનાં દર્શન નથી છતાં પણ ભગવદ્‌ભાવના સ્વભાવથીજ તે લીલાની સ્ફુર્તિ સંભવે છે. માટે ભ્રમરોમાં તુલસીનો સંબન્ધ કહ્યો છે. તેને અનુસાર આગળ ગમનનો અભાવ છે. તેમ હમણાં પણ પ્રિયદર્શન યુક્તથી જણાવેલા પ્રિય જલ્દી પ્રાપ્ત થશે એમ જાણીને પ્રશ્ન પરાયણ થયાં છે. અહિંઆં ઉન્મત્તનું દૃષ્ટાન્ત આપ્યું છે તેથી તદ્દન બેભાન થઈ ગયાં હતાં એમ જણાવ્યું છે અને તેથી ચિન્હનાં દર્શન થતાં હતાં છતાં પણ તે માર્ગે ન ગયાં. વળી જેમ સાથે આવેલી સ્વામિનીનાં ચરણનાં ચિન્હનાં પ્રથમ આ દર્શન થયાં અને પછીથી દર્શન થયાં તોપણ અહિંઆં એક સ્થળે એક વખત પદનાં દર્શન થયાં. આગળ નહિ. તીક્ષ્ણ ભાવની શાન્તિને માટેજ પદ ચિન્હનાં દર્શન થયાં છે, અને તેની (ભાવની) તેનાથીજ શાન્તિ છે. આગળ તો ભગવાનના આવેશમાં કાર્ય તરીકે કહેવામાં આવશે એવા આશયથી આચાર્યશ્રીએ એ પ્રમાણે કહ્યું છે.

મદ સંગના અભાવમાં હેતુરૂપ છે. મદયુક્ત તેમના સંગમાં મર્યાદા માર્ગીય ભક્તિરસથી ઉત્પન્ન થયેલો મદ થવાને લાયક છે. માટે તુળસીનો સંબંધ કહ્યો છે. જોકે અવસર નથી છતાં પણ ગમનથી મદાન્ધતા કહી છે. આ રીતે રસાકતને ઇતર અનુસંધાનનો અસંભવ છે

**વિવેચન**—હરિણપત્ની પોતાના પતિની નિકટ હોવાથી લજ્જાથી કંઇપણ ઉત્તર આપતી નથી એટલે પ્રભુને શોધતાં શોધતાં ગોપીજનો આગળ ચાલ્યા. આજુબાજુએ તેમના રસ્તામાં તેમણે અનેક વૃક્ષો જોયાં એટલે તેમને ઉદ્દેશીને પૂછે છે હે વૃક્ષો, રામના નાનાભાઇ કૃષ્ણ હાથમાં કમળ ધારણ કરીને આ રસ્તે થઇને પસાર થયા છે, તથા તમારા પ્રણામોને તેમણે અભિનંદન આપ્યું છે? રામના (બળદેવના) નાનાભાઇ કહેવાનું કારણ બળદેવ–રામ–એ પૂર્વદલાત્મક છે. અને કૃષ્ણએ ઉત્તર દલાત્મક–વિપ્રયોગ રસાત્મક છે. ગોપીઓ અત્યારે વિરહાવસ્થાનો અનુભવ કરતાં હતાં માટે ભગવાનને તે સ્વરૂપે ઓળખે છે. અથવા જેમ કમળ જળમાં રહેવા છતાં તેમ લેપાતું નથી, તેમ જોકે ગોપીને લઇને પ્રભુ બીજી ગોપીઓથી છૂટા પડયા છે છતાં પણ કામ ભાવથી તેમ કર્યું નથી, તેમ તે ગોપી સાથે પણ આસક્ત થયા નથી. અથવા કમળની પવિત્રતા તથા દિવ્યતાની માફક પ્રભુનો તેમના પ્રતિનો પ્રેમ પણ પવિત્ર તેમજ દિવ્ય છે એમ સૂચવે છે. પ્રભુ વળી ભ્રમરયુક્ત તુળસી સાથે છે. તુળસી સૌરભશાલી ગંધવાળી વસ્તુ છે; અને તે પવિત્રતાનું સૂચક છે. પ્રિયાના બાહુ ઉપર હાથ મૂકવા છતાં પણ પોતે પવિત્ર છે એ તુળસી ધારણથી જણાય છે, અને તેમાં પોતે લેપાયા નથી એવું કમળથી વ્યંજીત કર્યું છે. એ ભગવાન જ્યારે તુળસી સહ પધારે છે ત્યારે તુળસીની ગંધની પાછળ મદાંધ ભ્રમરો ફરે છે. અર્થાત્ એથી એવું સૂચવાય છે કે ભગવાનના આવા વિશુદ્ધ પ્રેમને લૌકિક કામુક મદાંધ થઇને અન્યથા કલ્પે છે. અને જેમ એ ભ્રમરો ભગવાનની ગતિને રુંધતા હતા, તેમને કામુકો પણ શુદ્ધ પ્રેમમાં (ભકતોના) અંતરાયભૂત થાય છે.

રામાનુજનો અર્થ રસની દૃષ્ટિએ અહિંઆં લીધો છે. શૃંગાર રસના બે પ્રકાર છે જ્યારે નાયક નાયિકા એક બીજાના સંગમમાં હોય ત્યારે ઉત્પન્ન થતા રતિ ભાવવાળો શૃંગાર, અને જ્યારે તેઓ એક બીજાનાથી છૂટા પડેલાં હોય ત્યારે તેમનામાં ઉભરાતા રતિ ભાવવાળો શૃંગાર. પ્રથમનું નામ સંભોગ કહેવાય છે, અને બીજાનું નામ વિપ્રયોગ છે આ બન્ને શબ્દોનાં બીજાં નામ પૂર્વદલાત્મક તથા ઉત્તર દલાત્મક પણ છે. અહિંઆં કૃષ્ણ શબ્દને બદલે રામાનુજ શબ્દ યોજ્યો છે, તેમાં નીચેનો અર્થ બોધ સમાયો છે. રામ એટલે બળદેવ, પણ રસની પરિભાષામાં તે શૃંગાર રસની પૂર્વ સ્થિતિના સૂચક શબ્દ છે, તેના અનુજ પાછળથી જન્મનાર–ભાઇ કૃષ્ણ છે એટલે શૃંગારની પાછળની સ્થિતિ તે વિપ્રયોગની છે. ગોપીઓ પ્રભુના અંતર્ધાન થવાથી વિપ્રયોગ દશાનો અનુભવ કરતાં હતાં, આથી રં કૃષ્ણનો તે સ્થિતિમાં સાક્ષાત્કાર કરવાને ઇચ્છતાં હતાં. આથી અહિંઆં કૃષ્ણ એ ઉત્તર દલાત્મક છે

વૃક્ષોને પૂછવાનું કારણ એવું છે કે ભગવાને તે વૃક્ષોની આગળ સ્તુતિ કરેલી છે. તેઓ તેમના પરોપકાર માટે પ્રખ્યાત છે, અને તેથી ભગવાને પણ તેમની પ્રશંસા કરી છે. વળી તેઓ ઉંચાં હોવાથી, તથા અનંત પર્ણો રૂપી નયનથી, ઘણે દૂરથી કોઈ પણ વસ્તુ જોઇ શકે એમ છે, તેથી જો ભગવાન આ વનમાં હશે તો આ વૃક્ષોએ જરૂરથી જોયાજ હશે. વળી અન્યના ઉપર પરોપકાર કરવો એ એમનો સ્વભાવ છે તો આપણી આશાઓને માન આપી જરૂરથી પ્રભુની ખબર આપણને કહેશે, એમ ધારીને વૃક્ષોને આ ગોપીજન પૂછે છે.

આ વૃક્ષો જ્ઞાની છે માટે સ્ત્રીઓ સાથે સંભાષણ નહિ કરે. તેથી તેમની પત્નીઓનેજ પૂછવું જોઇએ, તેમ કહે છે.

## મૂલમ્

**पृच्छतेमालता बाहूनप्याश्लिष्टा वनस्पतेः ।**
**नूनं तत्करजस्पृष्टा बिभ्रत्युत्पलकान्यहो ॥१३॥**

**अन्वयार्थ**—હે સખીઓ! આ લતાઓને પૂછો. જો કે તેઓ તેમના પતિ વનસ્પતિના બાહુને (શાખાને) ભેટે છે, તોપણ ભગવાનના નખના સ્પર્શથી તેમનાં રોમાંચ ખડાં થાય છે.

**श्रीसुबोधिनी**—વનસ્પતિના બાહુને ભેટતી લતાઓને પૂછો. જોકે તેમને પણ અવસર નથી. અને તેમણે પતિના ભુજનું આલિંગન કરેલું છે તો પણ ભગવાનના નખના સ્પર્શથી રોમાંચ ધારણ કરે છે. રસાન્તરમાં આવિષ્ટ થયેલાંને રસાન્તરને માટે સ્પૃહા થતી નથી. માટે ભગવાન સંબંધીનો રસ સર્વનું ઉપમર્દન કરે છે, એમ જણાય છે. આ રીતે સર્વના અવચનમાં તે મૂર્છિત થાય છે. અહિં સુધી પ્રશ્નની કથા છે. નવ પ્રકારની ગોપીઓનું આ નિરૂપણ કર્યું છે. દશમીને ભગવાન સાથે લઇ ગયા છે. આ રીતે અન્વેષણથી રસની સ્થિરતાને નિરૂપેલી છે.

**विवेचन**—જ્યારે વૃક્ષો તરફથી પ્રત્યુત્તર ન મળ્યો, ત્યારે વનસ્પતિના બાહુને આલિંગન કરતી લતાઓને પૂછવા લાગ્યાં. તેમણે ધાર્યું કે વૃક્ષો જ્ઞાની હોવાથી, જ્ઞાનીઓ સ્ત્રીઓ સાથે સંભાષણ કરવાનું ઉચિત ધારતા નહિ હોય, તેથી તેમને પૂછવું એ નિરર્થક છે. વળી તે પુરુષરૂપ છે, માટે તેમને પૂછવા કરતાં સ્ત્રીરૂપ લતાઓને પૂછો. આ લતાઓ વનસ્પતિના બાહુને આલિંગન કરે છે, તેથી તે રસ વસ્તુ શું છે તે સારી પેઠે જાણે છે, અને વિરહનું દુઃખ કેટલું તીવ્ર અને અસહ્ય છે તે સારી પેઠે સમજે છે, આથી એ આપણા દુઃખનાં ભાગીઆં થઇને આપણને સહાયભૂત થશે. વળી તેઓ ભગવાનના આગમનની વાત જાણે છે એ એમનાં રોમાંચ ઉપરથી જણાઇ આવે છે. તો જરૂર તે આપણને પ્રભુની ખબર કહેશે. પણ જ્યારે તેમને ઉત્તર ન મળ્યો ત્યારે એમણે ધાર્યું કે આ લતાઓને પૂછવું તે પણ વ્યર્થ છે કારણ કે તે રસાવિષ્ટ હોવાથી અત્યારે તેમના પતિઓને (વૃક્ષોને) આલિંગન કરવામાં એટલાં બધાં ગુંથાઈ ગયાં છે કે તે અમને જવાબ આપવાને માટે સમય લેતાં નથી. માટે હે સખીઓ શા માટે આપણે તેમને પૂછીને વૃથા સંતાપ કરવો. એમને આ રીતે પૂછવાથી આપણા દુઃખની નિવૃત્તિ થવાની નથી. જેઓ પોતે અમુક રસમાં મગ્ન થયેલાં છે; તેમનું ચિત્ત જો બીજામાં દોરવામાં આવે, તો તે એ બાબત ઉપર બિલ્કુલ લક્ષ્ય નહિજ આપે. લતાઓ રતિ રસમાં ડૂબ્યાં છે. વૃક્ષોને આલિંગન કરવામાં, જે રસનો તે અનુભવ કરે છે તેમાંથી તેઓ એમના ધ્યાનને બીજા તરફ ખેંચશે નહિ. આપણે પ્રભુની ખોળ કરવાના કામમાં શોક કરીએ છીએ. આપણે કરુણ રસમાં ડૂબ્યાં છીએ; તો શૃંગાર રસમાં ડૂબેલી લતાઓને કરુણ રસમાં ડૂબેલાં આપણે માટે શી રીતે દરકાર હોય? માટે હવે વૃથા પ્રલાપ કરવાની જરૂર નથી. એમાં કાંઇ પણ આપણી સિદ્ધિ થવાની નથી; કારણકે આપણે જેને જેને પૂછીએ છીએ તેમાંનું કોઈ પણ ઉત્તર આપીને આપણને સંતોષતું નથી. આમ બોલતાં બોલતાં તેઓ ગળગળાં થઈ ગયાં, અને મૂર્છામાં પડી ગયાં. તે વિચાર કરવા

લાગ્યાં કે હે પ્રભુ ! શું આપે સદાને માટે અમારો ત્યાગ કર્યો ? ખરેખર આપના ત્યાગથી અમારૂં દુ:ખ ઘણુંજ અસહનીય બન્યું છે. જેનો આપ ત્યાગ કરોછો તેનું કોઇપણ રક્ષણ કરી શકતું નથી એ અમે અમારા અનુભવ ઉપરથી સારી રીતે જાણ્યું છે. માટે હવે આપ કૃપા કરો. આ વૃક્ષોને અમારા માટે લાગણી નથી એટલુંજ નહિ, પણ માલતી વગેરે જેમને અમે સ્ત્રીઓ ધારીને સજાતીય ગણતાં હતાં તે પણ અમારા દુ:ખની મશ્કરી કર હોય તેમ અમારા તરફ દુર્લક્ષ રહે છે. આ પ્રકારે નવ પ્રકારનાં ગોપીજનો પ્રલાપ કરવા લાગ્યાં.

---

આ રીતે તિરોધાનથી ઉત્પન્ન થયેલા તાપના નિવારણ માટે યત્નનું નિરૂપણ કર્યું. આનું [1]ઉપમર્દન કરનાર ભગવાનની લીલાનો પ્રાદુર્ભાવ થયો. તેનો વિલાસ કહેવાને પૂર્વ ઉપસંહાર પૂર્વક તેનો ઉપક્રમ કહે છે.

**श्रीशुक उवाच** **मूलम्**

**इत्युन्मत्तवचो गोप्यः कृष्णान्वेषणकातराः ।**
**लीला भगवतस्तास्ता ह्यनुचक्रुस्तदात्मिकाः ॥१४॥**

**अन्वयार्थ—શ્રીશુક બોલ્યા—આ રીતે કૃષ્ણની શોધમાં કાતર ( ભયભીત ) બનીને તે ગોપીઓએ ઉન્મત્તની માફક વચન બોલીને, ભગવાનની જુદી જુદી લીલાઓનું અનુકરણ કર્યું.**

**श्रीसुबोधिनी**—ઇતિ [2]શબ્દ પ્રકાર જણાવે છે. આ [3]પ્રકારથી પ્રશ્નની અયોગ્યતા હોય તોપણ પ્રશ્ન કરવાથી ગોપીઓ ઉન્મત્ત વાણીવાળી થઇઓ. કૃષ્ણના અન્વેષણમાં કાતર છતાં પણ દીન તે થયાં. [4]શરીર અને વાણી શ્રાન્ત થઇ ગયાં. મનમાં તો ત્રણે છે. પ્રથમ દૂર થતાં દ્વિતીયનો આવિર્ભાવ થાય છે, માટે તે તે પહેલાં કહેલી અને કરેલી [6]લીલાઓ તેમના આત્મામય બનીને કરી એમ કહ્યું છે. પછી ગોપીઓ કૃષ્ણના અન્વેષણ માટે કાતર થયાં. ભગવાનની લીલા ૭ પ્રકારની સ્વાભાવિક છે. તેમના પણ જુદા જુદા ભેદ છે. આ અર્થયુક્ત છે. ભગવાન હૃદયમાં લીલા સહિત આવિષ્ટ થવાથી જ્યારે જ્યારે ભગવાનનો અવતાર થાય છે ત્યારે ત્યારે પૂતનાના પયનું પાન વગેરે કરે છે. એ રીતે સંવત્સર લીલામાં પુરૂષોત્તમાદિ ક્ષેત્રમાં પ્રસિદ્ધ છે.

આમના મનમાં પણ આવિર્ભૂત ભગવાનથી જે કરવું જોઇએ તે સાક્ષાત્ કરવું અશક્ય છે. એમ જાણીને ભાવનાથી ભગવાન મનમાં આવિર્ભૂત થવાથી અનુકરણ માત્ર કર્યું.

**टिप्पण**—૧ તાપના ઉપમર્દક ૨ ઉપર જણાવેલાં જૂદાં જૂદાં સત્ત્વોને પ્રશ્ન દ્વારા ભગવાન્ સંબંધી ખબર પૂછવા બાબતનો પ્રકાર ૩ ઉપર પૂછેલા પ્રશ્નોથી ગોપીઓની વાણી ઉન્મત્ત જેવી જણાઇ. તેઓ ગાંડા જેવાં જણાયાં. જેમ ઉન્મત્ત માણસ વચન બોલે તેવાં વચનો તે બોલવા લાગ્યાં. ૪ શરીર શોધી શોધીને તથા રડીરડીને થાકી ગયું. અને વાણી પણ શાન્ત થઇ ગઈ. ૫ જ્વાલા શાન્ત થવાથી જેમ વહ્નિ પણ શાન્ત થઇ જાય છે તેમ પ્રશ્નના અન્વેષણ રૂપ પ્રશ્નના તિરોધાનથી રસાસક્તિનું પણ દેહ અને વાણીથી તિરોધાન થાય છે. ૬ પ્રમાણ પ્રકરણીય તથા ફલ પ્રકરણીય તમામ લીલાઓનું અનુકરણ કર્યું.

**વિવેચન**—જ્યારે સર્વત્ર ભગવાનનું અન્વેષણ કરવા છતાં પણ તેમને પ્રાપ્ત કરી શકયાં નહિ, એટલે તેઓ મુઝાયાં કે હવે શું કરવું? પછીથી વિચાર કરતાં માલમ પડયું કે સ્થાવર જંગમ સત્વોમાં ઢુંઢવા છતાં પણ પ્રભુનાં દર્શન ન થયાં, તો એવી રીતે અન્વેષણનો પ્રયત્ન કરવો તે નિરર્થક છે એમ સમજીને બીજો ઉપાય વિચાર્યો, અને તે ઉપાય પ્રભુની લીલાનું અનુકરણ કરવાનો હતો. અત્યાર સુધી આક્રન્દ કરીને તેમનો અવાજ બેસી ગયો હતો, દેહ પણ થાકી ગયો. તેથી લીલા કરવાનો ઉપાય હાથમાં લીધો.

વૃક્ષ વગેરેને અત્યાર સુધી પ્રશ્ન કર્યો, જો કે તેમ કરવામાં તેમની યોગ્યતા નથી તેમ એમને જણાયું તોપણ પૂછતાં પૂછતાં તેમનામાં ઉન્માદાવસ્થાનો અનુભવ જણાયો. જેમ ગાંડા માણસો ગમે તેને પ્રશ્ન પૂછે તેમ વૃક્ષો વગેરેને તે પૂછવા લાગ્યાં. ભગવાનનું અન્વેષણ કરીને તે સંપૂર્ણ થાકી ગયાં; અને વળી તેઓ ભીરૂ બન્યાં. તેમનું શરીર થાકી ગયું એટલું જ નહિ પણ વાણી પણ પ્રશ્ન પૂછી પૂછીને તથા આક્રન્દથી થાકી ગઇ. આથી તેમનામાં કાતરતા તથા દીનતા જણાઈ. દેહ અને વાણીનું તિરોધાન થતાં રસાસક્તિ પણ તિરોધાન પામી. જેમ જ્વાળા શાન્ત થતાંની સાથે અગ્નિ પણ શાન્ત પામે છે, તેમ દેહ અને વાણીના તિરોધાનની સાથે રસાસક્તિ પણ તિરોહિત થાય છે, એનો અનુભવ આ સમયે થયો. પણ તેમના રસ સ્વરૂપની સ્ફુર્તિ કરવાને માટે તેમણે અન્ય ઉપાય શોધી કાઢયો. તેમણે જાણ્યું કે અન્વેષણથી પ્રભુ પ્રાપ્તિ ન થઇ તો હવે એ પ્રભુએ કરેલી લીલાઓનું આપણે અનુસંધાન કરવું જોઇએ. આ અનુસંધાન અનુકરણથીજ સારી પેઠે થઇ શકશે માટે પ્રભુએ ગોકુલમાં તથા વ્રજમાં જે કોઈ લીલાઓ કરી છે તેનું અનુસંધાન કરવાને આપણે અંદર અંદર અનુકરણ કરવું જોઇએ. આથી આપણું ચિત્ત પ્રભુમાં જ રહેશે; અર્થાત્ આપણા ચિન્તનનો વિષય પ્રભુજ બનવો જોઇએ. કોઇપણ ભાવથી પ્રભુમાં મન લગાડવું જોઇએ. જો આપણે આ પ્રમાણે કરીશું તો પ્રભુ જરૂર આપણી સમક્ષ પ્રકટ થશે. શા માટે આપણે અન્વેષણથી પ્રભુને શોધવા જોઇએ? જો આપણો ખરેખરો ભાવ પ્રભુમાં હશે, તો આપણી આગળ આપોઆપ તે પ્રકટ થશે અને આપણને દર્શન આપશે. અત્યાર સુધી આપણે સાધન પરાયણ બન્યાં એટલે પ્રભુની પ્રાપ્તિ આપણને ન થઇ માટે હવે આપણે અહિંજ થોભો અને પ્રભુની જુદી જુદી લીલાઓનું અનુસંધાન કરવાને તેમની કેટલીક લીલાઓનું અનુકરણ કરો. હે સખીઓ આપણામાંથી કેટલાંક કૃષ્ણ બનવું, અને કેટલાંક પૂતના, યશોદા, વત્સાસુર વગેરે બનવું; અને પછી આપણે પ્રભુએ જે લીલાઓ કરી તે કરવી. આમ નિશ્ચય કરીને તેમણે પ્રમાણ પ્રકરણીય તથા ફલ પ્રકરણીય સર્વ લીલાઓ કરી. અહિંઆં શંકાનું સ્થાન રહે છે કે જે લીલાઓ ભગવાને આવિર્ભાવ દશામાં કરેલી તે અન્ય શી રીતે કરી શકે? ભગવાનની લીલાઓનું અનુકરણ બીજાઓ કરે તે અશક્ય છે. તો તેનો ખુલાસો એવો છે કે તે ગોપીઓએ આ વખતે ભગવાનનું જ ચિન્તન કર્યું. ભાવનાથી ભગવાનને હૃદયમાં ધારણ કરી લીધા હતા. જેમ કોઇ યોગી ભાવનાથી સર્વ વસ્તુ સિદ્ધ કરી શકે છે તેમ આપણે ભાવનાથી તે તે લીલાઓનું અનુકરણ કર્યું. ભાવનાથી પોતે કૃષ્ણ છે એમ પોતાની મેળે ધાર્યું. આમ થવાથી તેમની ભાવનાની સિદ્ધિ તરીકે પ્રભુનો આવેશ તેમનામાં થયો અને તે બળને લીધે એ લીલાઓ તે કરી શકયાં.

कारिका: ।

भक्त्यातिमत्तास्तद्भावमीषन्मत्तास्तु रोषतः ।
द्वेषभावं समाश्रित्य क्रीडन्त्यो जातमत्सराः ॥१॥
सत्त्वादिगुणभावेन नवलीलाः प्रपेदिरे ।
अतोन न्यूनभावोऽत्र ह्याविष्टाः शकटादिभिः ॥२॥
सर्वत्र हरिबुद्ध्या वा पादस्पर्शेच्छया पुनः ।
उलूखलादिभावोऽपितत्सम्बन्धप्रसिद्धये ॥३॥

## શ્રી કારિકા.

૧–૨–૩ ભક્તિથી અતિમત્ત બનેલાં, તે ભાવથી કંઇક મત્ત થયેલાં, રોષથી દ્વેષભાવનો આશ્રય કરીને ક્રીડા કરતાં તેમને મત્સર યુક્ત થયેલી ગોપીઓ સત્વાદિ ગુણ ભાવથી નવલીલાને પ્રાપ્ત થઇ. માટે અહિંઆં ન્યૂનભાવ નથી. સર્વ ઠેકાણે ભગવદ્ બુદ્ધિથી અથવા પાદસ્પર્શની ઇચ્છાએ કરીને શકટાદિથી ગોપીઓ આવિષ્ટ છે અને ઉલૂખલાદિ ભાવ પણ તેમના સંબંધની પ્રસિદ્ધિને માટેજ છે.

અહિંઆં શંકા થાયકે આ ગોપીઓને ભગવાન માટે પ્રેમ–સમાન હતો તો પછી તેઓમાંનાં કેટલાકમાં ભગવદ્ભાવ તથા કેટલાકમાં પૂતનાદિનો ભાવ શાથી પ્રકટ થયો? આના ઉત્તરમાં આ કારિકાઓ કહેલી છે. જુદી જુદી નાયિકાઓના ભેદ પ્રમાણે તેમના ભાવમાં પણ ભેદ હોય છે. એટલુંજ નહિ પણ એક નાયિકાના ભાવમાં પણ વિવિધતા પ્રમાણે ભેદ જણાય છે. આથી ભગવાન્ અને તેમની લીલા તથા તેમના સંબંધીઓમાંથી જે ગોપીને જે વખતે જે રૂપની સ્મૃતિ થાય તે વખતે તેની તેમાં તદાત્મ બુદ્ધિ બને છે અને જલાદિના સંબંધથી સ્ફટિક મણિની માફક વિશુદ્ધ ભાવ ઉત્પન્ન થાય છે. વળી કેવલ ભગવાન માટેના જ્ઞાનથી અતિ પ્રમાદ થાય છે અને તેમના સંબંધીઓનુ પણ જ્ઞાન કંઇક પ્રમાદ કરે છે. લીલા સંબંધી જેમને જે ભાવ હોય છે તે તદાત્મકતામાં પણ પ્રકટ આપોઆપ દેખાય છે.

કોઇને અહિંઆં ન્યૂન ભાવની શંકા રહે તો કહે છે, જે ગોપીને ભગવાન સંબંધના ભાવને બદલે પોતે પૂતના વગેરે છે એવો ભાવ હોય તેમાં ભાવની ન્યૂનતા જણાતી નથી. અહિંઆં ગોપીઓમાં લીલાનો આવિર્ભાવ કેવી રીતે થયો તેનું સૂચન કર્યું છે અને તે ભગવત્કૃતિ તથા તેના સંબંધવાળી છે તેથી જે અંશ જ્યાં આવિર્ભાવ પામે છે ત્યાં તેજ અંશનું કથન થશે, નહિતો પૂતનાના મધુર પયના પાન સમયની દશાને પ્રાપ્ત થયેલ ગોપીમાં ભગવાનના સ્વરૂપનો ભાવ મેળવનાર ગોપી પૂતના બનેલી બીજીના સ્તનનું પાન શીરીતે કરે? પૂતનાનું અનુકરણ કરનાર તેનામાં પૂતનાની માફક શી રીતે આચરણ કરે? માટે આમ કરવા છતાં પણ કોઇનામાં કોઇ રીતના ભાવની ન્યૂનતા નથી એવો સાર આમાંથી નીકળે છે. આ પક્ષમાં જ્યાં એક લીલાનો આવિર્ભાવ થાય છે ત્યાં બીજી લીલા સિદ્ધ થતી નથી. જો એમ હોયતો આ વિલાસ લાંબા વખત સુધી ટકે નહિ એમ જાણીને અન્ય પક્ષને કહે છે કે ભગવાનના ભાવને પ્રાપ્ત થનાર ગોપી કરતાં પૂતના તથા ખાંયણીઓ (ઉલુખલ)

વગેરે ભાવ મેળવનાર વધારે ઉત્કૃષ્ટ છે. અતિ ઉત્કટ વિરહ ભાવથી અતિ દીન થવાથી કોઇ પણ રીતે ભગવચ્ચરણારવિન્દના સંબંધની વાંછા રાખનાર તે ગોપીજનોએ જે લીલામાં એ સંબંધ પૂર્વે અનુભવ્યો હતો તે પ્રમાણે અત્યારે આચરણ કરવા લાગ્યાં. તેથી તે ગોપી કહે છે કે જો પ્રભુ મારા ઉપર ચરણ નહિ સ્થાપો તો પૂતના તથા ઉલૂખલ વગેરે બુદ્ધિથી પણ સ્થાપન કરો. (અમે પૂતના છીએ અને તેથી તમને વિષયુક્ત પયનું પાન કરાવવા આવ્યાં છીએ એમ સમજીને પણ અમારા ઉપર આપના ચરણને સ્થાપો) આ રીતે અહિંઆં અતિશય આર્તિ જોવામાં આવે છે, અને ભગવદ્બુદ્ધિ તેમનામાં સ્પષ્ટ જણાય છેઃ-

(શ્રી ટિપ્પણી)



અનુકરણ લીલાના નવ શ્લોકો આવે છે. આ લીલા ભક્તિથી, રોષથી તથા દ્વેષભાવથી કરેલી હોવાથી અને તે સત્વ, રજ અને તમઃ એ ત્રણ ગુણોને અનુસરતી હોવાથી, એકંદરે લીલાના નવ ભેદ થાય. આ દરેક ભેદ પ્રત્યેક શ્લોકમાં વર્ણવ્યો છે. આ રીતે કુલ નવ શ્લોકો (૧૫-૨૩ સુધી) અનુકરણ લીલાના છે. વળી આના બે ભેદો પણ-કાયિક અને વાચિક એમ બને છે. કેટલીક લીલા કાયાથીજ કરી છે, અને કેટલીક માત્ર વાણીથી કરી છે, આ ભેદો લેતાં શ્લો-૧૫-૧૯ સુધી કાયિક લીલાના ભેદ છે તેમાં પૂતના વધ, શકટ ભંગ, તૃણાવર્ત વધ વત્સપાલક લીલા તથા બીજી ગોપ રૂપે કરેલી વૃન્દાવન લીલા છે. આ લીલાનું અનુકરણ કરનાર ગોપીઓ તામસ તામસી, તામસ રાજસી વગેરે પ્રમાણે છે- અહિંઆં શ્રી ભાગવતના જણાવેલા ક્રમ પ્રમાણે લીલા છે. પણ વાચિક લીલાના શ્લોક ૨૦-૨૩ સુધીમાં એ ક્રમ નથી. ત્યાં ગોવર્ધનોદ્ધારણ લીલા, નાગદમન લીલા, દાવાગ્નિ નિવારણ લીલા, તથા ઉલૂખલ લીલા વર્ણવી છે, અને ગુણાતીત, સાત્વિકા, રાજસી તથા તામસી ગોપીઓ છે.

## मूलम्.

**कस्याश्चित्पूतनायंत्याः कृष्णायंत्यपिबत्स्तनं ।**
**तोकायित्वा रुदत्यन्या पदाहन्शकटायतीम् ॥ १५॥**

**अन्वयार्थ**—કોઇ એક પૂતના બનેલી ગોપીના સ્તનનું પાન બીજી કૃષ્ણ બનેલીએ કર્યું: એક બાળક બનેલીએ રોતાં રોતાં, બીજી શકટ બનેલીને પગથી પ્રહાર કર્યો.

**श्री सुबोधिनीजी**—પ્રથમ ભગવાનનું ચરિત્ર પૂતનાના પયનું પાન છે, માટે એક ગોપી પૂતના બની અને તેની માફક આચરણ કરવા લાગી. બીજીએ કહ્યું હું કૃષ્ણ છું. આથી તેને અંકમાં ભગવાનની બુદ્ધિથી લીધી, પછીથી પૂતના બનેલીના સ્તનનું પાન કૃષ્ણ બનેલી ગોપી કરવા લાગી. આને મરણભાવના નહોતી તેથી તે મરી ગઇ નહિ. તેમ તેનું અનુકરણ પણ કર્યું નહિ. કૃષ્ણ બનેલીએ ફક્ત સ્તનનું પાનજ કર્યું. તેનામાં [૨] અલૌકિક સામર્થ્ય નહિ હોવાથી સ્તનપાનજ માત્ર કહ્યું છે. અમંગલતાની નિવૃત્તિને માટે શકટભંગની લીલા કહી છે. બાળકની માફક આચરણ કરતી (પોતે બાળક છે એમ માનતી અથવા બાળક સમાન પોતાના આત્માને કરીને) શકટની માફક સ્થિત બનેલી એ અન્યને તાડન કર્યું.

ટિપ્પણ—૧ પૂતના બનેલી ગોપીની ભાવના એટલીજ હતી કે ભગવાન મારા સ્તનનું પાન કરવાના મિષે મારી છાતી ઉપર મને ચરણ સ્પર્શ કરાવે, તેથી ભગવાને–ભગવાન બનેલી ગોપીએ તે પ્રમાણે કરીને માત્ર તેના સ્તનનું પાનજ કર્યું. તેની ઇચ્છા ભગવાનના હાથે મરવાની નહોતી તેથી ભગવાન્ બનેલી ગોપીએ પૂતના બનેલી ગોપીનો પ્રાણ લીધો નહિ. ૨. ભગવાનનું અનુકરણ કરનારી ગોપી કેવલ ગોપીજ હતી, ભગવાન્ નહોતી તેથી ભગવાનની માફક તેનામાં અલૌકિક સામર્થ્ય નહોતું. તેટલા માટે તેણે માત્ર સ્તન્યપાનજ કર્યું.

**विवेचन**—આમાં એક ગોપી ભગવાન થઇ અને બીજી પૂતના બની, પછીથી તે પૂતના બનેલી ગોપી ઉપર ભગવાન્ બનેલી ગોપીએ પોતાનો પગ મૂક્યો અને તેના સ્તનનું પાન કર્યું; પણ તે ગોપીની ઇચ્છા મરવાની નહિ હોવાથી (પૂતનાની માફક) તેનો પ્રાણ લીધો નહિ એમ કહ્યું છે.

આ લીલાઓમાં જેવી જેવી ભાવના તે પ્રમાણે સિદ્ધિ થાય છે. પૂતના બનેલી ગોપિકાની ભાવના કૃષ્ણ બનેલીના હાથે મરવાની નહોતી; કારણકે જો પોતે એવી ઇચ્છા કરેતો પ્રભુના ગુણાનુવાદ તથા લીલાનું સ્મરણ જે કરે છે તે ન થઈ શકે, આથી રસેશ પ્રભુની પ્રાપ્તિની સર્વ આશા નિષ્ફળ થાય. રસેશ પ્રભુનો સાક્ષાત્કાર કરવાને માટે તો આ લીલાઓ થાય છે, એટલે મરવાની ભાવના અનુચિત ગણાય. વળી કૃષ્ણ બનેલી ગોપી તે માત્ર ગોપીજ હતી એટલે તેનામાં પૂતના બનેલીને મારવાનું અલૌકિક સામર્થ્ય નહોતું એટલે તેણે માત્ર સ્તન્યપાનજ કર્યું. પછી ભગવાને શકટાસુરને જે માર્યો હતો તે લીલા કરે છે. એક ગોપી કૃષ્ણ થઇ અને બીજી શકટ બની, અને કૃષ્ણ બનેલીએ શકટ બનેલી ગોપીને તાડન કર્યું. **પૂતના શ્રીસુબોધિની પ્રમાણે પંચપર્વા અવિદ્યાનું રૂપ છે.** અવિદ્યા એટલે અજ્ઞાન. તેના પાંચ પર્વો–દેહાધ્યાસ, ઇંદ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ તથા અંતઃકરણાધ્યાસ તેમજ સ્વરૂપ વિસ્મૃતિ છે. અવિદ્યા દૂર થાય એટલે નિરોધ સુગમ બને છે માટે પ્રથમ ભગવાને પૂતના વધની કરેલી લીલા અહિંઆ કરે છે. પ્રભુનો પ્રેમ થવા માટે પ્રભુનું જ્ઞાન પૂરેપૂરૂં હોવું જોઇએ, પણ અજ્ઞાન તે જ્ઞાન થવા દેતું નથી; માટે તે અજ્ઞાન–અવિદ્યાનો કોઈ પણ રીતે નાશ થવો જોઇએ. અનુકરણ લીલામાં આ અજ્ઞાન દૂર કરવાને પૂતના વધ કરવામાં આવે છે.

---

તૃણાવર્ત લીલા કહે છે.

## मूलम्.

**दैत्यायित्वा जहारान्यामेका कृष्णार्भभावनां ।**
**रिङ्गयामास काप्यंघ्री कर्षन्ती घोषनिःस्वनैः ॥ १६ ॥**

**अन्वयार्थ—દૈત્યની માફક આચરણ કરતી એક ગોપીએ અન્ય બાળક કૃષ્ણની ભાવના કરતીનું હરણ કર્યું. એક ચરણને ખેંચતી ઘુઘરીઓના અવાજ સહિત ઢીંચણે ચાલવા લાગી.**

**श्रीसुबोधिनीजी**—એકે પોતાના શરીરને દૈત્ય જેવું બનાવ્યું, અને બીજીએ કૃષ્ણની [1]બાળભાવના કરી, પછી તેનું દૈત્યનું આચરણ કરનારી ગોપીએ હરણ કર્યું. એક બીજી

પગને ખેંચતી છતાં પણ પગના ભૂષણના અવાજ સહ જેવી રીતે બાળપણમાં ભગવાન ઘોષપ્રઘોષ રુચિર ગતિ કરતા હતા તે પ્રમાણે ચાલવા લાગી. પૂર્વ શ્લોકમાં બે લીલાથી ચાર તામસ તામસી ગોપીઓ કહી છે. અહિંઆં ત્રણ રાજસ તામસીઓ સમજવી. [૨]ચરિત્ર લીલામાં કહેલા વિશેષો અહિં પણ અનુસંધાન કરવાને લાયક છે. અથવા ત્રણ [૩]યુગલોનું નિરૂપણ કર્યું છે. ગુણાતીતતો એકજ છે. વળી પ્રકારાન્તરે એક ભાવને પ્રાપ્ત થયેલી બહુ ગોપીઓ ભગવાનની ઇચ્છાથી પ્રધાન [૪]ગુણભાવને પ્રાપ્ત થઇને રજોગુણથી અનેક રીતે વિક્ષિપ્ત થઇને બહુરૂપ થયાં.

**ટિપ્પણ**—૧ પોતે બાળક કૃષ્ણ છે એવી ભાવના કરી. (૨) રાસપંચાધ્યાયીનો ભાગ શરૂ થતાં સુધી ભાગવતના દશ મસ્કંધમાં જે ભગવાનના ચરિત્રનું નિરૂપણ કર્યું છે, તેમાં જે જે લીલાના વિશેષ અંશો છે તેનું અનુસંધાન અહિં પણ થવુંજ જોઇએ ૩ અથવા બબે ગોપીઓ ત્રણ ત્રણ પ્રકારની અહિંઆં કહી છે એમ સમજવું ૪ પ્રધાન=મુખ્ય, ગૌણ=અમુખ્ય=પ્રધાન ગુણભાવ=એક વખત મુખ્ય અને બીજી વખત અમુખ્ય.

**વિવેચન**—પ્રથમ શ્લોકમાં પૂતનાના પયનું પાન તથા શકટ ભંગ એ બે લીલાનું અનુકરણ ગોપીઓએ કર્યું એમ વર્ણવ્યું. ત્યાં એ બે લીલામાં જે બે ગોપીઓ ભગવાન્ બની તે તથા જે બે પૂતના તથા શકટ બની તે એમ કૂલે ચાર ગોપીઓ હતી. આ ચાર ગોપીઓ તામસ તામસી હતાં અહિંઆં કુલ ત્રણ ગોપીઓ છે. તેમાંની બેમાંથી એક દૈત્યનું અનુકરણ કર્યું અને બીજી એક બાળક કૃષ્ણનું અનુકરણ કરીને તેમને હરીજનાર દૈત્ય બનનાર ગોપીનું દમન કર્યું. ત્રીજી ગોપી કૃષ્ણ થઇ અને ઘુઘરીઓના અવાજ સહિત ઢિંચણ ઉપર ચાલવા લાગી. આ ત્રણ ગોપીઓ રાજસ તામસ છે. આ કૂલ પ્રકરણમાં જે નિરોધનું વર્ણન કરવામાં આવ્યું છે તે તામસ ગોપીજનો માટે છે. તેઓ જ્ઞાનરહિત હોવાથી, તથા કોઇ પણ સાધન વાળાં નહિ હોવાથી તામસ કહ્યાં છે. એ તામસના પણ તામસ, રાજસ અને સાત્વિક એવા ભેદ છે. તેમાં શ્લો–૧૫ માં જે ગોપીઓ છે તે ચાર તામસ તામસ છે. અને અહિંઆં ત્રણ ગોપીઓ રાજસ તામસ છે. જો આ અર્થમાં આ ત્રણ ગોપીઓનો પ્રકાર ન સમજીએ તો બીજી રીતે સમજવા, એ પ્રકાર ત્રણ યુગલોનો છે. અર્થાત્ બબે ગોપીઓનું એક યુગલ એવા ત્રણ યુગલો અને એક ગુણાતીત ગોપી એમ મળીને સાત છે. જોકે તે બધાં ગોપીજનનું ચિત્ત પ્રભુમાંજ પરોવાયલું હતું. તેથી તે સર્વનો ભાવ સમાન હતો, પણ તેમની પાસે આ અનુકરણ લીલા કરાવવાની ખાતર પ્રભુએ તેમના આ ભાવને મુખ્ય તથા ગૌણ કર્યો. પ્રભુની ઇચ્છાથીજ એક ગોપી દૈત્ય થઇ, અને બીજી બાળકૃષ્ણ થઇ. જો કે દૈત્ય બનનારી ગોપી કૃષ્ણનું હરણ કરે છે, છતાં તેની મનોભાવનામાં કૃષ્ણ પ્રતિ દ્વેષ નથી. પ્રભુ તરફના પ્રેમને પ્રેરાઇનેજ પ્રભુને પ્રાપ્ત કરવા માટેજ આ અનુકરણ લીલા કરે છે. અને ભગવાનનાં ચરિત્રો સંભાળી સંભાળીને પોતાનું હૃદય ખાલી કરે છે. એ મૂળ પ્રેમ એજ આ લીલાનું બીજ છે, એટલે અહિંઆં ગોપી દૈત્ય બનીને ભગવાનનું હરણ કરે છે તેમાં દ્વેષ નથી. પણ સૂક્ષ્મ પ્રેમજ છે; તેથી અહિંઆં રસ પ્રતીતિની બાબતમાં કોઇ પણ વિરોધી ભાવના નથી એ સત્ય વાત છે.

વૃન્દાવનની ક્રીડામાં વત્સપાલક રૂપ થયાં. તેમાં પ્રકાર કહે છે.

**मूलम्**

**कृष्णरामायिते द्वे तु गोपायन्त्यश्च काश्चन ।**
**वत्सायतीं हन्ति चान्या तत्रैका तु बकायतीम् ॥ १७**

**अन्वयार्थ—**બે ગોપીઓ કૃષ્ણ અને બળરામ થયાં અને કેટલાંક ગોપી તથા ગોપ થયાં. એક વત્સ બનેલીને મારવા લાગી, અને બીજી બક બનેલીને મારવા લાગી.

**શ્રીસુબોધિનીજી—**બે ગોપીઓ કૃષ્ણ અને બળરામની માફક થયાં. કેટલીક ગોપ અને ગોપીઓ થયાં. અહિંઆં ગોપ એટલે બાળક સમજવું. કેટલીક વત્સરૂપ થઇઓ. એથી સમુચ્ચય જણાવે છે. વળી બીજી વત્સ બનેલી વત્સસુરની માફક આચરણ કરવા લાગી. તેનું હનન કરવા માંડયું. કૃષ્ણ બનેલીએ ફળને પાડયું. બીજી વળી બક બનેલીને મારતી હતી. વત્સવધ લોકમાં બળભદ્ર કૃત છે એમ પણ પ્રસિદ્ધ છે. એમણે પ્રલમ્બનો, વત્સનો, તથા ધેનુ વગેરેનો વધ કર્યો હતો. માટે તે ઉભયની મધ્યમાં એકે બક બનેલીને અને બીજીએ વત્સ બનેલીને માર્યાં.

**વિવેચન—**વત્સાસુર, બકાસુર, પ્રલમ્બ, ધેનુકાસુરને ભગવાને ગોપોસહ વનમાં ગાયો ચારતી વખતે વધ કરેલો તે લીલાનું પણ આ ગોપીકાઓએ અનુકરણ કર્યું તે અહિંઆં જણાવ્યું છે.

એક ગોપી કૃષ્ણ બની અને બીજી બલરામ બની. કેટલાંક ગોપ બાળક અને બીજાં ગોપાઓ બન્યાં, કેટલાંક વાછરડાં થયાં તેમાં એક વત્સાસુર બની અને તે એકાએક વત્સ બનેલી ગોપીઓની મધ્યમાં અન્યને પીડવા લાગી. કૃષ્ણ બનેલીએ બળરામ બનેલીની સહાય્યથી આ વત્સાસુર બનેલી ગોપીને હનન કર્યું. બળભદ્ર એ સંકર્ષણ વ્યૂહાત્મક છે, એટલે જ્યાં જ્યાં શત્રુઓનો સંહાર કરવાનો હોય ત્યાં ત્યાં એમના થકીજ કાર્ય થાય છે. પછીથી પ્રલમ્બાસુરનો તથા બકાસુર તેમજ ધેનુકાસુરના વધની લીલા કરે છે. અર્થાત્ આ વ્રજ સીમન્તિઓએ પોતાનામાં જે **પશુવત્ આસુર ભાવ-મૌઢય, દર્પ, અજ્ઞાન, દ્વેષ ઈત્યાદિ હતા તેનું નિવારણ કર્યું. આસુરી સંપદના જે કંઇ અંશ તેમનામાં હતા તે દૂર કર્યા; કારણ એ જ્યાં સુધી દૂર ન થાય ત્યાં સુધી ભક્તો શુદ્ધ ભક્તિ માર્ગમાં આગળ વધી શકે નહિ.** નિરોધ સિદ્ધિ માટે આસુર ભાવ દૂર થવો જોઇએ.

ત્રિવિધ નામાવલીમાં શ્રીગોકુલોત્વ વત્સાસુરનો અર્થ શ્રીસુબોધિનીના આધારે નીચે પ્રમાણે આપે છે—**लौकिका एव लौकिकान्सदोषान्पशूंश्चारयन्ति । भगवान लौकिक इति निर्दोषानेव पालयतीति समस्तानां वत्सानाम् बोधमासुरो भावः सपक्षीमूर्तो वत्सासुर इति*** "લૌકિકાજ લૌકિક દોષવાળાં પશુને ચારે છે. ભગવાન અલૌકિક છે અને

* જુઓ વિવિધ નામાવલી પૃ. ૨૧-૨

તે નિર્દોષોનું રક્ષણ કરે છે, તેથી સઘળાં વાછરડાંમાં જે આસુર ભાવ હતો તેનું એક સમગ્ર રૂપ વત્સાસુર બન્યું છે. ભગવાને તે વત્સાસુરને મારીને નિરોધ સિદ્ધિ માટે આ સુરભાવને દૂર કર્યો છે. બકાસુર એ બકપંક્તિનો છે. અહિંઆં બક મનુષ્યોમાં અગર પશુઓમાં રહેલા દંભનો સૂચક છે. તેની કુટીમાં લોભ અને અનૃત વસે છે, આથી બકાસુરના વધદ્વારા તેમનામાં રહેલો દંભ તથા લોભ તેમજ અનૃત પણ દૂર કર્યાં. આ ત્રણ દોષ દૂર થાય તોજ ભગવત્પરતા બને છે. આ ગોપીઓએ આ અનુકરણ લીલામાં તેમનામાં રહેલા આ ત્રણ દોષોનો પણ ત્યાગ કર્યો, એટલે તેમનામાં ભગવત્પરતા થવા લાગી અને જો થોડી ઘણી પણ સંસારની વાસના હોયતો તેનો પણ ધ્વંસ થયો એટલુંજ નહિ, પણ સંસારના તાપની નિવૃત્તિ થઈ "ધેનુકાસુર" એ દેહાધ્યાસનું રૂપ છે તેનું પણ આ લીલામાં ખણ્ડન કર્યું. ગોપીઓ વ્રજવાસી હતાં, તેમને કુટુંબ પરિવાર હતો. સંસારના મધ્યમાં તે રહેલાં હતાં, એટલે એ સંસાર જ્યાંસુધી વળગેલો હોય ત્યાં સુધી ભક્તિ માર્ગમાં પ્રયાણ કરવું તેમને માટે દુષ્કર થાય એ પણ સંભવિત છે, એટલે એ જોકે સંસારની પાછળ પોતાની પીઠ ફેરવીને બહાર નીકળ્યાં હતાં-તેમણે ભક્તિમાર્ગીય સંન્યાસ લીધેલો હતો, તોપણ જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી, દેહની સાથે સંબંધ ધરાવનાર અહંતા-મમતા વગેરે અધ્યાસતો સાથે વળગેલો હોય છે. માટે આ અધ્યાસની નિવૃત્તિ થાય તોજ સંન્યાસનું ફળ મળી શકે તેથી તે માટે એમણે ધેનુકાસુરના વધદ્વારા દેહાધ્યાસને પણ દૂર કર્યો; એ આ શ્લોકનું રહસ્ય છે. પ્રલંબ અતઃકરણનો દોષ ગણાય છે. તેને પણ દૂર કર્યો.

ભાષામાં આ શ્લોકનો અર્થ સમજાવતું પદ્ય નીચે પ્રમાણે છે

કરતિ હૈં હરિચરિત્ર વ્રજનારિ ।
દેખિ અતિહી વિકલ રાધા ઇહૈ બુદ્ધિ વિચારી ।
એક ભઇ ગોપાલકો વપુ એક ભઇ વનમારિ
એક ભઇ ગિરિધરન સમરથ એક ભઇ દૈત્યારિ ।
એક ભઇ વે ધેનુ બછરા એક ભઇ નંદલાલ
એક ભઇ જમલા ઉધારન ઇકત્રિભંગ રસાલ ॥
એક ભઇ છબિરાશિ મોહન કહત રાધા નારિ ।
એક કહતિ ઉઠિ મિલહૈં ભુજભરિ સૂર પ્રભુ રીપ્યારી.

---

ત્યાર પછીથી ગોપરૂપથી વૃંદાવનની લીલા કહે છે.

**मूलम्.**

**आहूय दूरगाः यद्वत्कृष्णस्तमनुकुर्वतीम् ।**
**वेणुं क्वणयन्तीं क्रीडन्तीमन्याः शंसंति साध्विति ॥१८॥**

**अन्वयार्थ**—કૃષ્ણની માફક એકે દૂર ગયેલી ગોપીને બોલાવીને વેણુ વગાડતાં ક્રીડા કરી, અને બીજીઓએ "બહુ સારૂ" એમ તેની પ્રશંસા કરી.

**શ્રીસુબોધિની**—કેટલીક ગૌપરૂપની, અને કેટલીક ગોપાલ રૂપ બની. જેવી રીતે કૃષ્ણે દૂર ગયેલી ગાયોને બોલાવીને વેણુ વગાડી હતી, તેવી રીતે દૂર ગયેલી ગોપીઓને બોલાવીને એકે કૃષ્ણનું અનુકરણ કર્યું. વેણુ વગાડતી તથા નાનાવિધ ક્રીડા કરતી તે ગોપીની બીજા "બહુ સારૂં" એ પ્રમાણે પ્રશંસા કરવા લાગ્યાં.

**વિવેચન**—કેટલાંક ગાયો થયાં, અને કેટલાંક તેમની સંભાળ રાખનાર ગોવાળ બન્યાં. પછી જેમ કૃષ્ણ ગાયોને ચારવા જતી વખતે દૂર ગયેલી ગાયોને પાછી બોલાવવાને પોતાની વેણુને વગાડતા હતા અને સુંદર અવાજ કરતા હતા, તેવી રીતે અહિંઆં પણ ગાયો બનેલી તથા તેમના રખવાળ રૂપી ગોપીઓને પાછા બોલાવવાને કૃષ્ણ બનેલી ગોપીએ હાથમાં એક વેણુ લીધી અને પછી ખૂબ સરસ રીતે વગાડી, અને તે સાંભળીને આ ગાયો તથા તેમના ગોવાળ રૂપ ગોપીઓ એકદમ કૃષ્ણ બનેલી ગોપી પાસે જલદીથી દોડતાં પાછાં આવ્યાં; એટલુંજ નહિ પણ તેની પ્રશંસા કરી કે હે સખી, તું વેણુ વગાડવામાં તથા ક્રીડન કરવામાં ઘણીજ ચતુર છું, તારી વેણુનો રવ કેટલો સુંદર હતો. અમે ખરેખર તારાથી દૂર હતાં પણ તેં સૂર એવો સુંદર બજાવ્યો, કે તે સાંભળીને અમારું ચિત્ત ઠેકાણે રહ્યું નહિ. અમને તો તારી પાસેજ આવવાનું મન થઇ ગયું. તારી વેણુ સાંભળીને તો અમને સાક્ષાત્ આપણા કૃષ્ણ પ્રભુની વેણુનુંજ ધ્યાન થયું. તેથી તને કૃષ્ણરૂપ ધારીને અમે તારી પાસે જલદી આવતાં રહ્યાં; આ રીતે તેઓ તે ગોપીની પ્રશંસા કરવા લાગ્યાં. વેણુનાદમાં વિશારદતાની કસોટી સ્વર, તાન તથા મૂર્છના સહિત ગાન કરવાથી થાય છે. આ રીતે ગાન કરનારમાં સ્ત્રીઓની કામના થાય છે એવું કામશાસ્ત્રનું સૂત્ર છે. આ ગોપીએ કૃષ્ણ રૂપ થઇને એવી વિશારદતા દેખાડી એટલે આ ગોપીઓ તેની જાણે કામના કરતાં હોય તેવાં જણાયા. પણ પોતે અત્યારે ગાય રૂપ તથા ગોવાળીઆ રૂપ બનેલાં હોવાથી ને કામનાને બદલે તેની ઘણીજ પ્રશંસા કરવા લાગ્યાં.

---

એક વળી ક્રીડામાં કરેલી, પણ ભાગવતમાં નહી વર્ણવેલી લીલા કહીને તેની માફક ભાવના કરતી લીલા કરવા લાગી, તે કહે છે.

## मूलम्

**कस्यांचित्स्वभुजं न्यस्य चलंत्याहापराननु ।**
**कृष्णोऽहं पश्यत गतिं ललितामिति तन्मनाः ॥१९॥**

**अन्वयार्थ**—એક ગોપી જેનું મન ભગવાનમાં હતું તેણે બીજી ગોપીના ખભા ઉપર હાથ મુકીને ચાલતાં ચાલતાં અન્યને કહ્યું "હું કૃષ્ણ છું, જુઓ મારી ગતિ કેવી સુંદર છે."

**શ્રીસુબોધિનીજી**—અહિંઆં પણ પૂર્વની માફક ત્રણ યુગલ અને ચોથી આ છે. કૃષ્ણ બળરામ બનેલીનો બે યુગલ; "બહુ સારું છે" એમ પ્રશંસા કરનાર સહ વેણુનો નાદ કરનાર ત્રીજી અને અનિરુધ્ધ છે. કોઇએક ગોપરૂપ બનેલી ઉપર પોતાના ભુજને સ્થાપન કરીને

ચાલતી બીજી ગોપી રૂપને કહે છે "હે ગોપીઓ હું કૃષ્ણ છું. મારી લલિત ગતિ જુઓ" દોષના અભાવ માટે કહે છે કે તેનું મન કૃષ્ણમાં હતું.

**ટિપ્પણ**—૧ બબે ગોપીઓનું એક યુગલ ગણાય છે. એવાં ત્રણ યુગલ હતાં. વત્સ બનેલી તથા ગોપી બનેલીને મારનાર કૃષ્ણ અને બળરામ બનેલી બે ગોપીઓનાં બે યુગલ વેણુનાદ કરનાર કૃષ્ણ બનેલી ગોપી અને તેની પ્રશંસા કરનાર ગોપીનું યુગલ એ ત્રીજુ યુગલ; અને આ શ્લોકમાં કહી છે તે ચોથી.

**વિવેચન**—પછી એક ગોપીએ કૃષ્ણનો સંપૂર્ણ સ્વાંગ ધરીને તથા સુંદર ગતિથી ગમન કરતાં બીજાં ગોપીજનને કહ્યું "હે ગોપીઓ મારી સુંદર ગતિ કેવી છે તે અવલોકો" આ વખતે તે ગોપીનું મન કૃષ્ણમયજ બની ગયું હતું. અત્યાર સુધી ભગવાને કાયાથી જે જે લીલા કરી હતી તે કહી બતલાવી.

---

પ્રથમ કેવળ કાયિક[1] ચેષ્ટાજ કરી છે. હવે વાણીસહ. ફરીથી અન્ય રીતે તેના ચાર પ્રકારને કહે છે.

## मूलम्

**मा भैष्ट वातवर्षाभ्यां तत्त्राणं विहितं मया ।**
**इत्युक्त्वैकेन हस्तेन यतंत्युन्निदधेऽम्बरम् ॥२०॥**

**અનવાર્થ**—એકે કહ્યું "તમે પવન તથા વરસાદથી ભય પામશો નહિ. મેં તમારૂં તેમનાથી રક્ષણ કર્યું છે. આ પ્રમાણે કહીને એક હાથથી યત્ન સહિત પોતાના વસ્રને ઉંચું કર્યું.

**શ્રીસુબોધિનીજી**—આ ગોપી નિર્ગુણ છે. કોઇ ગોપીઓ, ગોપ, ગાય અને ગોપીરૂપ થઈ છે. તેમ વૃષ્ટિથી ભય પામતાં હોય તેવી દશામાં જોઈને તમે પવન તથા વરસાદથી ડરશો નહિ. મેં તમારૂં રક્ષણ કર્યું છે આ પ્રમાણે કહીને એક હાથથી વસ્રને લઇને પર્વતની માફક સ્થાપન કરતી ઉંચે મૂકવા લાગી. ગોવર્ધનની માફક યત્ન કરતી ધારણ કરવા લાગી.

**ટિપ્પણ**—૧ અત્યાર સુધી દેહથી ભગવાને જે જે ચેષ્ટાઓ કરી હતી. તે સર્વેનું અનુકરણ કર્યું. હવે વાણીથી કરેલી લીલાઓ કહે છે. ૨ ભગવાને વૃષ્ટિથી તથા પવનથી ભયભીત બનેલાં ગોપ-ગોપીઓ વગેરેનું ગોવર્ધન પર્વતને પોતાની ટચલી આંગળીથી ઉંચો કરીને રક્ષણ કર્યું હતું, તેમ અહિંઆં તે લીલાનું અનુકરણ કરીને એક કૃષ્ણ બનેલી ગોપીએ વસ્ત્ર ઉંચું કર્યું

**વિવેચન**—આ શ્લોકમાં ભગવાને વાણીથી વ્રજજનોનાં દુઃખ દૂર કરીને જે જે લીલાઓ કરી હતી; તે બધીનું અનુકરણ હવે કર્યું. આ સમયે અન્ય ગોપીજનોમાંથી કોઇ ગોપ બન્યાં, કોઈ ગોપીઓ થઇ, કોઇ ગાય,-વાછરડાં વગેરે બન્યાં. આ બધાં વૃષ્ટિથી જાણે ભય પામતાં હોય એવાં દેખાયાં, તેથી કૃષ્ણ બનેલી એક ગોપીએ કહ્યું તમે ડરશો નહિ. હું તમારૂં રક્ષણ કરવાને હાજર છું. મારી આગળ ઇંદ્રનો કશો હિસાબ નથી." એમ કહીને

તેમને આશ્વાસન આપ્યું. અને પછીથી ટચલી આંગળીથી ગોવર્ધન પર્વતને ઉંચકતાં હોય તેમ એક વસ્ત્રને ઉંચું કર્યું આ ચેષ્ટા નિર્ગુણાની છે.

અહિંઆં ગોવર્ધન લીલા કરવામાં એ રહસ્ય સમજાય છે કે નિરોધ સિદ્ધિમાં જેમ અવિદ્યાકૃત દોષોને ત્યજવા જોઈએ, તેમ બીજા પણ દોષો દૂર કરવા જોઇએ. પ્રભુને મેળવવાનો ઉપાય ભક્તિ છે, પણ તે ભક્તિ સ્નેહમાં કોઇ પણ વ્યભિચાર હોવો ન જોઇએ. તે પ્રભુ તરફજ ઢળવી જોઇએ. જેમ પત્ની અનન્ય ભાવથી પોતાના પતિને ભજે છે, તેમ ભકતે પણ પ્રભુને ભજવા જોઈએ. પતિ સિવાય જો પત્ની બીજામાં પોતાનું ચિત્ત પરોવે તો તે પુંશ્ચલી ગણાય. તેવી સ્ત્રી પોતાના પતિની સાથે દામ્પત્યજીવન ભોગવી શકતી નથી, તેમ તેની પ્રીતિની મધુરતા પણ ચાખી શકતી નથી, તેમ ભકતોએ પણ પ્રભુને તે ભાવથી ભજવાના છે, પણ તે ભાવ કેવલ પ્રભુ તરફજ હોવો જોઇએ. તે અન્યગામી બનવો ન જોઇએ. ગોપીજનો નિરોધસિદ્ધિની દશામાં હતાં. આ સ્થિતિમાં યત્કિંચિત્ પણ જો અન્યાશ્રય તેમનામાં આવે તો તેમની નિરોધસિદ્ધિને નષ્ટ કરી મૂકે. તેમની ભકિત એક નિશ્ચલ આશ્રયવાળી થાય માટે આ લીલા કરી છે. ઈંદ્ર ગમે તેવો બળવાન હોય; દેવોનો તે રાજા હોય તો પણ પ્રભુથી તે અધિક નથીજ. માટે દુનિયામાં ગમે તે દુઃખો આવી પડે તો પણ કાયર નહિ થતાં પ્રભુ સિવાય બીજાથી ડરી જવું નહિ. પ્રભુ ભકતોએ નિર્ભય રહેવું, અને પ્રભુ સર્વ કર્તા હર્તા છે. પ્રભુજ અમારા રક્ષક છે એમ સમજીને તેમનોજ આશ્રય કરવો. એવો આશ્રય કરનારને પ્રભુ સહાય્ય કરે છે. ઈંદ્ર વર્ષાવેલી વૃષ્ટિથી ત્રાસ પામેલાં ગોપ અને ગોપીઓનું ભગવાને રક્ષણ કર્યું. તેમ ભગવાન દરેક ક્ષણે રક્ષણ કરવાને તૈયાર છે. પણ જો એક આશ્રય અને શ્રદ્ધા રહે તોજ. માટે હે સખીઓ આપણે કોઇ પણ રીતે ડરવું નહિ. આપણે આપણા રસમાં મસ્ત બનીને પ્રભુનો એક આશ્રય રાખીશું તો જરૂર પ્રભુ પ્રકટ થશેજ અને દર્શનનું સુખ આપશે. આ રીતે તેઓ પ્રભુનાંજ છે, એ વસ્તુ આ લીલાથી તેમણે જણાવી. વળી આથી એવું પણ સૂચન કરાયું છે કે જેમ ઇંદ્રનો દર્પ ભગવાને હર્યો તેવી રીતે જો આપણામાં થોડો પણ દર્પ રહેશે તો પ્રભુ કદી પણ આપની પાસે આવશે નહિ. માટે આપણે ગર્વ અગર દર્પ નહિ કરતાં દૈન્યભાવ રાખીને પ્રભુપ્રતિ આપણે સ્નેહ દર્શાવવો. આ રીતે ગોવર્ધનોદ્ધારણ લીલા કરવાથી તેમને પ્રભુના માહાત્મ્યનું સંપૂર્ણ જ્ઞાન થયું, અને તેથી તેમનો સ્નેહ હવે સુદૃઢ બન્યો, એટલું નહિ પણ એ સર્વથી અધિક થયો. અર્થાત્ ભક્તિમાર્ગના ધર્મનું પોષણ કર્યું.

સાત્વિકીની ચેષ્ટા કહે છે.

---

**मूलम्**

**आक्रम्यैकां पदाक्रम्य शिरस्याहापरां नृप ।**
**दुष्टाहे गच्छ जातोऽहं खलानां ननु दंडधृक् ॥२१॥**

**अन्वयार्थ**—એક ગોપી બીજીના ઉપર ચઢીને પગથી તેના મસ્તકને દબાવીને, હે રાજા ! આ પ્રમાણે અન્ય ગોપીઓને કહે છે "હે દુષ્ટ સર્પ, અહિંથી દૂર થા. હું શઠને નકકી દંડ આપનારો છું."

**શ્રીસુબોધિની**—એક ઉપર ચઢીને, પગથી તેના શિરને દબાવીને પાદાઘાત કર્યો. "નૃપ" એ સંબોધન વિશ્વાસને માટે છે. આ લીલા કઠિન છે, અથવા ઉપર વૃક્ષ શાખાનું અવલમ્બન કરીને તે પ્રમાણે કર્યું. વસ્તુતઃ તો જે લીલા પ્રભુએ એ પ્રમાણે કરી છે, તે તે પ્રમાણે આવિર્ભાવ પામતી જાય છે. તેથી અહિંઆં અવલમ્બન નથી તો પણ તેમાં અનુપપત્તિ નથી ! હે દુષ્ટ સર્પ! તું કાલીયનાગ છું. તું અહિંથી જા. કારણ કે હું ખલોને દંડ આપનાર છું. "નનુ" શબ્દ અમારણ માટે છે.

---

**મૂલમ્**

**तत्रैकोवाच हे गोपा दावाग्निं पश्यतोल्बणम् ।**
**चक्षुंष्याश्वपिदध्वं वो विधास्ये क्षेममञ्जसा ॥२२॥**

**अन्वयार्थ**—ત્યાં એકે કહ્યું. હે ગોપો આ ભયંકર દાવાગ્નિ જુઓ. સત્વર તમારાં નેત્રો મીંચી દો, હું તમારૂં કલ્યાણ તરત કરીશ.

**શ્રીસુબોધિની**—એક ગોપી રાજસી થઇ અને (શ્લોકમાં) કહ્યા પ્રમાણે બોલી. કેટલીક ગોરૂપ થઈ તથા કેટલાંક ગોપ બન્યાં. એક જે કૃષ્ણરૂપ હતી તેણે કહ્યું–હે ગોપો દાવાગ્નિને જૂઓ. વિરહથી તેણે દાવાગ્નિને જોયો, અથવા ભાવનાથી તે પ્રમાણે કલ્પ્યો. આ સર્વ ક્રીડા ભગવદ્રુપ આવેશ કરે છે. તેથી દાવાગ્નિનું પણ દર્શન થયું છે. અન્યોનો અમૂક રૂપને લીધે તેનામાં (કહેનારી ગોપીમાં) ભગવદ્ભાવનો અભાવ હોવાથી તેમણે [1]પ્રાર્થના કરી નથી. એ રીતે વાયુ અને વર્ષાદના સ્થાને પણ છે. અતિમત્તને ભગવદ્ભાવ હોવાથી તે લીલામાં આવેશ છે તેથી તેનું (તે લીલાનું) દર્શન થવું.

**ટિપ્પણ**—૧ અહિંઆં આશય એ છે કે પહેલાં જ્યારે ભગવાને આ લીલા કરી હતી, (ત્યારે ગોપોએ પ્રથમ દાવાગ્નિ જોયો હતો અને તેનું નિવારણ કરવાને પ્રભુને પ્રાર્થના કરી હતી. તો અહિંઆ શામાટે અન્ય ગોપીઓ જે ગોપ બની છે તે એ દાવાગ્નિ જોતાં નથી તથા તેના નિવારણને માટે પ્રાર્થના કરતાં નથી. એવી શંકા કોઇને થાય તેટલા માટે એનો ખૂલાસો સુબોધિનીમાં આપ્યો છે (દવાગ્નિ નિવારણ માટે જૂઓ ભાગવત અધ્યાય ૧૬ મો) આનો ખૂલાસો એવો છે કે અતિ વિગાઢ ભાવવાળાં ગોપીજનમાંજ ભગવદ્ભાવ સ્ફુરે છે. તેવી ગોપીના હૃદયમાં વિરહાગ્નિ પ્રકટ સ્વરૂપ પકડે છે. માટે વિરહ ભાવવાળી ગોપીજ તે દવાગ્નિને દેખે છે. વળી પ્રથમ જેમ ભગવાને ગોપ વગેરેનું પાલન કર્યું હતું તેમ આ વખતે (દવાગ્નિ) કાળે પણ તેમણે કરવું જોઇએ એમ જાણીને સ્વામિનીએ રક્ષણ કર્યું.

**વિવેચન**—આ શ્લોકમાં ભગવાને દવાગ્નિની શાન્તિ ૧૬ મા અધ્યાયમાં વર્ણવ્યા પ્રમાણે કરી હતી, તે લીલાનું અનુકરણ પણ તેમણે કર્યું એમ કહ્યું છે, પણ તે લીલામાં ગોપોએ પ્રથમ દવાગ્નિને જોઇને તેના નિવારણ માટે પ્રભુની પ્રાર્થના કરી હતી; અહિંઆં તે ક્રમ નથી. તેનું કારણ એટલુંજ છે કે જે ગોપીનામાં પ્રભુ માટેનો અત્યન્ત વિરહ થયેલો છે, તેજ વિરહમાં દવાગ્નિને જુએ છે અને તેથી તેજ પોતે કૃષ્ણ રૂપ બનીને અન્યને કહે છે કે જુઓ આ દવાગ્નિ કેવો પ્રચણ્ડ સળગી રહ્યો છે; પણ હું એને હમણાં શાન્ત કરીશ, માટે

તમે કોઈ પણ ગભરાશો નહિ. ત્રિવિધ નામાવલીની ટીકા પ્રમાણે દાવાગ્નિ એટલે આત્મદોષ છે. પ્રભુ તરફ રતિભાવ સિદ્ધ થાય માટે આત્મદોષ સ્ફુરવો જોઈએ; એ દોષ સ્ફુરતાં પોતાનામાં પ્રભુ તરફનું દાસત્વ આવે છે. આ રીતે દાસ્યભાવ થાય તો પ્રભુ પોતાની શરણે આવેલાંની રક્ષા કરે છે, આ સૂચવવાને માટે દાવાગ્નિનું પાન અહિંઆં કરે છે.

---

શુકદેવજી તાપસીને હવે કહે છે.

**मूलम्.**

**बद्धान्यया स्रजा काचित् तन्वी तत्र उलूखले ।**
**भीता सुदृक् पिधायास्यं भेजे विडम्बनम् ॥ २३**

—**अन्वयार्थ**—એક કૃશ, સુંદર નેત્રવાળી ગોપી બીજીની માળાથી ખાંડણીયે બંધાઈને બ્હીની અને પોતાનું મુખ ઢાંકીને આડંબર કરવા લાગી.

**श्रीसुबोधिनी**—ખાંડણીએ એક ગોપીએ બીજીને માળાથી બાંધી. ખાંડણીયા રૂપ પણ એક ગોપીજ થઇ. બીજી પણ યશોદા રૂપ થઇ ત્યારે ભયભીત બનીને ઉત્તમ દૃષ્ટિવાળી તેણે મુખને હાથથી સંપૂર્ણ ઢાંકીને ભીતિનુ અનુકરણ કર્યું. અહિંઆં [૧] ક્રમમાં ગુણજ પ્રયોજક છે. તે તે અધિકાર અનુસારથી તે તે લીલાઓનો પ્રાદુર્ભાવ થયો. ભગવદ્ વશીકરણાન્ત લીલા તેમને ભાવનીય છે. નહિતો ઉલુખલ લીલાજ કરે નહિ. આથી વિશેષ કરવાનું નથી. માટે લીલામાં વિરતિ છે. આ રીતે લીલા ભાવ ઉત્પન્ન કરીને વક્તવ્ય ભગવદ્ભાવમાં ભગવાનની ભીતિની અનુકરણ રૂપ લીલામાં સર્વ લીલા તિરોધાન પામી. પછીથી પહેલાંની માફક ફરીથી પ્રશ્નજ થયો. એ પ્રશ્ન જ્ઞાન રૂપ છે. પણ આ આવેશથી છે; માટે સંવેદન રહિત છે. માટે આનો ઉપસંહાર નથી.

**टिप्पण**—૧ અહિંઆં પૂતના પયઃપાન, શકટ ભંગ વગેરેમાં દર્શાવેલો ક્રમ ગોવર્ધનો દ્ધરણ વગેરે લીલામાં શાથી નથી તો તેના વિષેનો ખૂલાસો કર્યો છે. જે લીલાનું અનુકરણ કરવામાં આવે છે તેમાં કેવલ ચિત્તના ગુણોજ પ્રયોજક (હેતુ) છે. તેથી અધિકારી પ્રમાણે ભાવનાથી જુદી જુદી લીલાનો પ્રાદુર્ભાવ થાય તો તે ગોપીજનોને ભગવાનને વશ કરવા રૂપ ફલ મળે; કારણકે વશ થયેલા પ્રભુએજ પછી પગલાં દર્શાવ્યાં છે. માટે ભગવાનની ઇચ્છાથીજ પ્રારબ્ધ ક્રમનો ત્યાગ થયો છે.

**विवेचन**—આ શ્લોકમાં ઉલુખલ લીલા કેવી રીતે કરી તેનું વર્ણન કર્યું છે. આ બધી લીલાઓમાં શરૂઆતમાં જે ક્રમ જણાતો હતો તે પાછળથી નથી જળવાયો. કારણકે શ્લોક ૧૫-થી શ્લોક ૧૯ સુધીમાં પૂતનાવધ, શકટભંગ, તૃણાવર્ત વધ, વત્સપાલન લીલા વગેરે લીલા ભાગવતમાં વર્ણવ્યા પ્રમાણે ક્રમપૂર્વક કરી છે, પણ શ્લોક ૨૦થી વાકૃ લીલામાં ક્રમ જળવાયો નથી કારણકે તેમાં ઉલુખલ લીલા પ્રથમ જોઇએ અને ગોવર્ધનોદ્ધારણ લીલા એ અન્તિમ જોઇએ પણ તે ક્રમ અહિંઆં જળવાયો નથી. તેનું કારણ એછેકે આ લીલાઓ જે અહિંઆં કરવામાં આવે છે તે બધામાં ચિત્તના ગુણોજ હેતુ રૂપ છે. તેને

અનુસરીનેજ લીલાનો પ્રાદુર્ભાવ થાય છે. આ રીતે પ્રાદુર્ભાવ પામેલી લીલાનું ફળ ભગવાનને વશ કરવાનું છે. વાચિક લીલાઓ ચિત્તના ગુણ પ્રમાણે-ભાવના પ્રમાણે કરી છે એટલે પૂર્વના ક્રમનો ત્યાગ અહિંઆં થયો છે. આ રીતે ક્રમ પ્રમાણે લીલા નહિ કરતાં ગમે તે ક્રમથ્રુ કરવાનું કારણ તે ગોપીજનના ગુણો છે. તેમના ચિત્તમાં જેવી ભાવનાઓ થાય છે તે પ્રમાણે અહિંઆં લીલા કરે છે; કારણ કે આ લીલાઓ કરવાનો હેતુ ભગવાનને વશ કરવાનો છે. ભગવાન પ્રસન્ન કેમ થાય અને અમારા ઉપર કૃપા કેવી રીતે કરે તે જાણવાની ઈચ્છાએ આ લીલાઓ તેમણે ગુણ પ્રમાણે કરી છે. આ લીલા એમણે છેલ્લામાં છેલ્લી કરી. તેમણે જે લીલા અત્યાર સુધી કરી તે આવેશમાં કરી, પણ હવે તેમને જણાયું કે સ્ત્રી ભાવથી ભગવાન વશ થતા નથી પણ માતૃભાવની માફક ઉપાધિ વગરનો પ્રેમ જો હોય તો પ્રભુ વશ થાય, એમ જાણીને ઉલૂખલ લીલા છેલ્લામાં છેલ્લી કરી.

---

પૂર્વે "[1]इत्युन्मत्तवचः" એ વાકયનો ઉપસંહાર કર્યો છે. પ્રશ્નનો ઉપસંહાર કર્યો નથી માટે [2]હમણાં મધ્યમાં લીલાનું કથન કરીને તેના તિરોધાન સમયે ફરીથી વૃન્દાવનની લતાઓ તથા વૃક્ષોને કૃષ્ણ સંબંધી પૂછવા લાગ્યાં.

## मूलम्

**एवंकृष्णं पृच्छमाना वृन्दावनलतास्तरून्।**
**व्यचक्षत वनोद्देशे पदानि परमात्मनः ॥२४॥**

**अन्वयार्थ**—આ રીતે વૃન્દાવનની લતાઓ તથા વૃક્ષોને કૃષ્ણ સંબંધી પૂછતાં તેમણે વનના પ્રદેશમાં પરમાત્માનાં પગલાં અવલોકયાં.

**श्रीसुबोधिनी**—ત્યારે ઉત્તર ન મળ્યો. એટલે ભગવાને પોતે પ્રવેશ કરીને તેમનો મોહ દૂર કરીને સર્વ નિવેદન કર્યું એવું કહેવામાં આવે છે. [3]તાપના નિવારણ માટે અન્વેષણ લીલાનો આવેશ, તથા ભગવાનનો આવેશ એ ત્રણ હોય છે. તેમાં પ્રશ્ન અંગ હોવાથી તેજ અહિંઆં ફરીથી કહેવાય છે. વૃન્દાવનની લતાઓ તથા વૃક્ષોને કૃષ્ણ સંબંધી પૂછવા લાગ્યાં. પછીથી વનભૂમિમાં ભગવત્પદને પણ નિહાળ્યાં. પદોથી પરમ પુરુષાર્થતાનું સૂચન કર્યું છે. [4]ભગવદાવેશમાં સર્વજ્ઞતા થાય છે. અને તેમનું કાર્ય ભગવત્પદનું દર્શન છે. '**तद्विष्णोः परमंपदं सदा पश्यन्ति सूरयः** ( તે વિષ્ણુના પરમ પદને સર્વજ્ઞો સર્વદા અવલોકે છે એવી શ્રુતિ છે.

**टिप्पण**—૧ શ્લોક ૧૪ માં કહેલા વાકયનો ઉપસંહાર અહિંઆં કર્યો છે. ગોપીઓ ઉન્મત્ત વચનો કેવી રીતનાં બોલ્યાં તેનો ઉપસંહાર છે. ૨ મધ્યમાં શ્લોક ૧૪-૨૩ સુધીમાં ભગવાનની લીલાનું અનુકરણ ગોપી જનોએ કર્યું તે વર્ણવ્યું છે. ૩ ભકતના હૃદયમાં પ્રભુ માટે જે તાપ થાય તેનું નિવારણ ત્રણ ઉપાયથી થઈ શકે છે. પ્રભુ માટે અન્વેષણ કરવું, પ્રભુની લીલાનું અનુકરણ કરવું, અથવા સાક્ષાત્ પ્રભુનો આવેશ થાય તોજ તાપની નિવૃત્તિ બને છે, અન્યથા નહિ. ૪ ભગવાનનો આવેશ થતાં સર્વજ્ઞતાનો ભાવ સ્ફુરે છે, પોતે સર્વ જાણતો થાય છે.

**विवेचन**—ઉપર પ્રમાણે ભગવાનની લીલાઓનું અનુકરણ જુદા જુદા ભાવથી ગોપીજનોએ કર્યું, છતાં પણ પ્રભુ તેમની સમક્ષ પ્રકટ થયા નહિ, આથી તેમણે પુનઃ વૃન્દાવનની લતાઓ તથા વૃક્ષોને કૃષ્ણ વિષે પૂછવા માંડયું. કારણકે અન્વેષણથી તાપની શાન્તિ થાય છે, લીલાના આવેશથી તથા ભગવદાવેશથી તો એ તાપની અસ્ફૂર્તિ બને છે, માટે પુનઃ પ્રશ્ન કરવાનું તેમણે વાસ્તવિક ધાર્યું. આ રીતે અન્વેષણ કરતાં તેમણે પ્રભુના પદનાં દર્શન કર્યાં. પદદર્શનથીજ તેમના પરમ પુરુષાર્થની સિદ્ધિ થઇ. કારણ કે જ્યારે તેમનામાં ભગવદાવેશ થયો ત્યારે સર્વજ્ઞતાનો ભાવ તેમનામાં સ્ફુર્યો અને આમ થવાથી તેનું ફલ પ્રદર્શિત થયું. સર્વજ્ઞતાનું ફળ પ્રભુના ચરણની પ્રાપ્તિ છે એવું શ્રુતિ પણ જણાવે છે. **तद्विष्णोः परमंपदं सदा पश्यन्ति सूरयः ॥** ભક્તો તે વિષ્ણુના પરમપદને સદા અવલોકે છે. આ રીતે તે ગોપીઓ એ ઉન્મત્ત દશામાં શું કર્યું, તેનો ઉપસંહાર અહિંઆં સુધી કર્યો છે. પણ તેઓએ વૃક્ષો વગેરેને શું પૂછયું તેનો ઉપસંહાર કર્યો નથી. માત્ર પ્રથમ ઉન્મત્ત નરીકે શું કર્યું તે ઉપર જણાવ્યું. પ્રથમ વનમાં બધે તેમણે તપાસ કરી વૃક્ષો—લતાઓ—પૃથ્વી—હરિણી વગેરેને પૂછયું પણ ત્યાંથી કંઇ પણ સમાચાર મળ્યા નહિ. એટલે તેમણે ભગવાનની લીલાનું અનુકરણ કરવા માંડયું. અને તેથી પણ પ્રભુનાં દર્શન તેમણે ન કર્યાં એટલે પુનઃ પ્રશ્ન કરવામાં રોકાયાં. પુનઃ પ્રશ્ન કરવાનું કારણ એજ છે કે પ્રશ્ન અંતરંગ છે. તે ભાવની સાથે સંબંધ કરાવનાર છે.—પ્રભુ સાથેનું અનુસંધાન એનાથી કાયમ રહી શકે છે. માટે લતા તથા વૃક્ષોને ફરીથી પૂછે છે. અને આ રીતે પૂછતાં એમને પ્રભુના પાદનાં દર્શન થાય છે. પદદર્શન ભક્તોને પરમપુરુષાર્થ રૂપ છે. માત્ર સર્વત્ર પુરુષોજ પરમપદનાં દર્શન કરી શકે છે. આ ગોપીકામાં ભગવદાવેશને લીધે સર્વજ્ઞતા આવી હતી, એટલે તેના ફળરૂપ પદનાં દર્શન કરી શકયાં.

---

આ પણ પહેલાંની માફક દશ પ્રકારનાં છે, તેથી તેમનાં વચન પણ તેટલાં છે. પ્રત્યક્ષ યોગ્ય પદો સર્વથી જોવાય છે માટે તેમને યાથાત્મ્ય જ્ઞાન થવું જોઇએ. માટે કહે છે.

## मूलम्

**पदानि व्यक्तमेतानि नन्दसूनो महात्मनः ।**
**लक्ष्यन्ते हि ध्वजांभोजचक्रांकुशयवादिभिः ॥२५॥**

**अन्वयार्थ**—આ પદો મહાત્મા નંદપુત્રનાં છે એ નિઃસંશય છે. ધ્વજ, કમળ, ચંદ્ર અંકુશ, તથા યવ વગેરેથી તેનું અનુમાન થાય છે.

**श्रीसुबोधिनीजी**—આ પગલાં નંદપુત્રનાં છે એમાં સંશય નથી. ચિહ્નથી પદનું વિશેષ જ્ઞાન થાય છે. પણ ચિન્હોજ હોઈ શકે એમ શંકા કરીને તેનો સંભવ દર્શાવે છે. ભગવાન્ મોટાના પણ આત્મા છે તથા બ્રહ્મરૂપ છે. તેમનાં તે તે કાર્ય માટે પદમાં ચિન્હ હોય છે, અહિંઆં પણ એ ચિન્હોનો ઉપયોગ છે, માટે તેની અભિવ્યક્તિ કરી છે. તે ચિન્હોનું અનુમાન તેના અસાધારણ ધર્મથી કરાય છે. એમ કહે છે લોકમાં પણ આ પ્રકારનો અર્થ પ્રસિદ્ધ છે એવી સંમતિ છે. ધ્વજનું સ્થાપન ભક્તોના નિર્ભય વાસ્તે માટે છે, કમળનું



સ્વામિનીજી ભગવાનને કહે છે, " હે પ્રિય ! મારાથી ચલાતું નથી. માટે મને ઇચ્છામાં આવે ત્યાં તેડી જાઓ. '

( અ. ૨ શ્લો. ૩૫ )



ભગવાન સ્વામિનીના કેશપાશમાં પુષ્પો મૂકીને ગુંથે છે.

( જુઓ અ. ૨. શ્લોક ૨૩ )

સ્થાપન સુખથી સેવ્યત્વને લીધે છે. ચક્રનું સ્થાપન રક્ષાને માટે છે. મનના નિગ્રહને માટે અંકુશનું સ્થાપન છે. યવ કીર્તિની સિદ્ધિ માટે છે. વજ્ર વગેરેનો અર્થ આદિ શબ્દથી જણાય છે, અને તે પાપ પર્વત વગેરેના નિરાકરણ માટે છે.

**टिप्पण**—(૧) ચિન્હ ઉપરથી જાણી શકાય છે કે અહિંઆં પદાકૃતિઓ છે: (૨) પોતાની કાર્યશક્તિનો પ્રતાપ દર્શાવવાને પ્રભુના પદમાં ચિન્હો હોય છે.

**विवेचन**—પ્રભુના પાદનાં દર્શન કરતાં, તે પાદ પ્રભુનાજ છે. એવી તેમની ખાત્રી થઇ, અને તે પાદને તેઓ બરાબર રીતે નિહાળવા લાગ્યાં. તેમનાં દરેક ચિન્હને બારિકાઇથી જોવા લાગ્યાં, તો તેમને માલુમ પડયું કે આ ચિન્હોમાં ધ્વજ, કમળ, ચક્ર, અંકુશ તથા યવ વગેરે હતાં આથી તેમની ખાત્રી થઇ કે આ પગલાં પ્રભુનાંજ હોઇ શકે અન્ય કોઇનાં નહિ. કારણ કે એ ચિન્હો પ્રભુની કાર્યશક્તિનાં સૂચક હતાં. ધ્વજ એ ભકતોને પ્રભુ નિર્ભયતા આપનાર છે એમ જણાવે છે. કમળ એવું સૂચવે છે કે પ્રભુ સુખથી સેવાય છે. ચક્રનું ચિન્હ ભકતોનું રક્ષણ કરવાને પ્રભુ તૈયાર હોય છે એમ જણાવે છે. અને જો કે પ્રભુ અનેક પ્રકારની ક્રીડા તથા લીલાઓ કરે છે, છતાં એમને તો કોઇ પણ મનોવાંછના કે અભિલાષા નથી, તેમના મન ઉપર સર્વદા નિગ્રહ હોય છે એવું જણાવવાને અંકુશ ચિન્હ છે, અને યવ કીર્તિની શુદ્ધિ સૂચવે છે. આ રીતે જૂદા જૂદા પ્રભુની ક્રિયાશક્તિના જ્ઞાપક ચિન્હોથી વિભૂપિત બનેલી પદાકૃતિઓ જોઇને તેમના આનન્દનો પાર રહ્યો નહિ.

---

આ પ્રમાણે અસાધારણ ધર્મોથી પદનો નિશ્ચય કરીને તે માર્ગે થઇને ગમાં એવું કહે છે.

## मूलम्

**तैस्तैः पदैस्तत्पदवीमन्विच्छन्त्योऽग्रतोऽबलाः ।**
**वध्वाः पदैः सुपृक्तानि विलोक्यार्ताः समब्रुवन् ॥२६॥**

**अन्वयार्थ—તે તે પગલાંથી ભગવાનના માર્ગને શોધતાં અબલાઓ આગળ આવ્યાં. અને કોઇ ગોપીનાં પગલાં સાથે ભગવાનના પદ મળેલા જોઇને ખેદ પામતાં અંદર અંદર બોલ્યાં.**

**श्रीसुबोधिनीजी**—જ્ઞાનનું ક્રિયા સુધી પર્યવસાન હોય છે તેથી ક્રિયાનું નિરૂપણ કરાય છે. ભગવાનના પગલાને શોધતાં આગળ [૧]અબળા થયાં, અર્થાત્ પદનું અન્વેષણ કરીને માર્ગે ચાલવા લાગ્યાં. મધ્યમાં તેમનો પ્રતિબન્ધ કહે છે: જો તેમને મત્સર દોષ ન થાય તો નિકટ જાય. પણ દોષને લીધે કુણ્ઠિત થાય છે તેથી કહે છે. કોઇ એક ગોપીકાના પાદ-પંક્તિના આકારમાં મિશ્રથયેલાં ભગવાનનાં પદને જોઇને આર્ત થયાં ત્યારે અન્યોઅન્ય આ પ્રમાણે બોલ્યાં. જ્ઞાન અને ક્રિયાનું ઉપસર્જન કરીને વાણીમાં પ્રતિષ્ઠિત થયાં. નહિ તો શિઘ્રગતિમાં ભગવાન્ પ્રત્યક્ષ થાય.

**टिप्पण**—૧ દેહના અનુસંધાન વાળાં થયાં

**વિવેચન**—આ ચિન્હો ઉપરથી ખરેખર જણાય છે કે આ પદાકૃતિ પ્રભુની છે, એમ નિશ્ચય જ્ઞાન થતાં પ્રભુ આટલામાંજ છે એમાં કોઇ પણ શંકા નથી; એમ તેમણે ધાર્યું કારણકે જ્ઞાન હમેશાં ક્રિયામાં મુકવું જોઇએ, એટલે એમને થયેલા જ્ઞાન ઉપરથી તેમણે આગળ તપાસ કરવા માંડી. એ પદ પંક્તિ જોતાં જોતાં ચાલ્યાં. પણ એટલામાં તેઓ એકદમ અટકી પડયાં. અટકવાનું કારણ એ હતું કે તેમણે બીજી પદાકૃતિ ત્યાં આગળ પડેલી જોઇ. તે જોતાંજ તેમનામાં મત્સર દોષ જણાયો, આ મત્સર દોષ ને લીધે તેઓ આગળ જઇ શકયાં નહિ: નીકર તેઓ શીઘ્ર ભગવાનની સમીપ જાત. અન્યનાં પદ જોઇને તેઓ આર્ત થયાં અને દીનવાણીથી એક બીજા તરફ કહેવા લાગ્યાં,

---

તેમનાં અસૂયા પૂર્વક વાકયો કહે છે

## मूलम्

**कस्याःपदानि चैतानि याताया नन्दसूनुना ।**
**असंन्यस्तप्रकोष्ठायाः करेणोः करिणा यथा ॥२७॥**

**अन्वयार्थ**—જેમ હાથી હાથણીના ખભાપર પોતાની સૂંઢ પ્રસારે છે તેમ નંદજીના પુત્રે જેના ખભાપર હાથ મૂકયો છે એવી કોક જનારનાં આ પગલાં છે.

**श्रीसुबोधिनी**—અહિઆં પુરુષનો સંભવ નથી તેમજ અન્ય ગામની સ્ત્રીઓ પણ હોઇ શકે નહિ માટે અમારામાંથી કોઇ એકનાં પગલાં હશે.

પ્રશ્ન [1] અન્યના પરિછેદથી વિશેષ જ્ઞાન માટે છે. શંકા–આ પદમાં લક્ષણો છે. "… થી" ભગવાન્ તથા તેમની ચેષ્ટાના જ્ઞાપક ચિન્હો પણ કહેવાય છે તે તો નંદના પુત્ર સાથે ગઇ છે; નહિતો ભગવાન ગમન ન કરે. તેજે ઘણું કરી ભગવાનને દોરી ગઇ છે. [2] તેમની સરખામણીમાં તે ગોપીનું મોટું ભાગ્ય છે એમ કહે છે. તેણે ખભાપર બાહુનો ભાગ (પ્રકોષ્ટ) ટેકવ્યો છે. એ પ્રકોષ્ટ ભગવાનનો છે અને કરતલ પછીનો છે. તેટલા કરથી ક્વચિત્ સબંધનુ પણ સૂચન કર્યું છે. તેટલુજ બંનેના ચરણનું નૈકટય છે. વળી [3] મધ્યમાં તે બન્નેના રસનો આવિર્ભાવ પણ થાય છે, એ વાત દ્દષ્ટાન્તથી કહી છે જેમ હાથી હાથણીના ખભા ઉપર સૂંઢ મૂકે ત્યારે બન્નેના પદ મળે છે અને સંમુખ થાય છે અથવા એક બીજાના કંઠને અડાય છે તેમ [4] સ્પર્શ સુખજ પ્રધાન છે તેટલા માટે હાથીનું દ્દષ્ટાન્ત આપ્યું છે.

**टिप्पण**—૧ આ પ્રશ્ન આ પગલાં અન્ય ગોપિકાઓના નથી પણ અમૂકનાં જ છે એમ વિશેષ જ્ઞાનના નિશ્ચય માટે છે ૨ અમારી સરખામણીએ આ ગોપી ભાગ્યશાળી છે. ૩ ગોપી તથા પ્રભુનાં પગલાંની વચ્ચે રસનો આવિર્ભાવ થયેલો જણાય છે.–અર્થાત્ તેઓ રસિક ક્રિયા કરતાં લલિત ગતિએ ગમન કરતાં આ રસ્તે બન્ને સીધાર્યા છે ૪ હાથી તથા હાથણીની માફક બન્ને જણાએ સ્પર્શ સુખનો અનુભવ કર્યો છે (હસ્ત અને, અંસ–ખભા સાથેના સ્પર્શથી)

**વિવેચન**—તે પગલાં જોઇને તેમણે વિચાર કર્યો કે આ સ્થળે કૃષ્ણ સાથે બીજો કોઇ પણ પુરુષ આવ્યો હોય તે સંભવતું નથી' તેમ કોઈ બીજા ગામની (ગોકુળ સિવાયની) સ્ત્રી હોય તે સંભવતું નથી. માટે અમને માનવાને કારણ મળે છે કે આ કોઇ આપણા-માંની સ્ત્રીનાંજ પગલાં છે. આ પગલાંનાં ચિન્હો ઉપરથી ભગવાને તેની સાથે શીશી ચેષ્ટાઓ કરી તે જણાઈ આવે છે. આ ગોપીજ ભગવાનને અહિં થઇ દોરી ગયેલી છે. આ બન્નેનાં ચરણ બહુ નજીક નજીક પડેલાં છે તે ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે ભગવાને તેમનો પ્રકોષ્ટ તેના ખભા ઉપર મૂકેલો હોવો જોઇએ. તેમનાં ચરણની વચ્ચે કરેલી ચેષ્ટાઓમાં અનુભવેલો રસ પણ પ્રકટ પણે જણાય છે. ખરેખર આ પગલાં હાથિણી ઉપર હાથી પોતાની સૂંઢ મૂકે તે વખતે જેવાં હોય તેવાંજ છે. હાથીની માફક આ બન્નેએ સ્પર્શ સુખનો અનુભવ કરેલો હશે

---

આ રીતે ત્રણ પ્રકારનાં ગોપીઓ જણાવ્યાં. ગુણાતીતાનાં બે વાક્યો છે. દોષના અભાવનું પ્રતિપાદક વાક્ય તથા ગુણનું પ્રતિપાદક વાક્ય. **તામસ-તામસી** ભગવાનથી આવેશવાળી નથી થતી.

## मूलम्

**अनयाराधितो नूनम् भगवान्हरिरीश्वरः ।**
**यन्नो विहाय गोविंदः प्रीतो यामनयद्रहः ॥२८॥**

**અન્વયાર્થ**—આ ગોપીએ ખરેખર ભગવાન્ હરિ જે ઇશ્વર છે તેમનું આરાધન કર્યું છે કારણ કે પ્રસન્ન થયેલા ભગવાન્ આપણો ત્યાગ કરીને તેને એકાન્તમાં લઈ ગયા છે.

**શ્રીસુબોધિની**—તેમાં[1] પ્રથમ તેની સાથે વિશેષ રમણમાં તે ગોપીનું ભાગ્ય તથા પુણ્ય હેતુરૂપ છે. આણે ખરેખર હરિનું આરાધન કરેલું હોવુ જોઇએ. જો કે આપણે પણ આરાધન કર્યું છે પણ [1]નિશ્ચયપૂર્વક કર્યું નથી. જો કે [3]આરાધન નહિ કરનારને પણ ભગવાન્ ફલરૂપ હોવાથી તેમનો ભગવાનની સાથેના સંબંધનો સંભવ છે. આરાધન કરવાથી ફલ પોતાને વશ થાય છે. તેમાં પણ તારતમ્ય છે. શંકા-[4]**તુલ્યકર્મોની** મધ્યમાં અવાન્તર ભેદ શા માટે હશે. તેનું કારણ કહે છે. તે ભગવાન્ છે. સામગ્રીના ભેદે કરીને કર્મ વિલક્ષણ બને છે. તેમાં અવાન્તર વૈલક્ષણ્ય પ્રભુ જ જાણે છે. માટે ફલના નિરૂપક થયા. શંકા-તોપણ તે (ફળનો સાધ્ય) દુઃખ સાધક હોવાથી અમોને તે પ્રમાણે જણાવવાનું નથી. ઉત્તર-ભગવાન હરિ છે. સર્વ દુઃખના હર્તા છે. આ રીતે વૈલક્ષણ્ય જણાવવાને માટે બોધન કર્યું છે. શંકા- + તો શા માટે ભક્તિ પ્રમાણે તુલ્ય ફલ કરતા નથી? તુલ્ય

---

+ જેટલું કર્મ તેટલું ફલ હોય છે, માટે કર્મ તુલ્ય ફલવાળું છે. આથી ગોપીજન કહે છે, અમારામાં કર્મની વિલક્ષણતાથી અમારો ભક્તિ માર્ગમાં અંગીકાર કર્યો છે, વળી તે ગોપી જેની સાથે પ્રભુએ ગમન કર્યું છે તે પણ તુલ્ય છે. તેથી તુલ્ય ફળ આપ્યું હોય તો પણ તેનો અંગીકાર થાય તો તે અમારી તુલ્ય બને. તેનામાં આરાધનના બલરૂપી અધિક કર્મ છે તો તે ગોપીનો તે માર્ગમાં શાથી અંગીકાર કર્યો?

મુખ્ય તરીકે શા માટે કર્મનો સ્વીકાર કર્યો છે? ઉત્તર—પ્રભુ ઇશ્વર છે. કદાચિત્ ભક્તિને પ્રધાન માને છે, કોઇ વખતે કર્મને, તથા કોઇક વખતે સ્વ ઇચ્છાને, ઇશ્વર નિયમન કરવાને શકય નથી. અમને ભક્તિ માર્ગમાં યોજે છે, કર્મ માર્ગમાં નહિ. માટે જ અમારો ત્યાગ કરીને ગોવિંદ—સાધારણ ઇંદ્ર પણ એકાન્તમાં પ્રસન્ન થઇને તેને લઇ ગયા છે. સ્ત્રી સમૂહની અપેક્ષાએ કામ રસ એકમાં મુખ્ય તરીકે ઉત્પન્ન થાય છે. એમ કરવામાં પ્રીતિ એ હેતુ છે. પ્રીતિમાં ભક્તિ અગર કર્મ છે.

**ટિપ્પણ**—૧ તેના ભાગ્ય તથા પુણ્યના હેતુથીજ ભગવાને ખાસ કરીને તેની સાથે રમણ કર્યું છે. ૨ આપણું આરાધન બરાબર નથી. જોઇએ તેવું નથી. ૩ થોડું આરાધન કરનારને પણ પ્રભુ ફલરૂપ પ્રાપ્ત થાય છે. ૪ એકજ પ્રકારનું કર્મ કરનારાઓને સરખું ફળ શાથી મળતું નથી? અમારૂં પણ આરાધન રૂપી કર્મ સરખું છે છતાં શા માટે સરખું ફળ મળતું નથી. ૫ ફળમાં ભેદ ભલે હો તોપણ તે અમને દુઃખરૂપ હોવાથી તેનો અનુભવ અમને કરાવવો જોઇએ નહિ. ૬ ભગવાન્ ઇશ્વર હોવાથી પોતે સર્વ કરવાને સમર્થ છે, તેથી તેમનું નિયમન કરવું શકય નથી. ૭ સ્ત્રી સમૂહ કરતાં એકાન્તમાં કામ રસની વિશેષ ઉત્પત્તિ હોય છે.

**विवेचन**—હે ગોપીઓ, આ તદ્દન ખરી વાત લાગે છે કે તે ગોપીએ હરિ ભગવાનને પ્રસન્ન કરેલા છે; અને તેથી તેના ઉપર પ્રસન્ન થઇને ભગવાને તેની સાથે ગમન કરેલું છે જો ભગવાન્ તેના ઉપર પ્રસન્ન થયેલા નહોય તો આપણુ બધાંનો ત્યાગ કરીને આવી રીતે કદી પણ પ્રભુ એકાએક પધારી જાય પણ ખરા? પ્રભુની સાથે રસ ક્રીડનનો અધિકાર મેળવવામાં મુખ્ય જરૂરની જે વસ્તુ છે, તે આરાધન છે. જોકે આપણે બધાંએ આરાધાન કરેલું છે, છતાં આપણને પ્રભુ સાથે વિહરવાનો અધિકાર મળ્યો નથી તેનું કારણ સ્પષ્ટ છે કે આપણા આરાધનમાં કંઇક ખામી છે. તે ખામી એ છે કે આપણે નિશ્ચયતા પૂર્વક આ આરાધન કર્યું નથી. પણ એવુંએ બને છે કે જે ભગવાનનું આરાધન પુરૂં નથી કરતા તેમને પણ પ્રભુ પોતાનો સંબંધ કરાવે છે, પણ જે સંપૂર્ણતાથી—બરાબર રીતે આરાધન કરે છે તેમને તો ફલ હથેલીમાં મૂકેલા બદરની માફક આપો આપ વશ થાય છે. આમ આરાધનમાં પણ ફલનો ભેદ છે. આમ ભેદ પડવાનું કારણ સામગ્રીનો ભેદ છે. અહિંઆં મુખ્ય વસ્તુ ભાવજ છે. પ્રભુ રસસ્વરૂપ હોવાથી તે માત્ર ભાવથીજ પ્રાપ્ય છે. જેટલા આપણો ભાવ ઉંચા પ્રકારનો હોય તેટલીજ સરળતાથી પ્રભુ આપણને પ્રાપ્ત થાય એમાં કોઇપણ જાતની શંકા નથી. અહિંઆં પ્રભુ આપણને સરળતાથી પ્રાપ્ત નથી થયા. આપણને જે આટલો બધો વિલંબ થાય છે તેનું કારણ આપણા ભાવમાં રહેલી ન્યૂનતાજ છે. ભગવાન પોતે દરેક કર્મના ફળ આપનાર છે. દરેક કર્મના સંચાલક પણ પોતે છે અને તેના નિરૂપક પણ પોતે છે. જોકે આપણામાં અને જેની સાથે પોતે ગમન કર્યું છે તે ગોપીની ભક્તિ એક

---

**गोविन्द**—આ પદનું તાત્પર્ય એવું છે કે "**इति गो गोकुलपति गोविन्द-मभिषिञ्च च** એ વાકયથી સાધારણ રીતે સર્વ ગોકુલના ઇન્દ્ર પ્રભુ છે. અમારાજ ખાસ કરીને છે એવું નથી. માટે અમારી સરખામણીમાં ફકત એકની સાથે ભોગ એ તદ્દન અનુચિત છે. તો પણ પ્રભુ ઇશ્વર છે તેથી તેમ સંભવી શકે છે.

(શ્રીટિપ્પણી)

રીતે તુલ્ય છે, તો આપણુને ફળનાં અધિકારી ગણ્યાં નથી અને બીજાઓને ગણ્યાં છે તેનું કારણુ એ છે કે પ્રભુની ઇચ્છાનું નિયમન કોઇનાથી થઇ શકે નહિ. પોતે ઇશ છે. સર્વ કરવાને, નહિ કરવાને, તથા અન્યથા કરવાને સમર્થ છે એવું ઉપનિષદ્‌ની અનેક શ્રુતિઓમાં જણાવ્યું છે એટલે ઈશ્વરે આપણુને અધિકારી ન બનાવ્યાં તે આપણે પૂછી શકીએ નહિ. પોતાની ઇચ્છા પ્રમાણે અમુક સમયે પોતે ભક્તિનેજ મુખ્ય ગણે છે, અને અમુક સમયે કર્મને મુખ્ય ગણે છે. કોઇ વખતે ભક્તિ તથા કર્મને પણ બાજુએ મૂકીને કેવલ સ્વ ઇચ્છાનેજ મુખ્ય ગણે છે. પ્રભુએજ આપણુને ભક્તિમાર્ગમાં યોજ્યાં છે. આપણે માટે કર્મમાર્ગ નથી. પ્રભુએજ આપણી પ્રભુ પ્રાપ્તિની દિશા નક્કી કરી છે; તો આપણે શા માટે સંતાપ કરવો? આપણે હવે કશી પણ ચિંતા કરવાની જરૂર નથી? કારણુ કે આપણે એનું શરણુ છે એટલે તે આપણો ત્યાગ કરવાના નથી. જો કે અત્યારે આપણુને એમ લાગે છે કે આપણો ત્યાગ કર્યો છે. છતાં પણ તેમણે જે ગમન કર્યું છે તે આપણામાંની અન્ય ગોપી જેણે પૂર્ણ આરાધન કર્યું છે. તેમની સાથેજ કર્યું છે, એટલે આપણા ઉપર કૃપા કરશે એમ આશ્વાસન મેળવવાનો પૂર્ણ યોગ અહિંઆં જણાય છે. ભગવાન ગોવિન્દ છે એટલે સમસ્ત ગોકુલના અધિપ છે, આમ હોવાથી આપણો ત્યાગ તે કરશે નહિ. કામરસ એવી વસ્તુ છે કે તેને માટે એકાન્ત જોઇએ, અનેક સ્ત્રીઓના સમૂહમાં તે સંભવિત નથી, એ કામ શાસ્ત્રના નિયમનું પાલન કરવાને પ્રભુએ તે ગોપીની સાથે ગમન કર્યું છે. પણ આમાંએ પ્રીતિ એજ મુખ્ય વસ્તુ છે. પ્રીતિ થવામાં પણ ભક્તિજ સાધનભૂત છે. આપણામાં આવી પ્રીતિ થતાં, પ્રભુ આપણુને એ ફલનો સાક્ષાત્કાર કરાવશે.

(અહિંઆ ભક્તિ શબ્દને વાપર્યો છે તે નવધા અગર સાધનરૂપા ભક્તિના અર્થમાં છે.)

---

આ રીતે તેના ભાગ્યનાં વખાણુ કર્યાં. ગૂઢ માત્સર્યમાં પણ આવાં વચનો સંભાળે છે તેથી પોતાના ભાગ્યનું પણ અભિનંદન કરે છે.

## मूलम्

**धन्या अहो अमी आल्यो गोविंदाङ्घ्रयब्जरेणवः।**
**यान्ब्रह्मेशो रमा देवी दधुर्मूर्ध्न्यघनुत्तये ॥२९॥**

**अन्वयार्थ—હે સખીઓ, આ ગોવિંદ ભગવાનના ચરણાંબુજની રજ કેટલી પવિત્ર છે, કે જેને બ્રહ્મા, શિવ, તથા લક્ષ્મી દેવીએ પણ પોતાના પાપના નિવારણુ માટે સ્વમસ્તક ઉપર ધારણુ કરી છે.**

**श्रीसुबोधिनीजी**—હે સખીઓ, આ ચરણકમળની રજને ધન્ય છે. અથવા માત્સર્યના અભાવથી કહેવાય છે. જેમ રેણુ તેમ આપણે વીષે વિશ્વાસને અને અપ્રતારણુને માટે સંબોધન કર્યું છે આ રેણુના ઉત્કર્ષ વડે રેણુ ધારણુ કરવા જોગ છે. સ્વદોષની નિવૃતિ માટે કહ્યુ છે. પ્રથમ તે રેણુ અહિંઆં હતી, પણ ત્યારે તેનો ઉત્કર્ષ નહોતો, પણ જ્યારે ચરણુની સાથે સંબંધ થયો ત્યારે ધનની યોગ્ય થઈ. ધન કૃષ્ણુ છે જેમ ઇન્દ્ર દેવોનું ધન છે. જેમ

ધ્યાનથી સર્વ વિષયની પ્રાપ્તિ થાય છે. તે પ્રમાણે પ્રભુએ તેમના ધન્યત્વનું ઉપપાદન કર્યું છે. બ્રહ્મા, શિવ, અને લક્ષ્મી જે દેવતા રૂપ અને પાલિકા શક્તિ છે, તેમનામાં પોતપોતાના અધિકારમાં દોષનો સંભવ છે, તેથી તેની નિવૃત્તિ માટે રજને માથા ઉપર ધારણ કરી. બ્રહ્મા[1]નંદ રૂપની નિવૃત્તિ માટે દેવતાપદ કહ્યું છે. માટે આ કારણથી આને ધારણ કરીને અમે પણ નિર્દુષ્ટ છીએ અને જે ગોપિકાનું નયન કર્યું છે તેની તુલ્ય થઇશું.

ટિપ્પણ—૧ અહિંઆં લક્ષ્મી બ્રહ્માનંદ રૂપ નથી પણ દેવતારૂપ છે.

**વિવેચન**—અરે ગોપીઓ આ ભગવાનના ચરણકમળની આકૃતિ જે સ્થળે પડી છે, તે સ્થળના ભાગ્યની શી વડાઇ કરીએ. આ રજ પણ અત્યારે પવિત્રજ થઇ છે એમ માનવું જોઇએ કારણકે બ્રહ્મા, ઇન્દ્ર તથા લક્ષ્મી જેવાં પણ તે રજને પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે. જો કે રજ તો હતી તેની તેજ છે, પણ પ્રભુના ચરણકમળનો સંબંધ થવાથીજ તે પવિત્ર બની છે. વ્યંગ્યાર્થથી એમ સૂચન કરે છે કે રજનો આકસ્મિક સંબંધ થયો તો પણ પ્રભુએ તેને પવિત્ર કરી તો પછી અમારા હૃદયમાં રાતદિવસ પ્રભુનુંજ ચિન્તન થાય છે, તો અમને પ્રભુ ત્યજી દેશે? અમને આશા છે કે પ્રભુ કદી પણ અમારો ત્યાગ નહિજ કરે. જે કોઇ આ રજને પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે તેનાં સર્વ પાપ દૂર થાય છે, અમે પણ આજે આ રજને અમારા માથા ઉપર મૂકીને અમારી જાતને પવિત્ર બનાવ્યાં છે, અને તેથી દૃઢતા પૂર્વક માનીએ છીએ કે જેમ તે ગોપી ઉપર પ્રભુએ કૃપા કરી તેમ અમારા ઉપર પણ કરશે.

અહિંઆં "હે સખીઓ" એ પ્રમાણે જે સંબોધન કર્યું છે તે વિશ્વાસ માટે છે. લોકમાં જેના તરફ સખ્ય ભાવ હોય છે તેનામાં વિના સંકોચે આપણે વિશ્વાસ મૂકીએ છીએ. તેની આગળ હૃદય ઠાલવવામાં આપણે પાછી પાની કરતાં નથી. તેની આગળ સર્વ વિતર્કો આપણે કહીએ છીએ કે જેથી કરીને આપણને તેની પાસેથી આશ્વાસન મળે અને આપણે આપણા દુઃખને વિસારીએ. જે સુખ દુઃખમાં સમાન હોય તેના તરફજ સખ્ય થાય છે. આ સર્વ ગોપીજનો પ્રભુવિયોગ રૂપી વ્યસનમાં સર્વ સમાન હતાં. તેથી તેમનું દુઃખ પણ સરખું હતું. આ દુઃખમાંથી આશ્વાસન મેળવવાને માટે તેઓ એક બીજાના તરફ વિશ્વાસથી જુએ છે, અને વાર્તાલાપ કરે છે "રેણુનો ઉત્કર્ષ" કહેવામાં એવું સૂચવે છે કે જો કે રેણુ તો આ સ્થળમાં છેજ, પણ પ્રભુના ચરણનો તેને સંયોગ થયો નહિ ત્યાં સુધી તે ઉત્કર્ષવાળી નહોતી; ત્યારથીજ તે ધન્ય–ધનને યોગ્ય ગણાઇ. સર્વમાં શ્રેષ્ઠ ધન પ્રભુજ છે. પ્રભુની પ્રાપ્તિ કરવામાં પ્રભુનું ચરણારવિન્દ ખાસ સેવવું જોઇએ. તે ચરણકમળ સાથેનો સંબંધ આ રેણુને થયો તો તેથી મહદ્ભાગ્ય નહિતો બીજુ શું ગણાય? આ રેણુને કૃષ્ણ રૂપી સર્વથી શ્રેષ્ઠધન મળ્યું;–પરમાનંદ સ્વરૂપનું ફળ તેને મળ્યું તેથી બ્રહ્માદિ રેણુને પોતાના મસ્તક ઉપર ધારણ કરવાને આકર્ષાય એમાં શું વિશેષ આશ્ચર્ય છે? આ રેણુને આપણે જો માથા ઉપર ચઢાવીશું તો તેથી તે ગોપીકાની તુલ્ય અધિકારવાળી આપણે પણ થઇશું એમાં કોઇ પણ સંશય નથી. રેણુ ધારણ કરવાથી પાપને દૂર કરે છે–અર્થાત્ તે સર્વને નિર્દોષ બનાવનાર છે. તો આપણામાં જો કોઇ દોષ હશે તો તેને પણ તે દૂર કરશે અને તે રીતે આપણને પ્રભુની સમીપ જવાનું સામર્થ્ય આપશે.

"રેણુ" દોષ નિવર્તક ભાવનું સૂચન કરનાર છે. અનુકરણ લીલામાં જે જૂદી જૂદી લીલાઓ કરી તે દ્વારા તેમના સર્વ દોષ નિવૃત્ત થયા તે જણાવ્યું. એ દોષ નિવૃત્તિ પ્રભુના ચરણ સાથેનો સંબંધ કરાવનાર છે તે અહિંઆં રેણુ ઉપર પ્રભુની ચરણકૃતિથી ગૂઢાર્થ પ્રતીતિ કરાવે છે.

---

બીજાં રજઃ પ્રકૃતિવાળાં બોલ્યાં.

## मूलम्

तस्या अमूनि नःक्षोभं कुर्वन्त्युच्चैः पदानि यत् ।
यैकापहृत्य गोपीनां रहो भुंक्तेऽच्युताधरम् ॥ ३० ॥

**अन्वयार्थ**—જે એક ગોપી ભગવાનને દૂર લઇ જઇને તેમના અધરામૃતનો એકાન્તમાં ભોગ કરે છે, તે ગોપીનાં આ પગલાં અમને અત્યન્ત ક્ષોભ કરે છે.

**श्रीसुबोधिनी**—ભગવાનનાં ચરણકમળની રજ તે પ્રમાણે ધન્ય છે, પણ આ સાથે ગમન કરનારનાં પગલાં અમને અત્યંત ક્ષોભ કરે છે. શંકા–ભગવાન્ એકલા ગમન કરે તેની સરખામણીએ સંગ સહિત ગમન કરે એતો ભક્તિ માર્ગમાં ઉચિત છે. ઉ–સર્વ ગોપિકાઓના ભાગરૂપ અચ્યુતનું અધરામૃત સર્વનો ત્યાગ કરીને તેમની આજ્ઞા વગર એકાન્તમાં તેજ ભોગવે છે એ યોગ્ય નથી. શંકા–બહુ સ્ત્રીઓના સંબંધથી ભગવાન્ રાગ રહિત બને છે, તો તે એકલી કેમ ભોગવે (અધરામૃત)? ઉત્તર–ભગવાન્ અચ્યુત છે. તે પૂર્ણ કામ છે, તેમની કોઇ દિવસે ચ્યુતિ નથી.

**विवेचन**—રજ પ્રકૃતિવાળાં (રાજસ ગોપીજન) કહેવા લાગ્યાં, હે સખીઓ જોકે પ્રભુના ચરણકમળની રજ તો પવિત્ર છે, છતાં અહિંઆં એ પ્રભુની પદાકૃતિ સાથે આપણામાંની એક ગોપી જેણે પ્રભુ સાથે ગમન કર્યું છે તેની પદાકૃતિ જોઇને ખરેખર આપણને ક્ષોભ થાય તેમાં કોઇ પણ નવાઇ નથી? પ્રભુની સાથે તેણે ગમન કર્યું તેમાં આપણે કશો પણ વાંધો હોયજ નહિ. તેમજ તે અનુચિત છે એમ પણ આપણે કહી શકીએ નહિ, પણ આપણો વાંધો માત્ર એટલોજ છે કે પ્રભુ એ સર્વના સમાન છે. દરેક ગોપીનો પ્રભુ ઉપર હક્ક છે. પ્રભુના અધરામૃતનું પાન કરવાનો સર્વનો સરખો અધિકાર છે, છતાં પણ આ ગોપીએ આપણને કોઇને પૂછ્યા વગર પ્રભુની સાથે ગમન કર્યું અને અધરામૃતનુ પાન કર્યું. ખરેખર આ ઘણુંજ અનુચિત કાર્ય એ કર્યું ગણાય. અહિંઆં ભગવાન માટે અચ્યુત શબ્દનો પ્રયોગ કર્યો છે એટલે તેમનામાં ચ્યુતિ નથી. જોકે અનેક સ્વામિનીઓ તેમના રસમાં ભાગ પડાવનાર છે છતાં પણ તેમના રસમાં કોઇપણ જાતની ચ્યુતિ થતી નથી. તે સર્વદા રસસ્વરૂપે અખંડ અને પૂર્ણ છે. તેથી ધ્વનિથી એવો અર્થ પણ લઇ શકાય કે જોકે અન્ય સ્વામિની અત્યારે તે રસાસ્વાદનો આનંદ અનુભવે છે, અને તેથી આપણને તેનો અભાવ હોવાથી ક્ષોભ થાય છે, તો પણ આપણને તેનું દાન જરૂરથી કરશેજ.

---

બીજી ગોપી તેના કરતાં પણ અધિક ખેદ કરે છે તે કહે છે.

**मूलम्.**

**न लक्ष्यन्ते पदान्यत्र तस्या नूनं तृणाङ्कुरैः ।**
**खिद्यत्सुजाताङ्घ्रितलामुन्निन्ये प्रेयसीं प्रियः ॥ ३१ ॥**

**अन्वयार्थ**—અહિઆં તેનાં પગલાં જણાતાં નથી, ખરેખર ઘાસના અંકુરોથી તેનાં કોમળ પગનાં તળીઆં ખેદ પામ્યાં હશે, જેથી પ્રિય પ્રભુએ પ્રિયાને (ખભા અગર) કેડ ઉપર બેસાડી હશે.

**श्रीसुबोधिनी**—[1]અરે શા માટે એમ થયું તો તેનો વિચાર કરાય છે. શું તે અધરામૃત પાવે છે? [2]તેનાં પગલાં અહિં સુધીજ છે આગળ જણાતાં નથી. આ બહુ સારૂં થયું એમ કહેવું યુક્ત નથી. તેનું પાદતલ તૃણાંકુરથી ખિન્ન થયું, ત્યારે તેને ઉપર તેડી લીધી. (કટિ ઉપર અગર ખભા ઉપર) (૩) ખરી રીતે તો હસ્તથીજ ઉંચી કરી, માટે અહિંઆં ખેદનો હેતુ બરાબર છે. શંકા–શામાટે આમ કર્યું હશે? ઉત્તર–તે (ગોપી) પ્રભુને અત્યન્ત પ્રિય છે, તેમજ પોતે પણ તેને પ્રિય છે. માટે જણાય છે કે તે ખભા ઉપર ચઢી નથી, પણ કેવલ હાથથી તેને ઉંચકી લીધી છે.

**टिप्पण**—(૧) શા માટે અહિઆં પગલાં જણાતાં નથી.? (૨) તેના પ્રભુની સાથે ગમન કરનાર ગોપીનાં (૩) પ્રભુએ તેને હસ્તથી કટિ ઉપર અગર ખભા ઉપર બેસાડી હશે, માટે તેનાં પગલાં અહિંઆં જણાતાં નથી. આમ ખભા ઉપર બેસાડવાનું કારણ માત્ર એટલુંજ છે કે તેજ ચરણને આ ઘાસની ભૂમિમાં ચાલતાં ખેદ થયો હશે.

**विवेचन**—આગળ ચાલતાં ચાલતાં પગલાંની પાછળ પાછળ ગોપીઓ એક ઘાસના મેદાનમાં આવી પહોંચ્યાં: ત્યાં આગળ જૂએ છે તો તે પગલાં દેખાતાં બંધ થઇ ગયાં. આથી તે બધાં વિસ્મયમાં ગરકાવ થઇ ગયાં તે એક બીજાને પૂછવા લાગ્યાં–હે સખીઓ, શામાટે અહિંઆં તે ગોપીનાં પગલાં જણાતાં નથી? આ વિષય ઉપર પરસ્પર ચર્ચા થઇને છેવટે એવા નિર્ણય ઉપર આવ્યાં કે અહિઆં આ ઘાસના અંકુરો બહુ તીવ્ર હોવાથી, તથા તે ગોપીનાં પગલાં પણ સુકોમળ હોવાથી પ્રભુ એમ સમજયા હશે કે આ ગોપીના પગને વ્યથા થશે, માટે આપે તેના ઉપર પ્રેમભાવથી વશ થઇને કૃપા કરીને, પોતાના ખભા ઉપર તથા કેડમાં પોતાના હાથથી ઉચકી લીધી હશે, અને તેથીજ આ સ્થળમાં એનાં પગલાં જણાતાં નથી. એ સિવાય બીજું કોઇપણ કારણ હોઈ શકે નહિ. પ્રભુને તે ગોપી અત્યન્ત વ્હાલી છે. જો વ્હાલી ન હોયતો આમ એકા એક આપણુ બધાંનો ત્યાગ કરીને તેની સાથે ગમન ન કરે, તેમ તે ગોપીને પણ પ્રભુ ઘણાજ પ્રિય છે. માટે તેના પાદતલને ખિન્ન થતાં નિહાળીને પ્રભુએ આમ એકાએક તેને પોતાની કટિ ઉપર બેસાડી હશે. ખરી રીતે તો તેને નિજ હસ્તથી પોતાના સ્કંધ પ્રદેશ ઉપર આસન આપ્યું છે, અને તેથીજ આપણને ખેદ થાય છે; કારણકે તેના તરફ પ્રભુનો આટલો બધો પક્ષપાત જણાય છે, અને આપણા તરફ દુર્લક્ષ્યતા જોવાય છે. ભગવાન પ્રિય છે અને તે પ્રેયસી છે માટેજ, બન્ને વચ્ચેના ઉચ્ચ નિચના ભેદ ભગવાન ભૂલી ગયા છે, અને આપણી સમાન દાસભાવવાળીને પણ પોતાના

સ્કંધ ઉપર આસન આપ્યું છે. સ્કંધ એ ઉચ્ચ પદ અગર સ્થાનને સૂચવે છે. જે ભક્ત ઉચ્ચ પ્રકારની પ્રેમલક્ષણા ભક્તિને મેળવે છે તેને પ્રભુ ઉચ્ચ સ્થાન આપે છે. તે પોતાનાથી ઉતરતો છે એવો વિચાર પ્રભુ એને વિષે કરતા નથી. અર્થાત્ ભક્તિની ઉન્નત શિખરે સ્થિત થવાને માટે આવા પ્રકારનો ઉચ્ચ ભાવ મેળવવો જોઇએ એ વસ્તુનું ભાન અહિંઆં થાય છે.



આ પ્રકારે બહુ દૂર સુધી ગમન સંભવતુ નથી માટે એક સ્થળે વિશ્રામ લઇને તેને માટે પુષ્પ વીણેલાં દેખાયાં.

## मूलम्

**अत्र प्रसूनावचयः प्रियार्थे प्रेयसाकृतः।**
**प्रपदाक्रमणे एते पश्यतासकले पदे ॥ ३२ ॥**

**अन्वयार्थ**—અહિંઆં પ્રિયાને માટે પ્રિય ભગવાને પુષ્પો વીણેલાં છે. પગના આગલા ભાગ ઉપર ઉભા રહેવાથી તેમનાં પગલાં અધૂરાં જણાય છે તે જૂઓ.

**श्रीसुबोधिनी**—પ્રભુએ ઝાડ ઉપરથી ફૂલને જે નીચે ઉતાર્યા છે તે પોતાને માટે છે એમ શંકા ન કરવી. તે [૨] થાકી ગઈ છે. માટે પ્રિયાને માટેજ છે. તે વીણવાને અશક્ત છે. માટે પ્રિયે ચુંટયાં એમ કહ્યું છે. તે સ્ત્રી ભગવાનની સરખામણીએ અલ્પ છે. પગના આગલા ભાગ ઉપર ઉભા રહેવાને અશક્ત છે. માટે તેના પગનો પાછલો ભાગ સ્પષ્ટ જણાતો નથી એ પગલાંને જુઓ એમ સંદેહના અભાવ માટે વચન છે.

**टिप्पण**—(૧) હાથથી ઉચકીને ગણે દૂર સુધી ગમન કરવું તે સંભવતું નથી, માટે કંઇક વિશ્રામની જરૂર છે, તેથી થોડો શીતળ વિશ્રામ લઇને પ્રભુએ તે ગોપીને માટે ફુલ પણ વીણ્યાં છે. (૨) તે—સ્ત્રી, ગોપી.

**विवेचन**—આગળ જતાં એક પુષ્પથી અલંકૃત થયેલા વૃક્ષની નજીક તે આવી પહોચ્યાં. આ સ્થળે કહેવા લાગ્યાં કે હે સખીઓ આ સ્થળે જૂઓ તો ખરાં, પગલાં અધૂરાં શાથી દેખાય છે? ખરેખર પગના આગલા ભાગ ઉપર ઉભા રહીને પ્રભુએ પુષ્પ વીણેલાં હશે! પ્રભુએ એ પુષ્પ વીણેલાં હશે, કારણ કે તે ગોપી અતિ થાકી ગયેલી હોવાથી પુષ્પ વીણવાના વિશેષ પરિશ્રમ કરવાને અશક્ત છે. વળી ભગવાનની સરખામણીએ તે અલ્પ છે, એટલે ઝાડના ઉંચા ભાગ ઉપરથી પુષ્પ વીણી શકે એમ નથી. માટેજ પ્રભુએ તેના ઉપર અનુગ્રહ કરવાને પુષ્પ વીણેલાં લાગે છે. પુષ્પની મૃદુતા અને કોમલતા, પ્રભુના પ્રેમની મૃદુતાનું સૂચન કરે છે (જૂઓ, અધ્યાયના પ્રારંભમાં આપેલો ઉપસંહાર. ત્યાં પુષ્પ વીણવાનો ભાવાર્થ વ્યક્ત કર્યો છે.) ભક્તિશૃંગ ઉપર સ્થિત થનારને પ્રભુ પોતેજ પુષ્પો અર્થાત્ પ્રેમ ભાવ આપે છે. શૃંગાર રૂપી કલ્પવૃક્ષનાં ભાવરૂપી અંકુર છે. પ્રેમરૂપી કન્દલ છે, મનોરથ રૂપી શાખાઓ છે, લૌલ્ય રૂપી પલ્લવ, મુદ્ કુસુમ છે અને પ્રત્યાશા રૂપી પુષ્પો છે. અહિંઆં ભગવાને પોતાની પ્રિય સ્વામિની માટે પુષ્પને વીણ્યાં એ ઉપરથી ગોપીજનોને એવું જ્ઞાન

થયું છે, જો આપણે ભક્તિના ઉચ્ચ માર્ગમાં સ્થિર રહીશું તો તો જરૂરથી પ્રભુના પ્રેમની આશા આપણે માટે રહેશે તે આ ઉપરથી જણાય છે.*

---

બીજી ગોપી આથી પણ વિશેષ સૂચવતી કહે છે.

## मूलम्.

**केशप्रसाधनं त्वत्र कामिन्याः कामिना कृतम् ।**
**तानि चूडयता कान्तामुपविष्टमिह ध्रुवम् ॥ ३३ ॥**

**અન્વયાર્થ**—અહિંઆં કામી ભગવાને તે કામિની ગોપીના કેશને ભૂષિત કર્યા હોય એવું જણાય છે અને અહિંઆં તો જરૂર પ્રિયાના કેશ ગુંથતા પ્રભુ નીચે બેઠા હશે.

**શ્રીસુબોધિની**—નખથીજ કેશ ગુંથાય છે તે વેણીના[1] આકારે તથા મુકુટના આકારે થાય છે.[2] તુ શબ્દથી એ સિવાયના બીજા પક્ષની વ્યાવૃત્તિ કરે છે. અહિંઆં જ્ઞાનનો ઉપદેશ સંભવતો નથી. કારણકે કામી કૃષ્ણેજ કામિનીના કેશને ગુંથ્યા છે. આ કાર્ય ઉભા રહીને પણ થાય. પણ માથાના ભાગ ઉપર પુષ્પ ઉભા રહીને મૂકી શકાય નહિ. ખોળામાં પગ મૂકીને ધીમે ધીમે તે મૂકવા જોઇએ. માટે તે રીતે માથા ઉપર મૂકતાં ભગવાન નીચે બેઠા. કાન્તાની નજીક તથા તેના તરફ ફરીને બેઠા. કારણકે તેવી આકૃતિ દેખાય છે

**ટિપ્પણ**—(૧) માથાનો અંબોડો (૨) વેણીના આકારમાં ગૂંથવાને તથા મુકુટના આકારમાં ગુંથવા સિવાય બીજું કોઇ પણ કારણ હોઇ શકે નહિ.

**વિવેચન**—આગળ ચાલતાં જાણે પ્રભુ નીચે બેઠેલા હોય તેવી ભગવાનની પદા જોઇને, અનુમાન કરતાં તે બોલ્યા—હે ગોપીજનો, આ સ્થળે પ્રભુ નીચે બેઠેલા હોય એવું મને સ્પષ્ટ જણાય છે. તેનું કારણ તમે સમજો છો? એ કારણ એવું નહિ હોય કે તે ગોપીઓ પોતે એકલી આપણા જથાથી છુટી પડીને પ્રભુ પાસે ગઇ માટે તેને જ્ઞાનનો ઉપદેશ આપવાને નીચે બેઠા હશે. તેનું કારણ હું સમજું છું તે પ્રમાણે એવું છે કે પ્રભુએ પોતાની પ્રિયાને માટે જે પુષ્પો વીણ્યાં હતાં તેને તે ગોપીના કેશપાશમાં ગૂંથવાને માટેજ એમ કર્યું છે. નહિતો પુષ્પ વીણેજ શું કરવા? કેશ પાશમાં ફુલ ઉભા રહીને મૂકી ન શકાય માટે નીચે બેસીને તે ફુલ ખોળામાં લઇને પછી ગુંથાયાં છે. જો તમે આ પદાકૃતિ જોશો તો મારી વાતને શ્રદ્ધાથી સ્વીકારશો

---

*They (flowers) are emblems and manifestations of God's love to the creation, and they are the means and ministrations of man's love to his fellown creatures.

Journal of a Naturalist.

આ રીતે રસને માટે તેને બીજે ઠેકાણે લઇ જઇને તથા સામગ્રીનું સંપાદન શી રીતે કર્યું તથા અલંકરણ શી રીતે કર્યું તે કહે છે.

## मूलम्

**रेमे तया चात्मरतः आत्मारामोऽप्यखण्डितः ।**
**कामिनां दर्शयन् दैन्यं स्त्रीणां चैव दुरात्मताम् ॥ ३४ ॥**

**अन्वयार्थ—આત્મારામ ભગવાને, આત્મમાં રમણ કરવા છતાં ગોપીની સાથે અને લક્ષ્મીની સાથે અખંડિત રહીને રમણ કર્યું. આ રમણ કામીઓની દીનતા તથા સ્ત્રીઓની દુરાત્મતા જણાવવાને કર્યું.**

**श्रीसुबोधिनी**—૧ કામ પુષ્ટ હોવાથી આત્મરત ભગવાન્ તેની સાથે રમ્યા–અને (**च**) થી લક્ષ્મી અગર અન્તઃ [૨] પ્રવિષ્ટાની સાથે રમ્યા, અગર તે પણ રમી એવો અર્થ સૂચવે છે. પોતાના આત્મામાં રતિવાળા ભગવાને [૩]નિષ્કામ રીતે તેની ઇચ્છા પ્રમાણે કામ પૂર્યો. આ દશામાં પણ આત્મરતજ છે. રસના આધારરૂપ હોવાથી તેનામાં પોતાના આત્માનું સ્થાપન કર્યું. ભગવાનની પોતાના આત્મામાંજ[૫] રતિ છે–રમણ અને[૬] ક્રીડા છે. માટે [૭]ઇન્દ્રિયો, અન્તઃકરણ અથવા વિષયોથી અખણ્ડિત રીતે રમણ કર્યું. જો સ્વ આનંદ અન્યત્ર જતો રહે તો તે અન્યત્ર રમણ કરે. શંકા–શામાટે અયોગ્ય સ્થાનમાં આટલા પ્રયાસથી આ રીતે રમણ કર્યું. ઉત્તર-'કામીઓનું દૈન્ય દેખાડવાને કામીઓ આ પ્રમાણે દીન બને છે. "કામથી પીડિત થયેલા સ્વભાવથી કૃપણ હોય છે." માટે તેમનું અનુકરણ કરે છે–નહિતો તેમનો નિરોધ ન થાય. અન્ય પણ પ્રયોજન છે એવું કહે છે. સ્ત્રીઓની દુરાત્મતા દેખાડવાને રમણ કર્યું. અહિંઆં સ્ત્રીઓની દુરાત્મતા દેખાડી છે. તેમનામાં કોઇપણ શક્તિ નથી, તેમજ સુકુમારતા નથી. તોપણ પુરુષ વશ થાય ત્યારે તેઓ દુષ્ટતાજ કરે છે (દેખાડે છે) "તેમનાં હૃદયો શાલાવૃક (કુતરાં) જેવાં હોય છે." માટે ઉભય જણાવવાને રમણ કર્યું.

**टिप्पण**—(૧) જેમ પ્રાકૃત કામી મહાન્ હોય તો પણ કેવલ સ્વાર્થ પરાયણ હોય અને, પોતે સુખી હોય તો પોતાના કૃત્યમાં દુઃખીનું અનુસંધાન કરતો નથી. તે પ્રમાણે ભગવાને પોતાના આત્મરામત્વ રૂપી લક્ષણનો ત્યાગ કરીને, અમારા દુઃખનો વિચાર કર્યા વગર પોતાના અર્થને માટેજ આ સંપાદન કરીને પોતે ઉત્કટ ભાવવાળા થઇને તે ગોપીની સાથે રમણ કર્યું. આત્મની સાથે રમણ કરવામાં તથા તેની સાથે રમણ કરવામાં કામનું પોષણ એજ હેતુ છે. (૨) અન્તઃપ્રવિષ્ટા અન્તર્ગૃહગત ગોપીજનો સાયુજ્યને પ્રાપ્ત થયાં હતાં, તેમની સાથે રમણ કર્યું હતું (૩) ભગવાન આ રીતે સકામ હોવા છતાં પણ તેમની નિષ્કામતામાં કોઇ પણ પ્રકારની ક્ષતિ નથી તે જણાવવાને કહે છે. તે ગોપી શૃંગાર રસનો આધાર છે. માટે શૃંગારના સ્થાયિ ભાવ રૂપ પોતાના આત્માનું તેનામાં સ્થાપન કર્યું. ભગવાન્ રસાત્મક છે, અને પોતે સ્થાયી રૂપ છે, તે ભાવનું પોતામાં પ્રાકટ્ય કરીને રમણ કર્યું. નહિતો આ રસના અનુભવનો સંભવ ન થાત. (૫) શૃંગારના સ્થાયિ ભાવ-ભાવાત્મક સ્વરૂપમાં રતિ–આસક્તિ છે. અહિંઆં આત્મપદનો અર્થ સ્થાયી ભાવ સમજવો. શ્રીમત્પ્રભુચરણ આત્મપદનો અર્થ "સ્વામિની" લે છે. (૬) "અને" કહેવાનું પ્રયોજન

ભગવાને વિવિધબન્ધાદિથી યુક્ત વિશેષ રમણ કર્યું એમ અર્થ જણાવવાનો છે. ( ૭ ) ભગવાનનો સ્વ આનંદ ઇન્દ્રિય, અન્તઃકરણ તથા રૂપાદિ વિષયથી અસંબદ્ધ હતો. જો તે ઇન્દ્રિયોથી સંબંધવાળો હોય તો, સ્થાયી ભાવની સ્થાપના સિવાય પણ લોકની માફક તે ગોપીમાં ઇન્દ્રિયાદિ દ્વારાજ સુખ ઉત્પન્ન કરે. પણ આ આનંદ તો પોતાના આત્મા સાથે જ સંબંધ કરવાને યોગ્ય છે. લોકપ્રકારનો ત્યાગ કરીને તે ગોપીના આત્મામાં પોતાના આત્માનું સ્થાપન કરીને, ત્યાં રમણ કરવા લાગ્યા, અને ક્રીડા પણ કરી. આ રીતે કોઇને શંકા થાય કે ભગવાન આવી રીતે વિશેષ રમણ કરે તો પછી તેમાં નખદશન વગેરે કાર્ય હોવાથી બ્રહ્મનું બ્રહ્મત્વ જતું રહે. માટે જ આ ઉક્તિ તે શંકાના નિરાસમાં કહી છે. ભગવાને રમણ કર્યું છતાં પણ આ અખણ્ડિત હતા. દાંત (દશન) વગેરેથી ખણ્ડિત છતાં પણ અખણ્ડિત હતા. ( ૮ ) અહિંઆં અર્થ આ પ્રમાણે છે. ભગવાન આત્મારામ હોવા છતાં પણ નાયિકાને અધીન થઇ જાય છે, તેથી ભગવાનજ રસાત્મક તથા રસવાન્ છે. બાકી બીજા બધા કામીઓ તો રસાભાસવાળા છે, અને મલપૂર્ણ વસ્તુમાં આસક્ત થઇને બિભત્સ રસથી પૂર્ણ બનીને ભ્રાન્ત થાય છે, અને તેથી તેઓ કામિનીઓ પ્રતિ દૈન્યરૂપી ફલ મેળવે છે. વળી ભગવાન્ આત્મારામ છતાં જે રસને પરવશ હોય છે, ત્યાં રસના ભારથી વશ થઇને, માનાદિક થાય છે. અન્યમાં રસના અભાવથી તે માન થતું નથી, પણ કેવલ દુષ્ટતા દેખાડે છે. આથી આત્મારામ પ્રભુની જ્યાં રતિ થાય છે ત્યાંજ રસ હોય છે, અન્યત્ર નહિં એવું આ ઉપરથી ફલિત થાય છે.

**વિવેચન**—પૂર્વે જણાવ્યું તે પ્રમાણે જેની સાથે પ્રભુએ ગમન કર્યું છે તે ગોપીને પોતે ખભે બેસાડીને ઉંચકી લીધી એટલું જ માત્ર નહિ, પણ તેને માટે સુંદર પુષ્પ વીણીને તેની વેણીમાં પ્રભુએ ગુંથવા માંડયાં અને પછીથી તેની સાથે રમણ કર્યું અહિંઆં કોઇને શંકા થાય કે પ્રભુનું તે વળી રમણ સંભવતુ હશે, પોતે નિષ્કામ છે, આત્મારામ તથા આત્મરત છે તો પછી તેમને રમણ કેવું ? અને જો તે રમણ કરે તો ઇન્દ્રિય, અંતઃકરણ તથા અન્ય વિષયોના ધર્મને વશ થવાથી તે લૌકિક કામુકવત્ ગણાશે ? આ શંકાનો ઉત્તર પ્રથમ અધ્યાયમાં "અહિંઆં કામ એજ છે, પણ ક્રિયાઓ તે નથી" ઇત્યાદિ *કારિકામાં શ્રીમદાચાર્ય ચરણે આપેલો છે, છતાં અહિંઆં પુનઃ એનો ઉત્તર આપવો યુક્ત છે. અહિંઆં ભગવાનનું સ્વરૂપ આનંદમય છે એમ અનેક શ્રુતિઓએ ડિંડિમ ઘોષણાથી જણાવ્યું છે. વળી ભગવાનનું બીજું વિશેષણ અહિંઆં આત્મારામ આપ્યું છે. આત્મામાં પોતે રમણ કરે છે તેથી આત્માજ તેમને પ્રિય છે. **આ સ્વામિની પણ તે આત્માની શક્તિ** છે અને તેમની સાથેનું રમણ પણ આત્મા સાથેનું રમણ ગણાય. આ રમણ તદ્દન નિર્દુષ્ટ છે. તે નિષ્કામ છે. વળી આ રમણ ઇન્દ્રિયોથી, અંતઃકરણથી કે વિષયથી ખંડિત થયું નથી. ભગવાનમાં ઇન્દ્રિયો અંતઃકરણ કે વિષયો વગેરે છેજ નહિ.

"છાન્દોગ્યોપનિષત્"ના સાતમા અધ્યાયમાં ૨૫ મા ખણ્ડમાં આત્માના (ભગવાનના) આત્મરમત્વ વિષેની નીચેની શ્રુતિ છે.

**स एवाधस्तात्स उपरिष्टात्स पुरस्तात्स पुरस्तात्स दक्षिणतः स उत्तरतः स एवद ९**

---

* અહિંઆં વાચકોને આ ગ્રંથના ભા. ૧ લાના પૃ. ૧૧૦. થી ૧૨૮ સુધી પુનઃ સાવધાનતાથી વાંચવાને વિજ્ઞપ્તિ કરીએ છીએ.

सर्वमित्यथातोऽहङ्कारादेश एवाहमेवाधस्तादहमुपरिष्टादहं पश्चादहं पुरस्तादहं दक्षिणतोऽहमुत्तरतोऽहमेवेद ँ सर्वमिति ॥ ॥ अथातः आत्मादेश एवात्मवाधस्तादात्मोपरिष्टादात्मा पश्चादात्मा पुरस्तादात्मा दक्षिणत आत्मोत्तरत आत्मैवेद ँ सर्वमिति सवाएष एवं पश्यन्नेवं मन्वान एवं विजानन्नात्मरतिरात्मक्रीड आत्ममिथुन आत्मानन्द स स्वराड् भवति तस्य सर्वेषु लोकेषु कामचारो भवति । अथ येऽन्यथाऽतो विदुरन्य राजानस्ते क्षय्यलोका भवन्ति तेषा ँ सर्वेषु लोकेष्वेव कामचारो भवति ॥ २ ॥

જે પ્રપાઠકમાં આ શ્રુતિ આવે છે, તે સનત્કુમાર અને નારદના સંવાદ રૂપે છે. નારદ અને સનત્કુમાર ઉભય ભક્તજનો છે. પણ સનત્કુમારને આત્મા–બ્રહ્મનો સાક્ષાત્કાર થયેલો છે. નારદ તેટલા માટે સનત્કુમારની પાસે આવે છે અને વિનંતિ કરે છે "**अधीहि**" મને કંઈક ઉપદેશ આપો" પ્રથમ સનત્કુમાર નારદના જ્ઞાનની પરીક્ષા કરવા તેને પુછે છે કે "તું કાંઈ શીખ્યો છું?" ત્યારે પોતે શું શીખ્યા છે તે કહી બતલાવે છે. તેમણે જણાવ્યું કે તે સર્વ વિદ્યા શીખ્યા છે, ફક્ત તેમણે આત્માને ઓળખ્યો નથી. "કહેવાય છે કે જે આત્માને જાણે છે તે સર્વ શોકને તરી જાય છે, પણ મારા શોકની નિવૃત્તિ હજુ થઈ નથી, માટે મને આત્મવિદ્યા આપો" આ પ્રમાણે સનત્કુમારને વિનતિ કરી. ઉપદેશ આપતી વખતે સનત્કુમારે પ્રથમ નામરૂપ બ્રહ્મની ઉપાસના કરવી જોઈએ અને તેવા બ્રહ્મની ઉપાસનાનું ફળ શું હોય છે તે સમજાવે છે. સનત્કુમાર પ્રથમથીજ રસરૂપ આનન્દમય પ્રભુના સ્વરૂપનો નિર્દેશ કરે તો તે વસ્તુ નારદના સમજવામાં એકદમ ન આવે તેથી સાક્ષાત્ બ્રહ્મના તે સ્વરૂપનો ઉપદેશ કરવાને બદલે બ્રહ્મની જુદી જુદી વિભૂતિઓ ઉપદેશે છે. જુદી જુદી ઉપાધિઓના ઉપદેશને અન્તે પરમ રમણીય ભૂમન્ બ્રહ્મનો ઉપદેશ આપે છે. અને કહે છે કે શોકની નિવૃત્તિ માત્ર આ ભૂમન્‌થીજ થઈ શકે છે. ભૂમન્ એજ પરમતત્ત્વ બ્રહ્મ છે. એ અનન્ત સુખરૂપ બ્રહ્મ છે, ભૂમા એજ પૂર્ણાનન્દ રસનિધિ સ્વરૂપ છે. આ સ્વરૂપનેજ ઓળખવામાંજ સર્વ દુઃખની નિવૃત્તિ થાય છે. ભક્તને માટે નિઃસીમ પ્રેમનું પાત્ર આ રસાનન્દઘનપ્રચૂર ભૂમન્ છે એ સ્વરૂપની સાથે જ્યારે રતિ થાય, અથવા ક્રીડન થાય અથવા મિથુન થાય તોજ પરમાનન્દની પ્રાપ્તિ બને છે. આ આનન્દનો ઉદય થતાંની સાથે આત્યન્તિક દુઃખનો ધ્વંસ થઈ જાય છે. એવો અર્થ આ શ્રુતિમાંથી ફલિત થાય છે. આ અર્થને સંપૂર્ણ સમજવાને માટે શ્રુતિ ભૂમાના સ્વરૂપનું વર્ણન કરે છે. **यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखंभूमात्वेव विजिरोसि तव्य इति भूमानं भगवो विजिज्ञास** ॥ ભૂમાજ સુખ છે. અલ્પમાં સુખ નથી. એટલે બ્રહ્મને જાણવું જોઈએ. જ્ઞાનસ્વરૂપ બ્રહ્મને જેઓ કહે છે તેને જણાવવાને શ્રુતિ આજ્ઞા કરતી નથી પણ જે ભક્તિથી ગમ્ય થઈ શકે છે એવા આનન્દસ્વરૂપ બ્રહ્મને જાણવાનું કહે છે. આમ ભૂમાના સ્વરૂપનું વર્ણન કર્યા પછીથી ભક્ત સનત્કુમાર આનન્દસ્વરૂપ બ્રહ્મનું રહસ્ય જાણવાને અધિકારી થયેલા ભક્ત નારદને ઉપરના અવતરણમાં લીધેલી શ્રુતિદ્વારા ઉપદેશ આપે છે.

આ શ્રુતિમાં જે આત્મા અર્થ વપરાયો છે તે પરમાત્માના અર્થમાં લેવાનો છે જીવાત્માના અર્થમાં નહિ. આ આત્મા સર્વ દિશાઓમાં છે. આત્મા સર્વ સ્થળે છે એમ જે

જુએ છે, માને છે, જાણે છે અને જેની એ આત્મા સાથે રતિ થાય છે, જે આત્મા સાથે ક્રીડા કરે છે, જે આત્મા સાથે આનન્દ મેળવે છે તે સ્વરાટ્ થાય છે અને તેનો સર્વ લોકોમાં કામચાર બને છે. આ ભૂમનની પ્રતિષ્ઠા સ્વસ્વરૂપમાં થાય છે. એટલે જે અનન્યાસક્ત ભક્ત સર્વાત્મભાવને પ્રાપ્ત કરે છે તેમાંજ ભૂમન પ્રતિષ્ઠા મેળવે છે.

ઉત્કટ રતિભાવથીજ આ ભૂમનને ઓળખવાના છે. વિરહાવસ્થામાં રતિભાવનું ઉદ્દીપન થાય છે અને તે સમયે ભક્તના હૃદયમાં પ્રભુસ્ફુર્તિ ઉત્પન્ન થાય છે. આ સમયે પ્રભુ સિવાય અન્ય કશાનું સ્મરણ કે જ્ઞાન તેમને હોતું નથી. સંસારના બન્ધનો આપોઆપ દૂર થઇ જાય છે. પ્રાણયાત્રાનો વિચાર તેમને થતો નથી. પ્રભુ પ્રત્યે રતિભાવ તેજ તેમનું અન્ન થાય છે. આ પ્રમાણે જ્યારે તેઓ વિરહાવસ્થામાં ઉત્કટ રતિભાવના મનોરથ પૂર્ણ કરવા શૃંગારરસની હેલીનો જમાવટ કરે છે. આ સ્થિતિમાં ભક્ત આત્મરતિ, આત્મક્રીડન, આત્મમિથુન અને આત્માનન્દ બને છે. વળી આ ભક્ત એ સ્થિતિમાં સ્વરાટ્ બને છે કારણ કે ભક્ત પોતેજ એ આનન્દનો અનુભવ કરે છે એટલુંજ નહિ પણ પ્રભુને પણ તેમ કરાવડાવે છે. આ ભક્તનો કામચાર સર્વત્ર હોય છે. પોતાના કામનો ભોગ સર્વત્ર કરી શકે છે કારણકે પરમાનન્દરૂપ અને રસસ્વરૂપ પ્રભુનો સાક્ષાત્કાર થાય તો પછી તે ભક્તનો કામચાર પરિચ્છિન્ન કેવી રીતે રહી શકે ? એ સંકુચિત નજ રહી શકે માટે તે સર્વત્ર કામચાર અનુભવી શકે છે. આ પ્રમાણેનો ઉપદેશ ઉપરની શ્રુતિદ્વારા સનત્કુમાર ભક્ત નારદને આપે છે. આમાં પણ ભક્તિની શ્રેષ્ઠતા દર્શાવવામાં આવી છે. આ શ્રુતિમાં જણાવેલો અનુભવ પ્રભુ સાથે ગમન કરનાર વ્રજસિમન્તીનીને થયો હતો. તેઓએ ભગવત્સ્વરૂપ વ્યતિરિક્ત અન્ય કોઈ પણ પદાર્થની કામના કરી હતી નહિ.

ભગવાન પોતાના આત્મામાં રત છતાં રમણ કર્યું તેનું કારણ લૌકિક દૃષ્ટિથી જણાવે છે, કે કામીઓ આવી દશામાં કેવાં દીનભાવને પ્રાપ્ત થાય છે તે જણાવવાને અહિંઆં મુખ્ય હેતુ છે. કાલીદાસે મેઘદૂતમાં કહ્યું છે કે કામથી પીડિત થના જનો સ્વભાવથી કૃપણ હોય છે. પણ પ્રભુ તો આ રીતે રમણ કરવા છતાં પણ અખણ્ડિત છે, માટે ઇન્દ્રિયાદિને વશ થઇને કેવલ કામસ્ફુર્તિને માટે રમણ ઇષ્ટ નથી, તેથી અનેક પ્રકારના અનર્થો સંભવે છે. વળી મલયુક્ત સ્ત્રીઓમાં આસક્ત થનારને સ્ત્રીઓની દુષ્ટતાનું ભાન અહિંઆં કરાવ્યું છે. વેદ પણ કહે છે કે લૌકિક સ્ત્રીઓનાં હૃદય કુતરાના જેવાં હોય છે. આ રીતે કામની લોલુપતા નિન્દનીય તથા અત્યન્ત વર્જનીય છે, પણ ખરો કામ તો આનન્દ સ્વરૂપ નિત્ય શુદ્ધ પ્રભુમાં નિરુપધિ સ્નેહ રાખવામાંજ છે.

---

ભગવાનના આવેશથી સર્વ વસ્તુનું યથાત્મ્ય સ્ફુરણ થયું તેનું નિરૂપણ કરે છે.

**श्री शुकउवाच**

**इत्येवं दर्शयन्त्यस्ताश्चेरुर्गोप्यो विचेतसः ।**

**अन्वयार्थ**—એ પ્રમાણે દેખાડતી ગોપીઓ ભાન વગરની બનીને ફરવા લાગી.

**श्रीसुबोधिनीजी**—આ રીતે ભગવાનની લીલા દેખાડતાં રતિ કરવા લાગ્યાં તે અનેક

વિધ છે. એ હેતુ જણાવવાને "ગોપીઓ" એમ કહ્યું છે. તેઓ શાસ્ત્રથી ભગવદીય થયાં નથી; પણ સ્વભાવથી થયાં છે. સ્વભાવ અનેકવિધ છે. માટે સર્વ ઉપપન્ન છે. વળી તેઓ કંઇ પણ જાણીને (જ્ઞાનપૂર્વક) બોલતાં નથી. પણ ભાન વગરનાં થઈને અથવા આમ દેખાડતાં ભાન વગરનાં થયાં. ત્રણ પ્રકારની સમાપ્તિ પણ કરી છે. માટે તેમની આગળ ગતિ નથી તેમ વચનો નથી.

---

આ રીતે તેમનું સ્વરૂપ નિરૂપીને તે ગોપીનું સ્વરૂપ જણાવે છે.

## मूलम्

यां गोपीमनयत् कृष्णो विहायान्याः स्त्रियो वने ॥३५॥
साचमेने तदात्मानं वरिष्ठं सर्वयोषिताम् ।
हित्वा गोपीः कामयाना मामसौ भजते प्रियः ॥३६॥
ततोगत्वा वनोद्देशं दृप्ता केशवमब्रवीत् ।
न पारयेऽहं चलितुं नय मां यत्र ते मनः ॥३७॥
एवंउक्तः प्रियामाह स्कन्धमारुह्यतामिति ।
ततश्चान्तर्दधे कृष्णः सा वधूरन्वतप्यत ॥३८॥

अन्वयार्थ—જે ગોપીને કૃષ્ણ લઇ ગયા હતા તે વગરની અન્ય સ્ત્રીઓ આ પ્રમાણે ભગવાનની લીલા દેખાડતાં ભાન વગરનાં વનમાં ફરવા લાગ્યાં. ૩૫

ત્યારે તેણે તેનાં મનથી સર્વ સ્ત્રીઓ કરતાં મોટી છે એમ માન્યું કારણકે અન્ય આવેલી ગોપીઓને ત્યજીને આ પ્રિય મને ભજે છે. ૩૬

પછીથી વન ભૂમિમાં તે ફકત ગોપી ગઇ અને કેશવને કહ્યું. મારાથી ચાલી શકાય એમ નથી, તો જ્યાં આપની ઈચ્છા હોય ત્યાં મને લઇ જાવ. ૩૭

આ રીતે ભગવાને કહ્યું એટલે ભગવાને તે પ્રિયાને કહ્યું " અરે મારા ખભા ઉપર ચડો " એમ કહીને ત્યાંથી કૃષ્ણ અન્તર્ધાન થયા. અને તે વધું (ગોપી) સંતાપ કરવા લાગી. ૩૮

श्रीसुबोधिनी—દોષ, અભિમાન, વચન, તથા ઉત્તર તેમના પૂર્વની માફક તિરોભાવ તથા દોષ દર્શન જ્ઞાન આ (૩૬) શ્લોકમાં કર્યું છે. કૃષ્ણ સદાનંદ છે તેથી તે અજાત દોષ પૂર્વોકત ગોપીમાં આનંદનું સ્થાપન કરવાને તેને લઇ ગયા. બીજાં સ્ત્રીઓ હતાં. પણ તે ગોપી મુગ્ધાજ હતી. માટે તેમનો વનમાં ત્યાગ કરીને તે ગોપીને લઇ ગયા વનસ્થોમાં વિવેક હોય છે. ૩૫

પ્રકૃતિના અધિકારીઓ પોતાથી ગતિથી અયુકત કરવાથી, તે ગોપીની બુદ્ધિનો નાશ કર્યો અને તેથી તે પણ અન્ય ગોપી સમાન થઇ એમ કહે છે.

ત્યારે તેણે અન્ય સ્ત્રીઓ કરતાં પોતે શ્રેષ્ટ છે એમ માન્યું. પ્રથમ તેને તે પ્રમાણે ન થયું. આ સમુદાય દોષથી ભગવાન્ ત્યાગ કરતા નથીઃ પણ પ્રત્યેક દોષથી ત્યાગ કરે છે એમ જણાવ્યું. તેના તે દોષમાં હેતુ કહે છે. કામથી આવેલાં સર્વ ગોપીઓનો ત્યાગ કરીને આ મને ભજે છે (એવો વિચાર થયો) તેમાં વળી પ્રભુ મને પ્રિય બન્યા છે, મારામાં એમની પ્રીતિ જેવી રીતે થાય તેવી રીતે કરે છે. કોઇપણ રીતે અપ્રિયના વિષય નથી. માટે હું શ્રેષ્ઠ છું. નહિતો અનુપપતિથી તે પ્રમાણે કલ્પે છે. દોષના અભાવથીજ ઉત્તમતા છે, ૩૬

અન્ય ધર્મથી નહિ; માટે તેને ભ્રમ થયો છે. ભ્રાન્તનું આ વાકય છે. પછીથી ભોગ સ્થાનથી આગળ જઇને અતિ રમણીય વનના પ્રદેશમાં સ્વ અર્થને માટે આ જાય છે, મારે માટે નહિ, તો અન્યને માટે શા કારણથી મારે ખેદ મેળવવો જોઇએ એ રીતે દૃપ્ત થઇ. તે રીતે ભગવાનની કૃપામાં અનધિકારિણી બનેલી તથા કૃપા મળવાથી અજીર્ણવાળી બનેલી તે ગોપી બ્રહ્મા વગેરેને પણ મોક્ષના આપનાર, દેહ ઇન્દ્રિય વગેરે સર્વ રહિત, પરમાનન્દ રૂપ કેશવને બોલી–હું ચાલવાને સમર્થ નથી. તોપણ જો એમ કહે " મરજીમાં આવે ત્યાં જા " તો ત્યાં કહેછે 'ના, જ્યાં આપનું મન હોય ત્યાં આપ મને લઇ જાવ. ૩૭

ત્યારે અતિ ચતુર ભગવાન્ તે વાકયનો ઉત્તર કહે છે. પ્રિયા કહીને ઉત્તર આપે છે. -'સ્કન્ધ ઉપર બેસ" આ નૃત્યની ઇચ્છા કરે છે. તથા સ્વમાં આવેલા રસનું અભિનયન કરવાને ઇચ્છે છે. તેથી ભૂમિ ઉપર પગ મૂકે તો ઉર્ધ્વ ભાવના અભાવથી રસચ્યુત થાય છે. માટે મારા સ્કન્ધ ઉપર ચઢ એમ કહ્યું છે. તે અત્યન્ત નટબાળક છે. જે સ્વસ્કન્ધ ઉપર ચઢીને નૃત્ય કરે છે. આ રીતે અશકય વસ્તુનો ઉપદેશ કરે છે. ભગવાનનું મન અલૌકિક રસના અભિનયનમાં હોય છે. તે ભૂમિ ઉપર પદસ્થાપનમાં હોતું નથી. જો અશક્ત હોય તો શી રીતે કહે, કારણકે મારૂં ત્યાંજ મન છે. જો તે પ્રમાણે કરે તો હું લઇ જઇશ. અનધિકારી લઇ જવાને યોગ્ય નથી. ભગવાન્ તો કદી પણ અન્યથા બોલતા નથી માટે પોતાના સ્કન્ધમાં સંભાવના હોતી નથી. તે સ્ત્રીએ તો મોહને વશ થઇને તે પ્રમાણે જાણ્યું. પછીથી મોહને વશ થઇને તે પ્રમાણે ઇચ્છા કરતી તેને જોઇને પછી અન્તર્ધાન થયા. કારણ આ કૃષ્ણ સદાનંદ છે. માટે તે પણ પૂર્વની માફક થઇ. વધૂ એટલે અનન્યપૂર્વા–અને મધ્યસ્થા તેમાં વળી ગુણાતીત તે અનુતાપ કરવા લાગી.

---

પછી કેવલ અન્તરનુતાપ થયો એટલુંજ નહિ પણ બહિઃવિલાપ પણ થયો.

## मूलम्

**हा नाथ रमण प्रेष्ठ क्वासि क्वासि महाभुज।**
**दास्यास्ते कृपणाया मे सखे दर्शय सन्निधिम् ॥३९॥**

**अन्वयार्थ**—હા નાથ, હા રમણ, હા પ્રિયતમ! હે મહાભુજ આપ કયાં છો? આપ કયાં છો? હે સખે આપની આ કૃપણ દાસીને સંનિધિમાં દર્શન આપો.

**श्रीसुबोधिनी**—"હા" પશ્ચાત્તાપના અર્થમાં છે. તમે ખરેખર અયુક્ત કર્યું છે એમ જણાવે છે, તો પણ હે નાથ, તમેજ સ્વામી છો. માટે દોષ દૂર કરવો જોઇએ. મારો ત્યાગ



ભગવાનથી વિયોગને પ્રાપ્ત થયેલાં સ્વામિનીજી.

( અ. ૨. શ્લો. ૪૦ )

PHŒNIX P. WORKS

...વો જોઇએ. હુ દૂર રહીને તમારૂં રક્ષણ કરીશ એમ પણ આપ કહેશો નહિ, કારણ પજ રતિવર્ધક ભોક્તા[2] છો અને અમે ભોગ્યરૂપ છીએ. માટે નજીકમાં આપે સ્થિત ...ું જોઇએ, એવો ભાવ છે. "અનુરોધથી કેવલ પાલન કરીશ, ભોક્તાની ઇચ્છાના અભાવે; ...ોગ્યની[2] ઇચ્છાથી ભોક્તા ભોગ કરતો નથી" આમ જો આપ કહેતા હો તો જણાવવાનું ...ે આપ[3] પ્રિયતમ છો. આપના સિવાય બીજો કોઈ પણ પ્રીતિનો વિષય નથી, જેથી કરીને હું જીવન ધારણ કરી શકું. અત્યન્ત વ્યાકુલ તે ગોપીના વચન કહે છે–"આપ મહાભુજ છો! આપનો ભુજ મહાન્ છે અર્થાત્ આપની ક્રિયા શક્તિ મહાન્ છે. માટે[4] દોષને દૂર કરવો જોઇએ: મને નહિ. કારણ કે હું તો દાસી છું. અને તેમાં વળી આપની દાસી છું, અને સ્વભાવથી કૃષ્ણ છું, અનાલોચિત યાચિકા છું. માટે મારા વચનથી અન્યથાભાવ કરવો ન જોઇએ. આ રીતે પ્રાર્થનામાં પરમ કૃપાલુ ભગવાને ઉભા થઇને તેને સ્વસ્થ કરી–અદૃશ્ય રૂપથી. ત્યારે ફરીથી તે કહે છે, હે સખે સ્પર્શથી સ્વધર્મના આરોપથી સંનિધિમાં આપનાં દર્શન આપો. નજીકમાં છો, તોપણ જેવી રીતે સન્નિધિમાં દેખાવો તેમ કરો. આ રીતે બોલતી તે સ્થિત થઇને ઉભી રહી. ભગવાન્ પણ ત્યાંજ સ્થિત[5] રહ્યા.

**ટિપ્પણ**—૧ મનમાંને મનમાંજ તાપ કર્યો એટલુંજ નહિ પણ બહારથી પણ વિલાપ કર્યો. (૨) જે રતિભાવ ઉત્પન્ન કરે છે તેણે તે રતિની વૃદ્ધિને માટે પ્રયત્ન કરવો જોઇએ. રતિજ જેનું જીવન બન્યું છે તેની વૃદ્ધિને માટે જાતે આવીને, તેના અભાવે દુઃખદ સ્થિતિમાં આવી પડેલાંનો તેમણે બચાવ કરવોજ જોઇએ, એ બચાવ દૂર રહે રહે કરવાનો નથી પણ નિકટ આવીનેજ (૨) ભોક્તા=ભગવાન્, ભોગ્ય=ગોપી; ગોપીની ઇચ્છાથી ભગવાન પાલન નહિ કરે, પણ ભગવાનની ઇચ્છાથી પાલન કરશે એવી શંકા થાયતો? (૩) આપ પ્રિયતમ છો, એટલે જે કોઇ આપને સર્વથી અધિક પ્રેમથી ચાહે છે તેનું રક્ષણ આપે કરવું જોઇએ, ત્યાં આપની ઇચ્છાજ ખપમાં નહિ આવે? આપની ઇચ્છા એ એક જાતની મર્યાદા છે. ઇચ્છા હો કે નહો, તોપણ આપે અમારૂં પાલન કરવુંજ જોઇએ, કારણકે આપ અમારી પ્રીતિના વિષય છો. (૪) મારામાં જો કોઇ પણ દોષ દેખાતો હોય તો તે દૂર કરો, પણ મારો શા માટે ત્યાગ કરો છો? (૫) અદૃશ્ય રીતે–પ્રાર્થના કાલે.

**વિવેચન**—જ્યારે ભગવાનને પોતાની નજીક ન જોયા એટલે તે ગોપી વિલાપ કરવા લાગી–હે નાથ, હે કાન્ત, હે પ્રિયતમ! આપ કયાં ગયા, આપ કયાં ગયા? આપે શાથી આમ એકાએક મારા ઉપરથી કૃપા ઉતારી નાખી અને અદૃશ્ય થઇ ગયા! હે મહાભુજ પ્રભો, હવે આપના વિયોગથી હું ઝુરી મરીશ, કારણકે મારૂં જે સર્વસ્વ આપજ છો, તે તો આમ દૂર રહો છો, તો હવે હું શું કરીશ? આપ મારા ઉપર એકવાર ફરીથી કૃપા કરો. મારા અપરાધને દૂર કરો અને આપના હસ્તની ક્રિયા શક્તિથી આ ઝુરતી આપની દાસીને આશ્વાસન આપો અને તેના કલેશની–તાપની નિવૃત્તિ કરો. એટલુંજ નહિ પણ આપ એને પ્રત્યક્ષ થઇને પુનઃદર્શન આપીને સ્પર્શથી સન્નિહિત થાવ. હું ખરેખર આપની દાસી છું. માટે દાસીના ઉપર કૃપા કરવી જોઇએ; તેના અપરાધો આપે ક્ષમા કરવા જોઇએ. મેં આપના તરફ જે ગર્વ દેખાડયો તે મારી ભૂલ થઇ ગઇ. આપ સાક્ષાત્ ભગવાન છો અને હું આપની સેવા કરનાર ભક્ત છું, તે સૌભાગ્યમદમાં ભૂલી ગઇ; પણ હવે એ દોષ મને સમજાયો છે અને તેનો પશ્ચાત્તાપ મને થાય છે. આપનો ઉદાર અને ઉદાત્ત સ્વભાવના છો,

તો મારા અપરાધોની ક્ષમા આપીને એક વખત ફરીથી આપની કૃપાને પાત્ર હે પ્રભુ' મને બનાવો. 'હા, નાથ" એ શબ્દોથી પ્રભુને ઠપકો દેછેકે આપે ઘણુંજ અનુચિત કાર્ય કર્યું છે. હું એક અબળા તેનો આપે ત્યાગ કર્યો તે ખરેખર ઘણું અયોગ્ય કર્યું ગણાય, કારણકે આપતો નાથ છો એટલે રક્ષણ કરવાને સમર્થ છો છતાં પણ આપે રક્ષણ કર્યું નથી, એ ઠીક ગણાય નહિ. "રમણ" શબ્દનો ધ્વનિ એવો છેકે ભગવાન એમ કહેકે હુ તમારો નાથ છું તે બાબતને સ્વીકારૂં છું. અને તેથી રક્ષણ દૂર રહીને કરીસ, તો તેના ઉત્તરમાં આ ગોપી કહે છે કે આ રીતે આપનું રક્ષણ મારે જોઇતું નથી. મારે તો આપનું પ્રત્યક્ષ રક્ષણ જોઇએ છીએ; કારણકે આપજ મારા રમણ છો—રતિના વર્ધક છો. આપ સિવાય બીજું કોઇપણ મારી રતિની વૃદ્ધિ કરી શકે તેમ નથી. અમારી રતિને વૃદ્ધિ કરનાર તથા ભોગવનાર આપજ છો, અમે તો કેવલ ભોગ્યરૂપ છીએ. વાત સત્ય છે કે ભોગ્યની ઇચ્છા પ્રમાણે ભોકતા ભોગવતો નથી. અને તેથી આપ અમારી ઇચ્છાને માન ન આપો, પણ આપ અમને સર્વથી વહાલા છો, આમ હોવાથીજ આપને કહેવાનો અમારો હક્ક છે એમ સમજીએ છીએ. પ્રેમ માર્ગમાં વિધિકે નિષેધ હોતા નથી; તેમ કોઇપણ જાતના નિયમ હોતા નથી; માટે ભોગ્યની ઇચ્છા સિવાય ભોકતા ભોગ કરતા નથી તે આપના નિયમને બિલકુલ બાધ આવતો નથી. "મહાભુજ" શબ્દથી સંબોધન કરવાનું મુખ્ય પ્રયોજન એ છે કે [1]આપ જો મારા કોઇપણ દોષથી ત્યાગ કરવા ઇચ્છા કરતા હોતો તે ઠીક નથી. કારણકે આપના ભુજ મહાન્ છે અર્થાત્ આપની ક્રિયાશકિત અધિક છે. તેથી કરીને અમારામાં ગમેતેવા દોષ હોય તો પણ તેને આપ દૂર કરી શકો એમ છો; માટે એ દોષોને પણ દૂર કરીને પુનઃદર્શન આપીને કૃપા કરો. આ ગોપિકાનાં વચન શ્રવણ કરીને પ્રભુએ તેના ઉપર દયા કરવાને અદૃશ્ય રૂપે સ્વસ્થ કર્યા. પણ તેથી તેમને સંતોષ થયો નહિ. તેમને તો સ્પર્શ સુખનો અનુભવ કરવો હતો, તેથી પુનઃ તે માટેની પ્રાર્થના કરે છે.

---

પછીથી શું થયું તે કહે છે.

## मूलम्.

**अन्विच्छन्त्यो भगवतो मार्गं गोप्यो विचेतसः ।**
**ददृशुः प्रियविश्लेषमोहितां दुःखितां सखीम् ॥४०॥**

**अन्वयार्थ**—ભાન વગરની, ભગવાનનો માર્ગ શોધતી ગોપીઓએ પ્રિયના વિયોગથી મોહિત થયેલી અને દુઃખિત સખીને જોઇ.

**श्रीसुबोधिनीजी**—પૂર્વે જણાવેલી ગોપીઓએ ભગવાનના માર્ગને શોધતાં નજીકમાંજ તેને જોઇ.[1] તેમના ક્રોધના અભાવ માટે "દુઃખિત" એમ કહ્યું છે. દુઃખિત ઉપર ક્રોધ થતો નથી. દુઃખમાં અન્ય હેતુના નિરાકરણ માટે" પ્રિયાના વિયોગથી મોહિત થવાય એમ કહ્યું છે. ભગવાનથી પરમ વિયોગથી પરમ મોહ–મૂર્છાને તે પ્રાપ્ત થઇ. તે પણ તેમની સખી હતી. માટે સખ્ય ભાવથી તે ઘણીએ તેને જાગ્રત કરી" પાંચ[2] જણના" સંગમાં દુઃખ રહેતું નથી"

**टिप्पण**—[૧] આ ગોપીઓને આ સમયે ક્રોધ નહિ થવાનું કારણ એ હતું કે તે દુઃખી અવસ્થામાં હતી. [૨] –પોતાનું ગમે તેવું દુઃખ હોય પણ જો વધારે માણસોમાં આપણે હોઇએ. તે વખતે આપણું દુઃખને આપણે કંઇક વિસારે પાડી શકીએ છીએ.

**विवेचन**—જ્યારે આ ગોપી આ રીતે આક્રન્દ કરતી હતી, તેવામાં ભગવાનનું અન્વેષણ કરતાં અન્ય ગોપીજનો ત્યાં આવી પહોંચ્યા. તેમણે આ ગોપીને આક્રન્દ કરતાં જોઇને, અનુમાનથી સમજ્યાં કે ખરેખર આ ગોપી દુઃખિત છે. તેને પણ પ્રભુનો વિયોગ થયેલો હોવો જોઇએ, નહિતો આવી મૂર્છાની દશા તેને પ્રાપ્ત ન થાય. માટે એના ઉપર આપણે ક્રોધ કરવો જોઇએ નહિ. એ પણ આપણી સખી છે તો સખીને આવા સમયે આપણે બધાંએ આશ્વાસન આપવું જોઇએ. **समानगुणशीलव्यसनेषु सख्यम्** એ ન્યાય પ્રમાણે સમય ગુણ અને શીલવાળાના વ્યસનમાં સખ્ય સંભવી શકે છે. આ ગોપીનું દુઃખ તે આપણા દુઃખની સમાન છે, કારણકે અત્યારે તેને ભગવાનના વિયોગનુંજ દુઃખ છે. તો આવા સમયે આપણે તેને આપણી સખી પુનઃ બનાવવી જોઇએ. આમ કરવાથી તે પોતાનું દુઃખ ભૂલી જશે; વળી જો આપણે તેને આ દુઃખમાં આશ્વાસન આપીશું તો ભગવાનની બધી હકિકત પણ તે આપણને કહી બતાવશે એમ વિચાર કરીને તે બધાં તેની પાસે ગયાં. જોકે પ્રથમ તે ગોપી બીજી ગોપીઓનો ત્યાગ કરીને કહ્યા વગર ભગવાન સાથે જતી રહી હતી તેથી તેમને ક્રોધ થયો તો હતો, છતાં અત્યારે તે ક્રોધને તેઓ ભૂલી ગયાં. કારણકે પોતાના ગમે તેવા શત્રુએ આપણું ગમે તેટલું અનિષ્ટ કર્યું હોય તોપણ જો તે દુઃખી અવસ્થામાં હોય તો આપણે તેને સાહાય્ય આપવીજ જોઇએ એ ન્યાયનું તેમને સ્મરણ થયું.



એ બધાં પ્રથમ એમ જાણતાં હતાં કે ભગવાનજ આ પ્રમાણે કૌતુકને માટે ગયેલા છે, આપણા દોષથી નહિ. નહિતો દોષના નિરાકરણ માટે યત્ન કરે. વળી સ્વદોષનું પરિજ્ઞાન ભગવાનની કૃપાથીજ થાય છે, પોતાની મેળે નહિ એવું જણાવવાને તેને લઇ ગયા અને પછીથી તે પ્રમાણે કહેવાને તેનો ત્યાગ કર્યો. માટે ભગવાનની ઇચ્છાથી તેણે સર્વ કર્યું. ત્યાં વક્તવ્ય વિષયમાં પ્રયોજન શું છે તે કહે છે.

## मूलम्

**तया कथितमाकर्ण्य मानप्राप्तिंच माधवात् ।**
**अवमानं च दौरात्म्याद्विस्मयंपरमं ययुः ॥४१॥**

**अन्वयार्थ**—માધવથી માન પ્રાપ્તિ તથા દૌરાત્મયથી અપમાન વિષેની હકીકત તેણે કહી એટલે તે બધાંને વિસ્મય થયું.

**श्रीसुबोधिनीजी**—તેણે કહ્યું કે માધવથી માન પ્રાપ્તિ થઇ અને દૌરાત્મ્યથી અવમાન થયું. જો કે તેમણે [૧]બહુ સાંભળ્યું. પણ આટલા અર્થનો તે નિશ્ચય કરી શકયાં. જે સન્માન પ્રાપ્ત થયું હતું તે પોતાના ગુણથી નહિ, પણ [૨]લક્ષ્મીપતિના ગુણથી; કારણ તે

તે લક્ષ્મીના [3]અંશ છે. દૌરાત્મ્યથી સ્વધર્મથીજ અપમાન છે. ત્રણ પદથી ખેદ ભ્રમાદિનું સૂચન કર્યું છે. આ રીતે ભગવાનનું અલૌકિક સામર્થ્ય જોઇને પરમવિસ્મયને પામ્યાં. આ રીતે તે વાકયોથી પદના અર્થનો નિશ્ચય કર્યો કે અન્વેષણ વગેરેથી ભગવાન્ પ્રાપ્ત થાય એમ નથી.

**ટિપ્પણ**—૧ એ ગોપીએ બહુ હકિકત તેમને કહી સંભળાવી. તેમનાથી છુટાં પડીને ભગવાનની સાથે કયાં કયાં વિચરી હતી, તથા કેવી રીતે રસાનંદ ભોગવ્યો એ બધું અથથી તે ઇતિ સુધી કહી સંભળાવ્યું. પણ તે બધામાંથી તેમણે એકજ અર્થનો નિર્ણય કર્યો. ૨ ભગવાનનું નામ માધવ છે. માધવ એટલે મા=લક્ષ્મીના ધવ=પતિ ૩ માન ઇત્યાદિ લક્ષ્મીના અંશ છે માટે લક્ષ્મીપતિના ગુણથી એ વસ્તુ પ્રાપ્ત થાય છે, પોતાના ગુણથી નહિજ.

**વિવેચન**—ત્યાર પછી તે બધી ગોપીઓ પેલી ગોપીની આજુબાજુ વિંટાઇ વળ્યાં અને તેને પૂછવા લાગ્યાં કે તું શા માટે રૂદન કરે છે? અમે પણ તારા જેવાંજ દુઃખી છીએ, માટે તું સંતાપ કરીશ નહિ. તું અમારી સખી છે, તેથી ચાલ અમારી સાથે. આવી રીતે તેને આશ્વાસન આપ્યું એટલે તે ગોપીએ તેમને બધી હકિકત અથથી તે ઇતિ સુધી કહી બતલાવી. તે આ સઘળી હકિકત શ્રવણ કરીને તેમણે નિશ્ચય કર્યો કે ખરેખર એ ગોપી પોતાના દૌરાત્મ્યથી અપમાનને પામી છે. પ્રથમ માધવે તેને માન આપ્યું, પણ તે માન પોતે જીરવી શકી નહિ. એ પોતાના દોષે કરીનેજ એ દશામાં આવી પડી હતી. આ રીતે વિચાર કરતાં કરતાં તેઓ વિસ્મયમાં ગરકાવ થઇ ગયાં. તેમણે મનથી નિશ્ચય કર્યો કે આપણી સખી જે ઉત્કૃષ્ટ પદને પ્રાપ્ત થઇ હતી, તે સ્વગુણોથી નહિ પણ ભગવાનના ગુણોથી અર્થાત્–ભગવાનની કૃપાથી. પ્રભુએજ તેનું વરણ કરવાને સ્વતઃ ઇચ્છા કરી અને આપણાં બધાથી વિયુકત કરીને તેની સાથે ગમન કર્યું. પણ ભગવાનની આટલી કૃપા છતાં, તેની મન્દ ભાગ્યતા તો જુઓ? ખરેખર એના દૌરાત્મ્યને લીધેજ પ્રભુએ આપેલું સુખ છીનવી લીધું. પ્રભુએ આટલું બધું ઉચ્ચ પદ આપ્યું છતાં તેણે દર્પ કર્યો અને પ્રભુ કરતાં પણ પોતાની જાતને અધિક માનવા લાગી. આ દૌરાત્મ્યનું પરિણામ પ્રાપ્ત સુખના નાશ સિવાય બીજું શું હોય? ખરેખર જ્યારે આપણી સખી સ્વામિની જે સાક્ષાત્ નિર્ગુણ પ્રેમ લક્ષણા ભકિતની મૂર્તિ રૂપ છે, તેનામાં પ્રેમભાવથી ઉત્પન્ન થયેલા દર્પથી, આટલું બધું પરિણામ આવ્યું તો પછી સાધારણ કોટિના જીવોને આ દર્પ કેટલો બધો અધઃપાત નહિ કરે તે ખાસ વિચારવા જેવું છે? માટે આપણે પણ જો આપણામાં માન તથા દર્પ વગેરે દોષ હજુ પણ રહી ગયા હોય તો તે ત્યજવાજ જોઇએ; અને જો નહિ ત્યજીએ તો પ્રભુ આપણાથી સો તો શું પણ હજારો ગાઉ દૂરજ રહેશે. પછી આપણે ભલે તેમની શોધ કરવાને વ્રથા ફાંફાં આમ તેમ મારીએ. પ્રભુના તરફ શુદ્ધ પ્રેમ ભાવ ન હોય અને તેની સાથે જો દૈન્ય ન હોય તો અન્વેષણ વગેરે સાધનો શું પ્રભુને પ્રાપ્ત કરાવશે? દૈન્ય એજ પ્રભુને પ્રસન્ન કરવાનું તેમ તેમને નિરંતર આપણી પાસે રાખવાનું સાધન ગણાય. વસ્તુતઃ તે પણ સાધન નથી; એ પણ પ્રભુની કૃપા હોય તોજ બની આવે. +

---

**+ ભક્તિ માર્ગમાં દૈત્યની ખાસ આવશ્યકતા છે એ સિદ્ધાન્તને મળતો ધ્વનિ નીચેના એક અંગ્રેજના લખાણુના અવતરણુમાં પણુ મળી આવે છે**

આગળ ભગવાનની કૃપામાં હેતુ શો છે તેનો વિચાર કરીને સર્વનો પરિત્યાગ કરીને દેહના પરિત્યાગ પર્યન્તજ સાધન છે એમ નિશ્ચય કર્યો, અને તે પ્રમાણે કર્યું એમ કહે છે.

## मूलम्

ततोऽविशन् वनं चन्द्रज्योत्स्ना यावद्विभाव्यते ।
तमःप्रविष्टमालक्ष्य ततो निवव्रतुर्हरेः ॥४२॥

**अन्वयार्थ—પછીથી જ્યાં સુધી ચંદ્રની જ્યોત્સ્નાનો પ્રકાશ દેખાયો ત્યાં સુધી વનમાં દાખલ થયાં, અને જ્યારે અંધકારને વ્યાપેલો જોયો ત્યારે તેઓ હરિની પાસેથી અગર હરિપ્રિયાઓ પાછાં ફર્યાં.**

**श्रीसुबोधिनीजी**—પછીથી વનમાં દાખલ થયાં. મોહની નિવૃત્તિ માટે વનપ્રવેશ કર્યો. [1]વનમાં ગયેલાંને જો મોહ થાયતો પછી વનપ્રવેશથી શું? જ્યાં સુધી ચંદ્રજ્યોત્સ્ના પ્રકાશતી હતી ત્યાં સુધી દૂર તે ગયાં. ઘણાજ નિબિડ વનમાં તે પેઠાં નહિ. વળી જ્યારે ગાઢવનમાં ચંદ્રકિરણો પ્રવેશ પામ્યાં નહિ તે સમયે ત્યાં તમઃ જાણને ત્યાંથી તે નિવૃત્ત થયાં–પાછાં ફર્યાં. શંકા–પ્રથમ[2] જે ઉદ્યોગથી વનમાં ગયાં, તે નહિ કરીને પાછાં કેમ ફર્યાં? ઉત્તર—તેઓ હરિની પાસેથી અગર હરિના સંબંધવાળાં હોવાથી અંધકારથી પાછાં ફર્યાં. ખરેખર ભગવદીયો અંધકારમાં પ્રવેશ કરતા નથી. ભગવાનેજ તેમનું નિવારણ કર્યું હતુ.

**टिप्पण**—૧ વનમાં જવાથી જો સંસારના વિષયો ઉપરનો મોહ રહે તો પછી વનમાં જવાની જરૂરજ શી છે? મોહપાશમાંથી બચવાની ખાતરજ લોકો વનમાં જાય છે, અને

---

+ The sincere believer will be conscious of a deep and heart-felt conviction of the weakness of his own moral powers but he will therefore only the more anxiovsly endeavour, whilst he cries for spiritual assistance to the throne of Grace, to use those powers to the utmost in the cause of holiness. He will aim at the attainment of a degree of spiritual perfecteion, which at the same time he will know to be in this world, unattainable, and will therefore combine, with hopes and aspirations, the most unbounded humility, and self–abasement the most sincere. He will therefore tender the daily offering of the feeble works of imperfect righteousness to his maker not with the proud, self–satisfied spirit of one who is presenting an adequate sacrifice worthy of the Great Being to whom it is presented, but with the shrinking, shame, and diffidence of the poor widow, who followed in the deposit, her solitary mite.

Shuttle Worte.

વન જીવનનો અંગીકાર કરે છે. ૨ વનના અંધારાવાળા ભાગમાં પહેલાંની માફક અત્યારે કેમ ગમન ન કર્યું અને પાછાં ફર્યાં ?

**વિવેચન**—ત્યાર પછી પ્રભુને શોધવાને માટે વનમાં તેઓ આમ તેમ ફર્યાં. જ્યાં જ્યાં ચંદ્રનો પ્રકાશ દેખાતો હતો, ત્યાં ત્યાં બધે ફરી વળ્યાં; પણ વનના ગાઢ અંધકારથી વ્યાપ્ત પ્રદેશમાં તેમણે જવાની હિંમત ધરી નહિ. તેથી તેમણે ત્યાંથી પાછા ફરવાનો વિચાર કર્યો. જેઓ ભગવાન સાથે સંબંધવાળાં છે તેમણે તો અંધારામાં કદી પણ આથડવું અગર ફરવું ન જોઇએ. તેમણે તો સર્વદા પ્રકાશવાળા ભાગમાંજ રહેવું જોઈએ એ વિચારથી પણ તેઓ ત્યાંથી નિવૃત્ત થયાં. ભગવાનની ઇચ્છાથી પાછાં ફર્યાં. **વનપ્રવેશ કરવાનું કારણ મોહને નિવૃત્ત કરવાને માટે છે. જેમનો સંસાર તથા તેના વિષયો ઉપરથી મોહ દૂર થયો હોય તેજ વનનો અંગીકાર કરે છે. ગોપીજનો પણ પોતાનામાં મોહને દૂર કરવાને વનમાં પ્રવેશ કરે છે. મોહ એ ભક્તિવૃક્ષનો ઝહેરી કીડો છે. જ્યાં સુધી તે હોય છે ત્યાં સુધી તે એ વૃક્ષને વિકસવા દેતો નથી, તેમજ તેનાં પર્ણોને લીલાં થવા દેતો નથી; તો પછી સુંદર કલિકા, ફુલ તથા ફલોદ્‌ગમનીતો વાતજ શી કરવી ? મોહ એ ભક્તનો કટ્ટો શત્રુ છે. આ મોહ શી રીતે નિવૃત્ત થાય ? આને માટે પણ સંસાર તરફથી ચિત્ત વિમુખ થવું જોઇએ. સંસારના પદાર્થોમાં જે કંઈ મારૂં તારૂં થાય છે અગર મમતા હોય છે તથા આપણી ઈન્દ્રિયોનું આકર્ષણ થાય છે તે ન થવા દેવું જોઇએ. સંસાર એ ઈન્દ્રવર્ણો જેવો છે, માત્ર તે તેના બાહ્ય રંગથીજ લલચાવનાર છે. એ સમજ જ્યારે આવે ત્યારેજ મોહ દૂર થાય. આ સમજ એકાન્ત સ્થળમાં ભોગવેલી અનહદ શાન્તિ તથા નિવૃત્તિમય જીવનથીજ મળી શકે છે. વન તે એવું સ્થળ છે, કે ત્યાં અનહદ શાન્તિ પથરાયલી હોય છે તેમાં પ્રવેશ કરનારના મનના વિકારો દૂર થાય છે, અને પ્રભુ સંબંધીનાજ શુદ્ધ અને પવિત્ર વિચારો તેમાં પ્રકટે છે. તેવા જીવનનો અનુભવ કરવાને વ્રજ સીમન્તિનીઓએ વન પ્રવેશ કર્યો.** વનમાં પ્રવેશ કરવો એટલું જ બસ નથી પણ તેના પ્રકાશવાળાજ ભાગમાં ફરવું જોઇએ, અંધકારવાળા નહિ. જોકે વન એ નિવૃત્તિ તથા શાન્તિનું અનુકૂળ સ્થાન છે છતાં પણ જો તેના કોઈપણ સ્થાનમાં નિબિડ અંધકાર હોયતો તે વર્જ્ય ગણવો જોઇએ. **મોહનો ત્યાગ કરવાને નિવૃત્તિ અને શાન્તિના પ્રદેશમાં પ્રભુજ્ઞાનના પ્રકાશમાંજ વિચરવું જોઈએ. પ્રભુજ્ઞાનના પ્રકાશ વગરની નિવૃત્તિ અગર શાન્તિ તે ખરી રીતે નિવૃત્તિ અને શાન્તિ નથી તે સૂચવવાને અહિઆં ગોપીઓએ તે વનના ગાઢ અંધકારવાળા ભાગમાં ગતિ કરી નહિ એવું કહ્યું છે.**

---

૧ જો પાછાં ફર્યાં તો તે હવે ગૃહ તરફ ગમન કરશે એમ કોઇને શંકા થાયતો કહે છે—

## मूलम्

**तन्मनस्कास्तदालापास्तद्विचेष्टास्तदात्मिकाः ।**
**तद्गुणानेव गायन्त्यो नात्मागाराणि सस्मरुः ॥ ४३ ॥**

**अन्वयार्थ**—**ભગવાનમાં મન પરોવીને, ભગવાનની વાતો કરીને, ભગવાનની વિચેષ્ટા કરીને, કૃષ્ણનેજ પોતાના આત્મા બનાવીને (અથવા કૃષ્ણમાંજ પોતાના**

**આત્માને રાખીને તેમનાજ ગુણોને ગાતાં, પોતાના આત્મા તથા આગારનું સ્મરણ તેમને થયું નહિ.**

**શ્રીસુબોધિની**—તેમને આત્મા તથા આગારનું સ્મરણ રહ્યું નહિ. આત્મા એટલે દેહ અને આગાર એટલે ગૃહ, તથા તેના સંબંધની વસ્તુઓનું સ્મરણ તેમને થયું નહિ. અસ્મરણમાં હેતુ કહે છે. તે હેતુ પાંચ છે અને પાંચ પદથી કહેવાય છે. તેમનું મન ભગવાનમાં હતું. સ્મૃતિ મનના વિષે ઉત્પન્ન થાય છે, અને મનતો ભગવાનમાંજ ફક્ત હતું, આથી તેમને ગૃહાદિનું સ્મરણ રહ્યું નહિ. અન્યદ્વારા[3] સ્મરણનો અભાવ કહે છે. તેઓ ભગવાનની વાતો કરવા લાગ્યાં. [4]અન્ય પણ જો બીજી વાર્તા કરેતો તે પ્રસંગથી ગૃહાદિનું સ્મરણ થાય. તે સર્વનો આલાપ ભગવાન્ વિષે હતો, આથી અન્યથી પણ સ્મરણ નથી. શંકા–ભૂખ અને તરસથી કરાયલી દૈહિક ક્રિયા તો આવશ્યક હોવી જોઈએ; તેથી દેહાદિનું સ્મરણ થાય તો તેના ઉત્તરમાં કહે છે. તેમની ચેષ્ટાઓ પણ ભગવન્મય હતી. તે ભગવાનની ચેષ્ટામાં પૂર્વવત્ આવિષ્ટ હતાં. શંકા–તોપણ સર્વ જ્ઞાનમાં આત્માનો અંશ સ્ફુરે છે જેમકે હું ઘટને જાણુંછું, વગેરે. તો કેવી રીતે આત્માની અસ્ફૂર્તિ અહિંઆ [5]બને છે? આના ઉત્તરમાં કહે છે તેમના આત્મા પણ ભગવાન્‌માં હતા. તેજ તેમનો આત્મા હતો. સર્વદા કૃષ્ણાત્મભાવનાજ ચિત્તમાં સહજ હતી. માટે આત્મા તરીકે ભગવાન્‌જ સ્ફુરતા હતા. માટે દેહાદિનું સ્ફુરણ નથી. શંકા–[6]સદૃશ વસ્તુ, અદૃષ્ટ અને ચિન્તાદિએ સ્મૃતિ બીજનાં બોધક છે, માટે અદૃષ્ટને લીધે શાથી સ્મૃતિ ન થઇ? ત્યાં કહે છે તે ભગવાન્‌નાજ ગુણ ગાતાં હતાં. જો શાન્ત સ્થિત રહેતો સ્મૃતિ પણ થાય; અન્યાસક્ત તથા અન્યકાર્યમાં પરાયણ તેઓ ભગવાનનાજ ગુણનું ગાન કરે છે. ગુણથી કરીને દુષ્ટ અદૃષ્ટનો નાશ થાય છે. માટે અદૃષ્ટ દ્વારા પણ સ્મૃતિ બોધ નથી.

**ટિપ્પણ**—૧ ભગવાનને અત્યાર સુધી તેમણે શોધ્યા છતાં પ્રાપ્ત ન થયા તો હવે તેમને માટે બીજો કોઇ પણ ઉપાય રહ્યો નથી, તેથી સકલ પ્રયાસ છોડી દઇને ઘર તરફ તેમણે જવું જોઇએ, એવી કોઇને શંકા થાયતો તેના ઉત્તરમાં કહે છે. (૨) દેહ તથા આગારનું સ્મરણ પાંચ કારણથી થાય છે–મન, વાણી, ચેષ્ટા, આત્મા તથા ગુણગાન આ પાંચને ભગવાનમાં રોકયાં; તેથી ગૃહાદિનું સ્મરણ તેમને થયું નહિ. (૩) અન્ય કારણથી (૪) બીજી ગોપીઓ–પોતા સિવાયની જો કદાચ ભગવાન સિવાય અન્ય કોઇ વિષયની વાત કરે તો તેથી પણ ચિત્ત લૌકિકમાં પરોવાય માટે ત્યાંથી પણ વ્યાવૃત્તિ થવાને કહે છેકે તેમણે વાતો પણ ભગવાનના વિષેની કરી. (૫) અહિંઆં એમ કહે છેકે તેમનો આત્મા પણ પ્રભુમાંજ હતો અર્થાત્ તેમને આત્માનું ભાન રહ્યું નહોતું–સ્વ આત્માની સ્ફુર્તિ રજ નહોતી. કોઇને શંકા થાય કે આત્માની અસ્ફુર્તિ થવી તે તદ્દન અશકય છે. જ્ઞાનની ઉત્તરાવસ્થામાં સ્થિત રહેનારને પણ આત્માની અસ્ફુર્તિ બની આવતી નથી. જેમકે હું ઘટ જાણું છું. તેમાં સવિજ્ઞનો વિષય “હું” તો રહેછેજ, તો પછી આમને આત્માની અસ્ફુર્તિ શીરીતે થાય? (૬) સ્મરણ થવામાં આ પણ કારણો છે કે કોઇક વખત આપણે કોઇ વસ્તુ જોઇ હોય તેના જેવી કોઇ બીજી વસ્તુ જોઇએ ત્યારે તેનું સ્મરણ થઈ આવે છે, અથવા અદૃષ્ટને લીધે પણ સ્મરણ થાય છે,

તેમજ કેટલીક વખત આપણે બહુ ચિન્તામાં પડી ગયા હોઇએ તો પણ આપણને અમુકનું સ્મરણ થાય છે.

**વિવેચન**—કોઇને અહિંઆં શંકા થાયકે જો તેઓ બધાંએ અન્વેષણ કર્યું છતાં પણ ભગવાનનો પત્તો ન ખાધો, તો પછી પાછાં ફરીને તેઓ ક્યાં ગયાં ? ઘર તરફ ગયાં ? તેના ઉત્તરમાં કહે છે–ના, ઘર તરફ ન ગયાં, કારણકે આ સમયે તેમને પોતાના દેહનું અગર ઘરનું સ્મરણજ નહોતું. સ્મરણના હેતુઓ પ્રભુ પર હતા, એટલે સંસાર તેમને સાંભળતોજ નહોતો. તેમનું મન, તેમની વાણી, તેમની વિવિધ ચેષ્ટાઓ, તેમનો આત્મા તથા તેમની ભાવના સઘળું પ્રભુમયજ હતું. મન પ્રભુનોજ વિચાર કરતું હતું, વાણી પ્રભુનીજ વાત કરતી હતી, હસ્તાદિ પણ પ્રભુની ચેષ્ટાઓ કરતાં હતાં, પ્રભુજ તેમના આત્મા હતા–પ્રભુનીજ ભાવના એમને થયા કરતી હતી. અને પ્રભુનાંજ તે ગુણગાન કરતાં હતાં–તો પછી તેમને સંસાર શી રીતે સાંભળે ? ઘર તરફ પાછાં ફરવાનો પણ વિચાર સરખોએ શામાટે કરે ? યત્કિંચિત્ પણ લૌકિક માટેની ઇચ્છા રહી હોયતો ગૃહ તરફ ગમન કરે, પણ તેટલી ઇચ્છાને પણ અહિંઆં સ્થાન નથી. તેમની ઇન્દ્રિયાદિનું સંપૂર્ણ રીતે લૌકિક વિષયોમાંથી આકર્ષણ થયું, હતું, અને પ્રભુમાં જોડાઇ હતી.



પછી શું થયું એ આકાંક્ષા થાય તો કહે છે.

**पुनः पुलिनमागत्य कालिन्द्याः कृष्णभावनाः ।**
**समवेता जगुः कृष्णं तदागमनकांक्षिताः ॥४४॥**

**अन्वयार्थ**—ફરીથી કાલિનન્દીના કિનારા ઉપર આવીને કૃષ્ણમાં ભાવના વાળાં તેમણે એકઠાં થઇને કૃષ્ણના આગમનની ઇચ્છાથી ગાન કર્યું.

**श्रीसुबोधिनी**—પ્રથમ જે કિનારા ઉપર ઉભાં હતાં, ત્યાંજ ફરીથી આવ્યાં. શંકા–[1] વિવેકરહિત તે શી રીતે આવ્યાં ? ત્યાં કહે છે તેમનામાં કૃષ્ણની જ ભાવના હતી. તેથી ભગવાનની ઇચ્છાથી ભગવાનની પ્રેરણાએ કરીને ત્યાં આવ્યાં. તેજ સ્થાનમાં ભગવાન્ રતિ કરે છે, તે સ્થાન અમને હિતકર છે. માટે ત્યાંજ આવ્યાં. ત્યાં કોઇ એકના ભાગ્યથી સ્નેહ અગર કૃપાએ કરીને કદાચ આવે એ સંદેહથી[2] એકઠાં થયાં. પછીથી અન્ય સાધન નહિ મળવાથી સદાનંદ કૃષ્ણનું[3] ગાન કર્યું. દોષના નિવારણમાં હરિના ગુણગાન એજ સાધન છે. પણ જો દોષ [4]નિવૃત્ત થાય તો તો પ્રભુ જાતેજ પધારશે એમ વિચારી તેમના આગમનની આકાંક્ષાથી ગાન કર્યું.

**टिप्पण**—(૧) પૂર્વ શ્લોકમાં કહ્યું હતું કે તે ગોપીઓનાં મન પ્રભુમાં હતાં. તેમની સર્વ ચેષ્ટાઓ તથા ભાવનાઓ પ્રભુમય હતી, તો પછી અત્યારે તેઓ શ્રીયમુનાજીના તટ ઉપર શી રીતે આવી શકે ? એ અવસ્થામાં તેમની વિવેકશક્તિજ જતી રહી હોય તો પછી અંધારી રાત્રે તેઓ શી રીતે ફરતાં ફરતાં યમુનાજીના કિનારા ઉપર પાછાં ફરી શકે જ્યાં દેહાદિનું અનુસંધાનજ નથી તો પછી ગતિ આદિ વગેરે વ્યાપારો શી રીતે બની શકે ?

(૨) બધાં એકઠાં થયાં તેનું કારણ એટલુંજ કે કદાચ પ્રભુ બધાંને ન વ્હાલા હોય તોપણ તેમનામાંથી એકાદ જણ તેમની કૃપાનું પાત્ર હોય તો તે એક ભગવદીયની ખાતર પણ પ્રભુ ત્યાં પધારે. (૩) અત્યાર સુધી અન્વેષણ તથા લીલાનું કરણ વગેરે સાધનોનો ઉપયોગ કરી જોયો તેથી કંઇ પણ કાર્ય સિદ્ધિ થઇ નહિ. તેથી છેવટે થાકીને પ્રભુના ગુણ-ગાન કરવાનો નિશ્ચય કર્યો. કારણ કે સદાનંદ કૃષ્ણ અન્ય કોઇ પણ સાધનથી પ્રસન્ન થાય એમ નથી, એમ તેમણે સારી પેઠે જાણ્યું હતું. (૪) ગુણગાનનો અન્ય હેતુ એ છે કે, ભગવદ્‌ગુણગાન દોષની નિવૃત્તિ કરે છે, તો જો ગુણગાનથી એમના દોષો નિવૃત્ત થાય તો કદાચ પ્રભુ પધારે એવી આશામાં ગુણગાન આરંભ્યું.

**વિવેચન**—છેવટે તેઓ ફરતાં ફરતાં રસ્તામાં પ્રભુના ગુણગાન કરતાં કરતાં કાલિન્દી-ના તટ ઉપર પુનઃ આવ્યાં, અને ત્યાં બેસીને અન્ય કોઇ પણ સાધન નહિ જોવાથી પ્રભુ વિષે ગાન કરવા લાગ્યાં. આ વખતે તેમની ભાવના કૃષ્ણમાં હતી. ચિત્ત પ્રભુમાંજ હતું. ફક્ત એકજ જણે ગાન કર્યું એમ નહિ પણ તે બધાંએ ગાન કર્યું. તેમણે એવું ધાર્યું કે એમ કરવાથી સદાનંદ કૃષ્ણ એકાદના ઉપર પણ કૃપા કરવાને પધારે. અહિંઆં કૃષ્ણપદનો પ્રયોગ છે–તે "સદાનંદ"ના અર્થમાં છે. આનંદસ્વરૂપ પ્રભુને પ્રત્યક્ષ કરવામાં ગાન ઉપકૃત છે. વળી મનુષ્યના દુઃખમાં "ગીત" જેટલો આનંદ આપે છે, તેટલો ભાગ્યેજ બીજું કંઇ આપી શકે+

**ફલ પ્રકરણ અધ્યાય બીજો સમાપ્ત.**



+સરખાવો. One of the most pure and innocent pleasures which we can enjoy, we owe to music. It possesses the art of charming our ears, soothes our passions, affecting our hearts, and influences our propensities. How often has music dissipated. our gloom, quickened the vital spirits, and ennobled our sentiments! An art so pleasing and useful well deserves our attention; and calls upon us to employ it to the Glory of our beneficient Creator.

Sturm.

# શ્રી સુબોધિનીજીનું ફળ—વિરહ અને દીનતા છે.

ઊંડું વિચારીએ તો શ્રી મહાપ્રભુજીએ સૂત્રરૂપે શ્રીભાગવતમાં આપેલી ભક્તિમાર્ગીય પરમકાષ્ટાપન્ન દશા મેળવતાં છેલ્લી દશાનું સ્પષ્ટ વર્ણન આ ફળ પ્રકરણ શ્રી સુબોધિનીજીમાં આપ્યું છે. એ દશાની સિદ્ધિ વગર સાક્ષાત્ ભગવત્પ્રાપ્તિ નથીજ, એ ડગલે ને ડગલે આ ફળ પ્રકરણ શ્રી સુબોધિનીજીમાં માલમ પડે છે. **ભક્તિમાર્ગ મનુષ્યની પ્રેમલક્ષણા ભક્તિની છેલ્લી દશા વિરહ અને દીનતા છે.** તેના તો સ્થાને સ્થાને આમાં ભંડારજ છે. પ્રભુમાં તદ્દનજ સર્વેન્દ્રિય નિરોધ વગર આવી દશા પ્રાપ્ત કરવી મુશ્કેલ છે. શ્રી હરિરાયજી પણ વિરહ અને દીનતાને સાક્ષાત પ્રભુપ્રાપ્તિમાં મુખ્યજ માને છે, અને તે આપશ્રીના શિક્ષાપત્રમાં ડગલે ડગલે જણાય છે.

જે મનુષ્ય આ સુબોધિનીજીનું સૂક્ષ્મ અવલોકન કરે તેનો તો સર્વ પ્રકારનો સાધનમદ હણાઇજ જાય છે, કારણ કે પ્રભુની સેવા એ પણ પ્રભુ પ્રાપ્તિના સાધનમાંજ પેસી જાય છે. વિદ્યા પણ સાધનમાંજ પેસી જાય છે; વ્યવહારદશામાં ભક્તિમય વ્યવહાર પણ સાધન દશામાંજ પણ સ્થાન લે છે, કારણકે આ ભક્તિમય વ્યવહારની છેલ્લી દશા વિરહ અને દીનતામાં છે, જેમાં યજ્ઞ, દાન વિદ્યા. તેમજ સંસાર શુદ્ધાં છુટી જાય છે, ને પ્રભુમયજ દેહ, પ્રાણ ઇંદ્રિયો અને આત્મા બની રહે છે, એટલે જેમ લૌકિક અને વૈદિક એ ભક્તિમાર્ગીય બગીચાના રક્ષણ માટે ઉપયોગી છે, **કર્મ માર્ગ પણ ભક્તિમાર્ગીય બગીચાના રક્ષણ રૂપ છે. તેમ વિરહ અને દીનતાની પ્રાપ્તિ માટે સેવા વગેરે સાથે ભક્તિમય વ્યવહાર સાધનરૂપ છે.** જો કે સેવાનેજ ફળાત્મક બતાવવામાં આવે છે, પણ તે વિરહ અને દીનતા પ્રકટ કરી પ્રભુની સાક્ષાત્પ્રાપ્તિ કરાવે છે માટેજ.

શ્રી સુબોધિનીજીનું વારંવાર વાચન અને મનન આ પ્રમાણે વિરહ અને દીનતા પ્રકટ કરવાના કારણરૂપ છે માટે ફલાત્મક વસ્તુ શ્રીસુબોધિનીજી છે, એ કહેવું અતિશયોક્તિ ભરેલું નથી, વારંવાર વાંચવાથી ને મનન કરવાથી તેમાં નિરોધ થઇ જાય છે. અને નિરોધથી ફલપ્રાપ્તિ થાય છે. **જેમ સ્વરૂપ સેવા કરતાં જો આનંદજ પ્રાપ્ત થાય, પણ વિરહ અને દીનતા ન પ્રકટ થાય તો તે સેવા હમેશાં સાધનરૂપજ બની રહે છે. તેમ જો શ્રી સુબોધિનીજીનું મનન કરતાં હૃદય દ્રવી ન જાય વા અશ્રુપાત ન થાય તો તે પણ સાધનરૂપજ ગણાય.**

આપણે સેવા કરીએ છીએ, પ્રભુ આપણને સ્વાનુભવ જણાવતા નથી. છતાં કદી આપણાં હૃદય દ્રવી જતાં નથી, તેથી અનુભવ સુધી નથી જવાતું. એક લૌકિક પતિને પરણેલી સ્વામિના સુખના જ્ઞાનવાળી સતી પોતાના પતિની ખૂબ પરિચર્યા કરે, પણ તે બુદ્ધાવતાર ધારણ કરી તેની સાથે બોલે નહિ, વા આનંદનું દાન ન કરે, વિભાવો ન આપે, પોતાના ઓરતા પુરા ન કરે તો તે છ માસમાં માથું કુટીને મરી જાય, તેના અંતરમાં પતિ પાસે છતાં સુખ ન મળવાથી અગ્નિના ભભુકા ઉઠે, તેને રૂંવે રૂંવે અગ્નિ પ્રજ્વલિત થાય. પણ આપણે તો પ્રભુની સેવા કરીએ છીએ; આપણા મોંઢા આગળ આપણે સર્વ

પ્રકારનાં લાડ તેમને લડાવીએ પણ તે કોઇ રીતે ન બોલે કે ન ચાલે, ન રસનું સુખ આપે, છતાં લગારે અશ્રુપાત સરખોયે ન થાય, પણ ઉલટો આનંદ થાય તો એ આપણી સેવા કેવા પ્રકારની કહેવાય ? પછી પ્રભુ આપણને આ સાધનદશામાંજ આનંદ આપવાના આપણી આર્તિના પ્રમાણમાંજ તે દાન કરવાના.

**વિદ્યા પણ વિરહને માટે છે,** વિદ્યા એ સાધન છે, ફલ પ્રાપ્તિમાં સાધન છુટી જાય છે. **શ્રીગોપીજનો પ્રભુની સમીપ ઉભાં છે. ત્યારે જ્ઞાન પણ નાશ પામે છે.** રાસ રમવાની આશામાં જ્યારે પ્રભુને કરગરે છે ત્યારે સર્વસ્વ ભૂલી જાય છે. અને તેથીજ કહે છે કે—**संत्यज्य सर्व विषयांस्तवपादमूलम् ॥** "સંસાર, સેવા, ભક્તિ, જ્ઞાન, દેહનું ભાન શુદ્ધાં ત્યજીને અમે આપના ચરણના મૂળની પ્રાપ્તિ કરી છે." મતલબ કે સર્વ વિષયો ત્યજીને અમે આપને હવે અમારો વિષય કર્યો છે. સર્વેંદ્રિયનાં સર્વ સાધન વસ્તુ આપજ થઇ પડયો છે. અહિં વિદ્યાની નિવૃત્તિ બતાવવા માટે કહે છે કે "**ज्ञानमपि निवृत्तम्**" શ્રી ગોપીજનોનું જ્ઞાન પણ રાસ રમણમાં તદ્દનજ જતું રહ્યું છે; કારણકે જ્ઞાન પણ સગુણ છે. કોઇ પણ પ્રકારનું જ્ઞાન એ સગુણ વસ્તુ છે, તો જ્યાં સુધી સગુણજ્ઞાન રહે ત્યાં સુધી નિર્ગુણ પૂર્ણ પુરુષોત્તમનો અનુભવ શી રીતે થાય, **ज्ञानमपि सगुणम्**" સાક્ષાત્ પ્રભુપ્રાપ્તિમાં તે રહીજ ન શકે. અરે વિપ્રયોગ દશામાં પણ તે ન રહી શકે. આ દશાનું નામ પુષ્ટિદશા કહેવાય, અને આવી દશામાંજ સર્વ લૌકિક, વૈદિક, સેવા ને વિદ્યા શુદ્ધાં છુટી જાય. આ દશા મહા કઠણ હોવાથી માત્ર ગોપીજનોજ તે મેળવી શક્યાં છે, તેથી તેઓ પ્રેમની ધ્વજા કહેવાય છે. આપણો પુષ્ટિમાર્ગ પણ આ દશા પ્રાપ્ત કરવી એનેજ પુષ્ટિભક્તિનું ફળ માને છે; એ દશાની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી સાધનદશાજ કહેવાય; પણ સાધનની ઉત્કૃષ્ટતા અને શ્રી મહા પ્રભુજીની કે શ્રી ગુરુદેવની કે કોઇ તેવી દશાના સંતપુરુષની કૃપાજ આ દશાની પ્રાપ્તિ કરાવી આપે. આ ઉપરથી આપણને ખાત્રી થાય છે, કે **પરમકાષ્ઠાપન્ન વસ્તુ વિદ્યાથી પણ પર છે. જ્ઞાનથી સાધનનાજ હુંપદમાં રમનારને આ દશા ભાગ્યેજ મળી શકે, કારણ કે દીનતા વગર પ્રભુની કૃપા કે શ્રીગુરૂની વાકોઈ તાદૃશીય ભગવદીયની કૃપા થાય નહિ, કૃપા વગર તો પુષ્ટિફલની પ્રાપ્તિ કયાંએ નજ હોઈ શકે. જ્ઞાન વડે કે ભાન વડે માન, પ્રતિષ્ઠ કે આવકાર મળી શકે, પણ એ તો અન્યાશ્રય થઇ ગયો કહેવાય. એવા જ્ઞાન અને વિદ્યાના ઘમંડમાં પ્રભુ કયાંએ ન જડી શકે. આથીજ વિદ્યા, જ્ઞાન કે શાસ્ત્રો ભક્તીમાર્ગીય બગીચાનાં રક્ષકરૂપ વાડ છે. પણ તે બગીચાનું ફળ નથી. આ વસ્તુ ખુબ વિચારવા જેવી છે.**

વળી આગળ ચાલતાં રાસ રમાડતાં શ્રી ગોપીજનોને લગાર પણ માન થાય છે, તો પ્રભુ અંતર્ધાન થઇ જાય છે. જો સાક્ષાત દશામાં આવું છે, તો સાધન દશાના સેવા, વિદ્યા જ્ઞાન કે બીજા પ્રકારના ઘમંડમાં પ્રભુ અંતર્ધાન થઇ જાય એ તો સ્પષ્ટજ છે. શ્રીગોપીજનો ગોપીગીતમાં દરેક વૃક્ષને અને વેલીઓને અને જંગલનાં અન્ય પ્રાણીઓને પણ પોતાના પ્રભુનો પત્તો મેળવવા પૂછે છે; આ વસ્તુઓને પણ જ્યાં સુધી સાધનમાં ગણે છે, ત્યાં સુધી પ્રભુ દર્શન નથી દેતા. વૃક્ષોને પૂછવાનું કારણ એ છે કે, પોતાને જ્ઞાન છે કે વનસ્પતિ એ વૈષ્ણવ છે, વેદમાં લખેલું છે કે **वैष्णवा वै वनस्पतयः ॥** આ પ્રમાણે વનસ્પતિ વૈષ્ણવ હોવાથી પ્રભુની વૈષ્ણવને ખબર હોય તેથી પૂછે છે. **मूढा अपि वैष्णवा पश्वहि विष्णुगतिं जानन्ति;**•

**नत्वत्यंतनिपुणप्यवैष्णवा:** ॥ " વિષ્ણુની ગતિ અજ્ઞાન છતાં વૈષ્ણવોજ પ્રભુની ગતિ જાણે પણ અત્યન્ત જ્ઞાની અવૈષ્ણુવ નહિ. આવાં વાકયો જ્ઞાનમાર્ગને નિર્મૂલ કરે છે.

માન અગર અહંકાર થવાથીજ આ દશા પ્રાપ્ત થઇ છે. આમ સર્વ સાધન છુટી જાય છે, ત્યારે નિ:સાધન બની અનર્ગલ અશ્રુ ખેરે છે, ત્યારે પ્રભુની પ્રાપ્તિ થાય છે. પ્રભુ રડવાથીજ પ્રસન્ન થાય છે. **દીનતાનું ખરૂં સ્વરૂપ એ છે કે, પ્રભુનું નામ સાંભળતાં તેની પ્રાપ્તિ ન હોવાથી ગરગર અશ્રુઓ સાથે રડી પડવું.**

એકવાર એક શ્રીસુબોધિનીજીના સારા જ્ઞાતા અને તેના વિલાસી તથા સાંપ્રદાયિક વિદ્વાન સાથે આવી દીનતાના સંબંધમાં વાતચીત થઇ. મેં જણાવ્યું કે પ્રભુનું નામ સાંભળતાં નિ:સાધનતાની દશામાં ગર ગર અશ્રુ ગરી પડે એ ભક્તિનું ફળ છે; અને એ વિરહ કે નિ:સાધનતાનું ફળ પ્રભુની સાક્ષાત પ્રાપ્તિ છે, આ સંબંધમાં તેમણે જણાવ્યું કે, વાતમાંને વાતમાં રડી પડવું એ તો હૃદયની નબળાઇ છે. શું શ્રી ગોપીજનો આમ નિ:સાધન બની તદ્દન બળહીન બની ગયાં, તે હૃદયની નબળાઈ છે? લગાર પણ નહિ. એ વસ્તુના સ્વાદની આપણને ખબર નથી વા એ વસ્તુ સુધી આપણાથી પહોંચાવું મુશ્કેલ છે, માટે આપણે આવું બોલીએ છીએ. **એકાંતમાં બેસી પ્રભુના વિચારે પ્રાણવલ્લભના સંયોગસુખની આશાએ રડી લેવું એની મજા તો કંઇ ઓર છે,** તો જેઓ પ્રભુના વિપ્રયોગમાં સદાજ રોયા કરે છે તેમના સુખનો તો પારજ નહોય. એ રડવું લૌકિક દુ:ખના જેવું નથી. **અલૌકિક દુ:ખના આનંદનો પારજ નથી.** શ્રીહરિરાયજી જેવા વિરલજ આ વસ્તુ સમજી શકે. પોતે એકસોવીસ વર્ષ ભૂતળ પર લગભગ બિરાજ્યા હશે; પણ દશ વર્ષની ઉમરથી પોતે વિપ્રયોગની રડવાની દશા પ્રાપ્ત કરેલી તે ઠેઠ સુધી એની એજ દશા રહી. આ બાબતના અનેક પ્રસંગ શ્રીહરિરાયજીના છે, પણ અહીં આપતાં વિસ્તાર થઇ જાય માટે તે ભયથી અટકાય છે.

જ્યાં સુધી શ્રીગોપીજનોના મનમાં એમ છે કે આ પીપળો, આ પીપર, આ વડ, આ વેલીઓ વગેરે અમને પ્રભુ બતાવશે, ત્યાં સુધી અન્યાશ્રય હોવાથી પ્રભુ દૂરજ છે. પછી જ્યારે અનન્યાશ્રયનું ખરૂ સ્વરૂપ વિરહ અને દીનતા તે પ્રકટ થાય છે, ત્યારેજ પ્રભુ કૃપા કરીને ત્યાં પધારી સ્વાનંદનું દાન કરે છે. આમ જ્યાં સુધી આપણને આ સેવા કે વિદ્યા કે આ ભક્તિમય સંસારજ પ્રભુ બતાવશે, એવું સાધનબળ રહે ત્યાં સુધી પ્રભુની સાક્ષાત પ્રાપ્તિ નથી થતી. તે પોતાનો સ્વાનુભવ નથીજ આપતા. પણ જ્યારે તે બધાં સાધન સ્વાભાવિક રીતે છુટી જાય અને વિરહને દીનતા આવે ત્યારેજ સાક્ષાત પ્રાપ્તિ થઇ શકે. પણ અહીં વિચારવાનું એ છે કે સેવા કે બીજાં એવાં સાધન વગર દીનતા ને વિરહની પ્રાપ્તિ હોઇ શકેજ નહિ. ગોપીજનોને જ્યારે કોઇએ પ્રભુ ન બતાવ્યા ત્યારે દીનતાને વિરહ થયો, તેમ આપણે સાધન કરતાં કરતાં નિ:સાધન બની જઇએ. સ્વાભાવિક રીતે સર્વ છુટી વિરહમાંને દીનતામાં જીવ પ્રવેશી જાય તોજ ફલરૂપ છે.

અહીં આ વસ્તુના એટલે શ્રીસુબોધિનીજીના વાચનમાં જ્યાં જ્યાં શૃંગારરસ હોય ત્યાં યત્કિંચિત પણ લૌકિક ભાવ આપણને ન આવવો જોઇએ. જો લૌકિક ભાવ આવે તો તે મહા અનર્થકારી છે. અને તેને માટે **क्रियास्वपि सैवात्र परं कामो न विद्यते ॥** કારિકામાં શ્રીવલ્લભાચાર્યે જે શબ્દો કહ્યા છે તે પર ધ્યાન રાખવું જોઇએ.

# ફલપ્રકરણ (અ. ૩)

## શ્રીગોપીગીત.

## શ્લોકાર્થ વિભાગ સૂચનિકા

# અધ્યાય સંક્ષિપ્ત સાર.



પૂર્વ અધ્યાયમાં જણાવ્યું કે પ્રભુનું અન્વેષણ કરતાં પણ જ્યારે શ્રી ગોપીજનો પ્રભુને મેળવી શકયા નહિ ત્યારે સર્વ સાધનનો ત્યાગ કરીને પ્રભુનું ગાન કરવા લાગ્યાં. કોઇ ગાય છે કે "હે પ્રિય, અમોએ આપને માટેજ પ્રાણ ધારણ કર્યા છે, તો અમને દર્શન આપો." બીજી ગાય છે 'હે સુરતનાથ! અમે આપની વગર મૂલની દાસીઓ છીએ તેને આ પ્રમાણે હણો નહિ." ત્રીજી ગાય છે "હે ઋષભ, વ્રજવાસીઓનું સર્વ દુઃખમાંથી રક્ષણ કર્યું તો શા માટે અમારૂં રક્ષણ કરતા નથી?" ચોથી ગાય છે "હે સખે, આપ યશોદાના પુત્ર નથી, પણ અખિલ દેહીઓના અંતરમાં બિરાજમાન પર બ્રહ્મ છો." પાંચમીએ ગાયું "હે કાન્ત, આપના કરકમળને અમારા શિર ઉપર મૂકો" છઠીએ ગાયું "હે સખે, અમે આપની કિંકરી છીએ, તો આપના મુખકમળનું દર્શન અમને કરાવો." સાતમીએ પણ તેજ રીતે ગાયું. તેણે ચરણકમળની ઇચ્છા કરી. આઠમી પ્રભુના અધરામૃતની માગણી કરે છે. નવમી તેમના કથામૃતની પ્રશંસા કરી રહી છે. દશમી પ્રભુને "કપટી" કહીને ઉપાલંભ આપે છે. અગીઆરમી કાન્ત સંબોધનથી કહે છે. "હે પ્રભુ વનમાં પશુઓને ચારતાં આપના નલીન સુન્દર પદને વ્યથા થતી હશે એમ જાણીને અમને દુઃખ થાય છે." બારમી તથા તેરમી પ્રભુને તેમની ઉપર ચરણ સ્થાપન કરીને સ્મરને શાન્ત કરવાને વિનવે છે. ચૌદમી અધરામૃતપાનની ઇચ્છા પ્રકટ કરે છે. પંદરમી નયનની પાંપણો બનાવનાર બ્રહ્માને જડ કહીને નિન્દે છે; અને સત્તરમી તો ખુદ પોતાના આત્માને વખોડે છે. અઢારમી પોતાના હૃદયના રોગ દૂર કરવા પ્રભુને ખાસ વિનવે છે. ઓગણીસમી પ્રભુના ચરણ કમળને ખેદ થતો હશે એમ વિચારીને તે માટે શોક દર્શાવે છે.



# कारिका

अष्टाविंशे हरेर्गानं स्वभावादपराधतः ।
कृतावज्ञा गोपिका हि स्तोत्रं चक्रुरितीर्यते ॥१॥
एकोनविंशतिविधा गोप्यः स्वस्याधिकारतः ।
एकोनविंशतिविधा स्तुतिं चक्रुर्हरेः प्रियाम् ॥२॥
राजसी तामसी चैव सात्त्विकी निर्गुणा तथा ।
एवं चतुर्विधा गोप्यः पतिमत्यो निरूपिताः ॥३॥
तथैवानन्यपूर्वाश्च प्रार्थनामाहुरुत्तमाम् ।
गुणातीताः सात्त्विकीश्च तामसी राजसीस्तथा ॥४॥
कृष्णभावनया सिद्धा विशेषेणाह ताः शुकः ।
अनन्यपूर्विका एव पुनस्तिस्रो मुदा जगुः ॥५॥
सात्त्विकी तामसी चैव राजसी चेति विश्रुताः ।
सपूर्वाश्च ततस्तिस्रः तामसी राजसी परा ॥६॥
पुनस्ता एव त्रिविधा अटतीत्यादिभिस्त्रिभिः ॥
राजसी तामसी चैव सात्त्विकीति विभेदतः ॥७॥
अनन्यपूर्वा द्विविधा राजसी सात्त्विकी तथा
तमसा तामसी तत्र नास्तीत्येकोनविंशतिः ॥८॥
अथवा प्रार्थनाद्यायाः सप्तान्ते द्विविधाः पुनः ।
चतुर्थ्यस्तु समास्तत्र तत एकोनविंशतिः ॥९॥
तत्तद्वाक्यानुसारेण तासां भावो निरूप्यते ।
अन्यथाऽनेकतास्तोत्रे प्रकारैर्नोपयुज्यते ॥१०॥

૧ અઠ્ઠાવીશમા અધ્યાયમાં પોતાના સ્વભાવ અને અપરાધથી અવજ્ઞા કરનાર સ્વામિનીઓએ પ્રભુના ગુણગાન ગાઇ સ્તોત્ર કર્યું તે કહેવાય છે. પોતાના અધિકાર પ્રમાણે ૧૯ પ્રકારનાં ગોપીઓ છે,તેથી તેમણે હરિને પ્રિય ઓગણીશ પ્રકારની સ્તુતિ કરી છે. પતિવાળાં ગોપીઓના ચાર ભેદ છે—રાજસી, તામસી સાત્ત્વિકી તથા નિર્ગુણા. તેજ પ્રમાણે અનન્ય-પુર્વા (કુમારિકા)એ ઉત્તમ પ્રાર્થના કરી. તે નિર્ગુણ, સાત્વિકો, તામસી તથા રાજસી છે. કૃષ્ણની ભાવનાથી સિદ્ધ થયેલાં તેમને વિશેષ રીતે શુકદેવજી વર્ણવે છે. આ અનન્ય પૂર્વાના ત્રણ પ્રકાર છે. અને તેમણે આનંદથી ગાન કર્યું. આ ત્રણ પ્રકાર સાત્ત્વિકી, તામસી તથા રાજસી છે. સપૂર્વાના ત્રણ ભેદ છે-તામસી, રાજસી અને સાત્ત્વિકી. વળી તેમના ત્રણ પ્રકાર' છે અને **अटति** વગેરે ત્રણ શ્લોકથી આ રાજસી, તામસી તથા સાત્ત્વિકીના ભેદો

જણાવ્યા છે. અનન્ય પૂર્વા બે પ્રકારનાં છે–રાજસી તથા સાત્ત્વિકી. તમસથી તામસી ત્યાં નથી. એ રીતે ૧૯ ભેદ થયા. અથવા પ્રાર્થના વગેરેના સમના અન્તમાં બે પ્રકાર, પછીના ચાર સમાન–આ રીતે ૧૯ ભેદ તે તે વાકય પ્રમાણે તેમનો ભાવ જણાવાય છે. નહિતો સ્તોત્રમાં જુદા જુદા પ્રકારથી અનેકતા યોજાય નહિ.

---

આ કારિકાઓમાં આ ગોપીગીતમાં કયો વિષય આવે છે, તથા તેમાંના શ્લોકની સંખ્યા ૧૯ શા માટે છે તેનું કારણ સ્પષ્ટ રીતે આપવામાં આવ્યું છે. આ અધ્યાયમાં, ગોપીઓએ ભગવાનનું અન્વેષણ તથા લીલાનું અનુકરણ વગેરે કર્યુ તો પણ તેમને પ્રભુનાં દર્શન ન થયાં ત્યારે તેને માટે પ્રભુનું ગુણ ગાન કર્યું. તેમણે જાણ્યું કે એમના પોતાના અપરાધથીજ પ્રભુ અંતર્ધાન થયા છે. જો તેમ ન હોયતો શા માટે આવી રીતે દૂર જતા રહે. પ્રભુના અંતર્ધાનનું કારણ તેઓ પોતેજ છે એમ હવે તેઓ માનવા લાગ્યાં. વળી તે અવસ્થાવાળાઓ સ્વભાવથીજ ગુણ ગાનજ કરે છે. માટે તે સ્વભાવથી તેમણે ગાન કર્યું. તેમનામાં અપરાધ એ હતો કે એમણે એમ માન્યું હતું કે જો પ્રભુ જાતે અમારી પ્રાર્થના કરશે તોજ અમે તેમને રસદાન કરીશું એમ તેમને માન ઉત્પન્ન થયું. આ કંઇ જેવો તેવો અપરાધ નહોતો. પ્રભુની આગળ તો દીનજ બનવું જોઇએ, પણ તે દીનતાનો તેમણે ત્યાગ કર્યો ત્યારથીજ તેમના અપરાધની શરૂઆત થઇ. સ્વભાવનો બીજો અર્થ રસસ્વભાવ એમ પણ થઇ શકે.

આ પ્રમાણે ગાન કરવાનો હેતુ જણાવીને આ ગોપીગીતમાં એકંદરે કેટલા શ્લોક છે અને તે કેવી રીતે એ સંખ્યા નક્કી કરી છે તે જણાવે છે. અહિંઆં એકંદરે ૧૯ પ્રકારનાં ગોપીઓ છે અને તે દરેક પ્રકારની ગોપી પોતાની સ્તુતિનું ગાન એક એક પદ્યમાં કરે છે, માટે એકંદરે આ ગીતના શ્લોક પણ ૧૯ છે. મુખ્યત્વે કરીને અન્યપૂર્વા અને અનન્યપૂર્વા ગોપીજનો એવા બે ભેદ જણાવ્યા છે, અને દરેકના સાત્ત્વિકી, રાજસી તથા તામસી એ રીતે છ ભેદ, પણ આ દરેકના પાછા તમસ, રજસ અને સત્વથી કરાયલા ભેદો તેનાં એકંદર ૧૮ થયા અને એક નિર્ગુણાના એમ કુલ ૧૯ ભેદો ગણાવ્યા છે. આ ભેદોના પ્રકારમાં કોઇપણ જાતના ક્રમ શ્લોકોમાં રાખ્યો નથી અથવાતો આનો ક્રમ આ પ્રમાણે લઇ શકાય. શ્લોક ૧–૨–૩–૪–૫–૬–૭માં તથા ૧૩ અને ૧૪માં કુમારિકા–અનન્ય પૂર્વાના પ્રકાર છે–અને તેમણે કરેલી પ્રાર્થના ત્યાં છે, તે સિવાયના શ્લોકોમાં પ્રૌઢા–અન્ય પૂર્વાએ કરેલી પ્રાર્થનાના શ્લોક છે, એટલે તેમાં નવ પ્રકારના અન્યપૂર્વા ગોપીઓછે. અન્તિમ શ્લોકમાં નિર્ગુણાની પ્રાર્થના છે અને તે અન્ય પૂર્વા તેમજ અનન્ય પૂર્વા (કુમારિકા તથા પ્રૌઢામાં) સરખાં છે. નિર્ગુણાનો ભાવ કોમલ છે.

સ્તુતિ પણ અધિકાર પ્રમાણે કરાય છે:જેનો જેટલો અધિકાર તથા યોગ્યતા તે તે પ્રમાણે તે સ્તુતિ કરે છે, તેથી જોકે કેટલાંક આ સ્તુતિ દરમ્યાન ભગવાન માટે કુહક, કિતવ વગેરે અપશબ્દો વાપરે છે છતાં પણ તે શબ્દો સ્તુતિ વાચકજ છે એમ માનવું જોઇએ, કારણકે પ્રભુના આગમનની આકાંક્ષાથીજ તે સ્તુતિ કરવામાં આવી છે.

શ્રી ગોપીગીતમાં ગાન કરનાર ગોપીઓની સંખ્યાના પ્રકારની સમજ.

**गोपिकाः**




અથવા શ્લો. ૧-૨-૩-૫-૬-૭-૮-૧૩-૧૪માં અનન્યપૂર્વા-કુમારિકાના ૯ પ્રકાર
,, ૪-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૫-૧૬-૧૭ અનન્ય પૂર્વા પ્રૌઢા ના ૯ પ્રકાર
,, ૧૮ માં નિર્ગુણા. કુલ. ૧૯ પ્રકાર

પ્રથમ રાજસી કેટલીક ગોપીઓએ કહ્યું.

**श्रीगोप्य ऊचुः** **मूलम्**

**जयति तेऽधिकं जन्मना व्रजः**
**श्रयत इंदिरा शश्वदत्र हि ।**
**दयित दृश्यतां दिक्षु तावका-**
**स्त्वयि धृतासवस्त्वां विचिन्वते ॥१॥**

**अन्वयार्थ**—શ્રીગોપીજનોએ કહ્યું. "હે પ્રિય કૃષ્ણ! આપના જન્મથી વ્રજ અધિક જય પામે છે. લક્ષ્મીજી પણ અહિંઆં નિત્ય નિવાસ (આશ્રય) કરીને રહે છે, હે દયિત! દિશાએમાં આપની અને આપને માટેજ જે પ્રાણ ધારણ કરે છે એવી અમે ગોપીઓ આપને શોધીએ છીએ તો આપ દર્શન આપો!"

**श्रीसुबोधिनीजी**—અહિંઆં જય શબ્દ મંગલાર્થનું સૂચન કરે છે. અહિંઆં આ સ્તોત્ર [1] ફલને સાધે છે, તથી તે નિર્વિઘ્નતા માટે છે. જો એ અર્થ ન હોયતો **जयति** (જય પામે છે) એ ક્રિયાપદનો [2] શ્લોકમાં પ્રથમ પ્રયોગ કર્યો નહોત. [2] આપના અવતારથી વ્રજ સર્વ કૃતાર્થ છે. અમે પણ પરમ કૃતાર્થ હોવાં જોઇએ. એવી રીતે અમે કૃતાર્થ થઇએ તે પ્રમાણે યત્ન કરવો જોઇએ એવું કહ્યું છે. આપના જન્મથી વ્રજ અધિક જય પામે છે [3] વૈકુંઠથી પણ અધિક

જય વ્રજ ભૂમિનો છે, અને તેથી તે સર્વથી ઉત્કૃષ્ટ છે. કારણકે વૈકુંઠમાં ભગવાન આ પ્રકારની લીલા કરતા નથી. જોકે મથુરામાં જન્મ થયો છે તો પણ તે જન્મથી મથુરાં સર્વથી ઉત્કૃષ્ટ નથી. ઉત્કૃષ્ટતો વ્રજ ભૂમિજ છે. આથી કોઇને શંકા[૪] થાયકે વ્રજનો સર્વોત્કર્ષ કહેવામાં ભગવાનનો જન્મ એ હેતુ ન હોઇ શકે; કારણકે હેતુ લોકમાં પ્રસિદ્ધ જોઈએ, અને આ હેતુનો અનન્ય છે અને એકજછે; માટે તેવું બીજું કારણ કહો કે જે લોકમાં પ્રસિદ્ધ હોય. આ શંકાના ઉત્તરમાં કહે છે કે કે અહિંઆં ઇંદિરા [૫]સર્વદા આશ્રય કરીને રહે છે. હીન[૬]ભાવ આશ્રય કરે છે. વૈકુંઠમાં તો તેજ પ્રભુની નિયત[૭] ભાર્યા છે તેથી તેમને (લક્ષ્મીને સર્વદા આશ્રય કરવો પડતો નથી. અહિંઆં તો [૮]લક્ષ્મી જેવી અનેક અમે છીએ તેથી કયારે મને અવસર ( પ્રભુ સાથે ક્રીડાના આનંદના અનુભવનો ) મળશે એવા વિચારથી સ્વાસ્થ્યના અભાવે કરીને નિરંતર સેવા કરે છે. લક્ષ્મી આ પ્રમાણે વ્રજ ભૂમિમાં આશ્રય કરે છે તેથીજ તેનો ઉત્કર્ષ છે, એમ લોકો માને છે. વળી લક્ષ્મી ગોકુળનો આશ્રય કરે છે. કારણકે તે પતિવ્રતા છે. જ્યાં પતિ પોતે ભક્તોને પોતાની કૃપા જણાવવાને (જે ઉલૂખલ પ્રકરણમાં કહેવામાં આવ્યું છે) સ્થિત થાય છે ત્યાં તેની ભાર્યા પણ સારી રીતે આશ્રય કરીને રહે છે એમાં આશ્ચર્ય શું? તમારા જન્મથી વ્રજનો સર્વોત્કર્ષ છે તે સર્વજનો જાણે છે. આથી તમારા રમણમાં કોઇ પણ ન્યૂનતા નથી. વળી લક્ષ્મીનો અંગીકાર કરેલો હોવાથી તેમના મનમાં પણ કોઈ પણ વિષાદ (શોક) થશે નહિ. આ કારણથી અમારે માટે આપ અહિંઆં પધાર્યા છો તો આ ગોકુલ તરફ દૃષ્ટિપાત કરો. એક વખત અમારા તરફ નજર નાખો. અમે આપનાં છીએ અને આપને માટેજ પ્રાણ ધારણ કરી રહ્યાં છીએ અને આપનેજ દિશાઓમાં શોધીએ છીએ માટે દર્શન આપો. આ રીતનો અર્થ [૯]અનુચિત છે એમ ધારીને તેની અનુચિતતા દર્શાવવાને બોધ કરે છે. બ્રહ્મા વગેરે લોકો આપે સાક્ષાત્ અવતાર લીધો છે એમ નિશ્ચય કરીને આવે છે. પણ વ્રજસ્થ અમારા જેવાં દિશાઓમાં આપને શોધે છે. આ મહાન્ અનૌચિત્ય છે. અહિંઆં કોઇ શંકા કરે કે વ્રજસ્થોમાં ભકિત નહિ હોય; નહિતો પ્રભુનો વિરહ થતાં તેમના પ્રાણનો ત્યાગ થાય, માટે અભક્તો હોય તે પ્રભુને ન જોઇ શકે તે યોગ્ય છે. આના ઉત્તરમાં કહે છે કે પ્રભુના માટેજ અમે અમારો પ્રાણ ધારણ કરીએ છીએ. જો તેઓ પ્રભુનો અનુપયોગ જાણશે-પ્રભુ નહિ પ્રાપ્ત થવા સંબંધિનો-તો તેમનો પ્રાણ તેઓ જરૂરથી ત્યાગશે એમ કહેવાનો ભાવાર્થ છે. પ્રાણને આશ્વાસન આપવાને માટેજ આપને શોધીએ છીએ. જો તેમાં અલ્પ સરખો પણ વિલમ્બ થશે તે પ્રાણ જશેજ. નહિતો વ્રજમાંજ પાછાં જઈએ. અને આપ પ્રાતઃકાલે પાછા આવો તો અન્વેષણ વ્યર્થ જાય માટે દિશાઓમાં આપને અમે શોધીએ છીએ.

"આપ છતાં પણ શોધીએ છીએ" એમ કહીને મહત્ દૈન્ય સૂચવ્યું છે. તો એક વખત આપની ગોપીઓ તરફ દૃષ્ટિ કરો એવી પ્રાર્થના છે. આ પ્રમાણે એકે દર્શનની પ્રાર્થના કરી. "દયિત" સંબોધનથી પતિના દર્શનથીજ સ્ત્રીઓનું જીવન યુક્ત છે એમ જણાવ્યું. જોકે કદી ભગવાનના જોવાથી કોઈપણ પુરૂષાર્થની સિદ્ધિ નહિ થાય તો પણ દૈન્ય જોઈને પોતાનાં દર્શન આપશે એમ પ્રાર્થના છે.

प्रकाश—"ભગવાનના જન્મથી વ્રજનો સર્વોત્કર્ષ છે" એમ કહેવું તેમાં ન્યાયશાસ્ત્ર પ્રમાણે અસાધારણ હેત્વાભાસ નામનો દોષ થાય છે. અનુમિતિનું કરણ તેનું નામ અનુમાન કહેવાય છે. અનુમાનના કોઇપણ હેતુમાં દોષ હોયતો તે અનુમાન ખોટું કહેવાય છે, તે સ્વીકાર્ય થતું નથી. તેને હેત્વાભાસ કહે છે. હેતુ સપક્ષ દૃષ્ટાન્તમાં હોવો જોઇએ અને વિપક્ષમાં તેનો અભાવ હોય, તથા તે લોક પ્રસિદ્ધ હોવો જોઇએ. પર્વત ઉપર વહ્નિ છે એમ નક્કી કરવાને, તેનું કારણ ત્યાં ધૂમ છે એમ કહેવું પડે છે. આ ધૂમ બીજા સપક્ષ દૃષ્ટાન્તોમાં હોય છે એટલે જ્યાં જ્યાં ધૂમાડો હોય છે ત્યાં ત્યાં વહ્નિ હોય છે, અને જ્યાં વહ્નિ નથી ત્યાં એ નથી હોતું એમ વિપક્ષમાં તેનો અભાવ હોય છે. આમ સાહચર્ય અને વ્યભિચારથી ધૂમ લિંગ ઉપરથી પર્વત ઉપર વહ્નિ છે એમ જ્ઞાન થાય છે. પણ જો આ લિંગમાં–હેતુમાં કોઇપણ દોષ હોય–એટલે સપક્ષ દૃષ્ટાંતમાં હોવું અને વિપક્ષમાં તેનો અભાવ હોય–તો તેમાં હેત્વાભાસ થાય છે. દાખલા તરીકે કોઇને એમ કહેવું હોય કે "શબ્દ નિત્ય છે" આ સિદ્ધ કરવાને તેનો હેતુ એ આપે છે કે તે શબ્દ છે માટે અહિંઆં શબ્દ પક્ષ છે. તેનો હેતુ સપક્ષમાં વ્યાપેલો હોવો જોઇએ. પણ ઉપરની ઉક્તિમાં તો શબ્દની નિત્યતા સિદ્ધ કરવાને શબ્દ એ જાતેજ હેતુ મળી આવે છે, એ સિવાય બીજો નથી. માટે તે હેત્વાભાસ ગણાય છે. તેજ પ્રમાણે "વ્રજની ભૂમિ સર્વથી ઉત્કૃષ્ટ છે" આ કહેવાને માટે નિર્દુષ્ટ હેતુ આપવો જોઇએ. તેના હેતુ તરીકે જો એમ કહેવામા આવે કે તેમાં ભગવાનનો જન્મ છે માટે" તો તેમાં ન્યાયશાસ્ત્ર પ્રમાણે હેત્વાભાસ ગણાય એટલે તે સ્વીકાર્ય થઇ શકે નહિ. કારણકે અહિંઆ આપેલા હેતુ અનન્ય તથા એકજ છે. વળી તે લોક પ્રસિદ્ધ નથી તો આ અસાધારણ હેત્વાભાસ યુક્ત કથન માન્ય કરી શકાય નહિ, માટે આવા દોષની શંકા લાવીને શુક શ્લોકની બીજી પંક્તિમાં વ્રજના સર્વોત્કર્ષનું બીજું કારણ આપે છે. અને તે એ છે કે ત્યાં લક્ષ્મી પણ સર્વદા આશ્રય કરીને–પ્રભુની સેવા કરવાને માટે વાસ કરે છે, અને આ કારણથી તે ભૂમિ સર્વથી ઉત્કૃષ્ટ છે. વૈકુંઠ કરતાં પણ તેની શોભા અધિક છે. વૈકુંઠમાં લક્ષ્મી મુખ્ય ગણાય છે, પણ વ્રજ ભૂમિમાં તો તેમના જેવી અસંખ્ય ગોપીઓ છે, તેથી લક્ષ્મીના પણ માન તથા ગર્વનું ખંડન અહિંઆં થાય છે; અને પોતે હીન ભાવે વ્રજનો આશ્રય કરે છે. આ હેતુથી વ્રજની સર્વોત્કૃષ્ટતામાં કોઇપણ જાતના હેત્વાભાસનો દોષ આવતો નથી.

૧ આ શ્લોકના પ્રારંભમાં "જય પામે છે" એવા અર્થનો શબ્દ મૂકવામાં આવ્યો છે તેનું પ્રયોજન એ છે કે આ સ્તોત્રનું ફળ પણ પાઠકોને વિઘ્ન સિવાય પ્રાપ્ત થશે. ફળ પ્રાપ્તિમાં જે જે વિઘ્નો હોય તે પણ દૂર થઇ જશે ૨ આપના જન્મથી વ્રજ કૃતાર્થ થયું છે એમ કહેવાનો આશય એવો છે, કે જો વ્રજને આપે કૃતાર્થ કર્યું તો અમે તો વિશેષ કૃતાર્થ થવા

જોઇએ. શું વ્રજના કરતાં અમારી યોગ્યતા ઓછી છે? માટે આપે અમને પરમ કૃતાર્થ કરવાને–આપના દર્શનથી પરમ ભાગ્યશાળી બનાવવાને પ્રયત્ન કરવા જોઇએ. (૩) વ્યાપિ વૈકુણ્ઠ જે ગોલોક કહેવાય છે. જ્યાં મોક્ષમાર્ગી જ્ઞાનીભક્તો પ્રવેશ કરે છે, તેના કરતાં પણ વ્રજ ભૂમિનું માહાત્મ્ય અધિક છે. શામાટે વૈકુંઠ કરતાં વ્રજ અધિક છે? આ પ્રશ્નનો ઉત્તર પછીનાં વાક્યમાં આપ્યો છે. (૪) આ સમજવા માટે જુઓ, પ્રકાશ ઉપરનું ટિપ્પણ (૫) લક્ષ્મી (૬) ગર્વને દૂર કરીને. પ્રભુની દાસી છે એવા ભાવથી. (૭) નક્કી, તેના સિવાય વૈકુંઠમાં કોઇપણ બીજી ભાર્યા નથી. (૮) વૈકુંઠમાં લક્ષ્મીને આશ્રય કરવો પડતો નથી પણ આ સ્થાનમાં તો કરવો પડે છે. કારણકે અહિંઆં અનેક ગોપીઓ હોવાથી લક્ષ્મીને ભય રહે છે કે કદાચ પ્રભુ મારો અંગીકાર નહિ કરે. મને ભાર્યા તરીકેનું સુખ નહિ આપે (૯) ગોપીઓ કહે છે હે ભગવાન અમે આપને દિશાઓમાં શોધીએ છીએ" આ પ્રકારનો અર્થ અનુચિત છે કારણકે ભગવાન પોતે સર્વવ્યાપક છે તો પછી જે સ્થળમાં સ્વામિનીઓ ઉભાં છે ત્યાં પણ આપ બિરાજેલાજ છે.

**વિવેચન**—અહિંઆં પ્રભુના દર્શનનાં ઉત્સુક સ્વામિનીઓમાંનાં કેટલાંક પ્રભુને વિનંતિ કરે છે–હે પ્રભો, આ વ્રજની ભૂમિ આપના પ્રાકટ્યથી ખરેખર ભાગ્યશાળી થઈ છે- તો શું અમારાં ભાગ્ય એટલાં બધાં મન્દ રહેશે કે અમને આપનાં દર્શનનો લાભ નહિ મળે? શું વ્રજ કરતાં અમારી યોગ્યતા આપે ઓછી જોઈ છે? જો ઓછી હોયતો આપે અત્યાર સુધી જે અમારી સાથે લીલા કરીને આનંદનું દાન કર્યું તેવું આપ કરતજ નહિ. આપે આપની મુરલિકાના નાદથી અમારા હૃદયને ગૃહમાંથી બહાર આકર્ષ્યું; આ શું અમારી ઓછી યોગ્યતા દેખાડે છે? ના કદી નહિ. એ સિદ્ધ કરે છે કે અમારી યોગ્યતાની પિછાન આપને થઇ છે. તો શા માટે આપ અમને કૃતાર્થ કરવામાં વિલંબ કરો છો? આપ એમ કહેતા હોકે અહિંઆં ઇંદિરા–લક્ષ્મી મારી સેવા કરવાને આ સ્થળમાં આશ્રય લઇને વસે છે. તો અમે કહીએ છીએ કે અમે એક નહિ પણ અસંખ્ય સંખ્યામાં આપની સેવાનાં ઉત્સુક, અત્ર વિચરીએ છીએ. હે પ્રિય, અમે તો આપની આશામાં દિશામાં આપને શોધતી આ સ્થાનમાં ફરીએ છીએ, તો આપ અમને દર્શન આપીને કૃતાર્થ કરો. પ્રથમ શ્લોકમાં વક્ત્રી રાજસી ગોપી છે. એ ગોપીજનમાં દૈન્ય ભાવ સ્ફુર્યો છે. પ્રભુને માટેજ તેમણે પ્રાણધારણ કર્યો છે અને અન્ય સર્વ વિચારનો ત્યાગ કરીને પ્રભુનુંજ ચિન્તન તેઓ કરે છે. પ્રભુ પ્રતિ દૈન્ય અને પ્રભુ સર્વ વ્યાપક હોવા છતાં તેમને દિશામાં શોધવાને તત્પર થવું એવો અનૌચિત્ય વાળો ભાવ પ્રેમ માર્ગના પ્રવાસીઓને માટે આવશ્યક છે તેથી અહિંઆં એ ભાવોને વર્ણવામાં આવ્યા છે

અહિંઆં નાયિકા–સ્વામિનીની નાયક–કૃષ્ણ પ્રતિનો રતિ સ્થાયી ભાવ છે. કૃષ્ણ આલંબન વિભાવ છે. કૃષ્ણનું અંતર્ધાન થવું, વ્રજની ભૂમિ–યમુનાજીના

કિનારા વગેરે ઉદ્દીપન વિભાવ છે. અને પ્રભુની પ્રાપ્તિ માટે પ્રભુને શોધવાં તથા તદર્થ ગાત્ર સંચલન થવાં એ અનુભાવ છે. વ્રજની ભૂમિને પ્રભુએ કૃતાર્થ કરી પણ અમને કરી નથી, તેવા પ્રકારના નિર્વેદ તથા ગ્લાનિ ઇત્યાદ સંચારિ ભાવો છે. એ સર્વ વિપ્રલંભ શૃંગારનું પોષણ કરે છે. આખા ગોપી ગીતમાં વિપ્રલંભ શૃંગાર રસ છે.

"જય પામે છે" એ શબ્દથી મંગલાચરણનું સૂચન કર્યું છે. અહિંઆં આ ગીતમાં પ્રભુનું ગુણગાન કરવાનું છે; અને તે ગુણગાનનો પ્રારંભ "જય" શબ્દથી કર્યો છે. કોઈ પણ કાર્યની સિદ્ધિ થાય તેટલા માટે મંગલાચરણ ખાસ પ્રયોજાય છે. અહિં પ્રભુના પ્રકટ દર્શન કરવાને ગુણગાન ગોપિકાઓને કરવાનું છે, તે કાર્યમાં કોઇપણ જાતનું વિઘ્ન નડે નહિ માટે આ રીતનું મંગલાચરણ શરૂ કર્યું છે. વળી આ શબ્દનો પ્રયોગ વર્તમાન કાલમાં કર્યો છે તેથી વ્રજભૂમિની નિત્યતા સૂચવાય છે; વ્રજભૂમિ નિત્ય છે એટલુંજ નહિ પણ તેનો અધિક અને અધિક વિજય થાય છે. વિજય થવાનું કારણકે સાક્ષાત પ્રભુનું પ્રાકટ્ય ત્યાં થયેલું છે માટે જ્યાં કોટિકંદર્પલાવણ્ય રસેશ શ્રીપ્રભુ બિરાજતા હોય તે સ્થાનની શોભા દિવસે દિવસે અધિક ખીલે તેમાં આશ્ચર્ય શું હોઇ શકે? **क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः** જે ક્ષણે ક્ષણે નવીનતાને પ્રાપ્ત કરે છે તેજ ખરેખરૂં રમણીયતાનું રૂપ છે. જોકે પ્રભુનો જન્મ મથુરામાં મનાય છે તોપણ મથુરાંનું અધિકય કહ્યું નથી. પણ અહિંઆંતો વ્રજ ભૂમિનુંજ કહ્યું છે. અરે મથુરાંતો શું પણ ખુદ વૈકુણ્ઠ કરતાં પણ વ્રજ ભૂમિ અધિક મનાય છે, કારણકે ત્યાં ભગવાન આ પ્રમાણેની લીલા કરતા નથી. ખરેખર આ વ્રજભૂમિનું અહોભાગ્ય છે. એના ભાગ્યનું બીજું કારણ એ છે કે અહિંઆં ખુદ લક્ષ્મી પોતાનો નિવાસ અંગીકાર કરે છે, અને તેના જેવી અમે અનેક પ્રભુની દાસીઓ છીએ એમ જાણીને તેના ગર્વ ઉતરી જાય છે, અને પોતાની જાતને હીન માનીને આ સ્થાનનો આશ્રય કરે છે. ગોપીઓને પ્રભુ માટે એટલો બધો પ્રેમ થયેલો છે કે તે તેમને "દયિત" સંબોધનથી બોલાવે છે. દયિત શબ્દનો પ્રયોગ પતિના વિષે હોય છે. આ સ્વામિનીઓ પ્રભુને પતિ તરીકેજ ચ્હાય છે. **त्वयि सति** "આપ છતાં" પણ અર્થ લઇ શકાય; આ ઉપરથી પ્રભુ તરફનું તેમનું દૈન્ય સૂચવાયું છે.

પ્રભુને શોધવા બની શકે તેટલા ઉપાયો ગોપીઓએ યોજ્યા પણ તેમાં તેમને સફળતા મળી નહિ, એટલે તેમણે પ્રભુનું ગુણગાન કર્યું એ આ અધ્યાયનો વિષય છે. ભક્તોને પ્રભુના ગુણગાનમાં જે સુખ મળે છે તે બીજા કશાથી મળતું નથી. નિરોધલક્ષણ ગ્રંથમાં પણ શ્રી મહાપ્રભુજી એ આ વાત સમજાવી

છે. ત્યાં કહે છે કે **गुणगाने सुखावाप्तिर्गोविंदस्य प्रजायते। यथा तथा शुकादीनां नैवात्मनि कुतोन्यतः॥** ગોવિંદ ભગવાનના ગુણગાનમાં સુખજેવું મળે છે. તેવું શુકદેવજીને પણ આત્માથી સુખ મળ્યું નથી, તો બીજાની તો વાતજ શી કરવી? માટે અહિંઆં ગોવિંદ ભગવાનનું ગુણગાન તેમણે કર્યું. ગુણગાન એટલે પ્રભુનું કીર્તન. તે નવધા ભકિતનું એક અંગ મનાય છે. પ્રથમ શ્લોકમાં ધ્વનિથી એવો અર્થ સમજાય છે કે જ્યાં એક લક્ષ્મી નિરન્તર વાસ કરે છે એવા વ્રજના સ્થાન જેમાં પ્રભુનો જન્મ થયેલો છે તેથી જો તેનો અધિક જય થતો હોય તો પછી જ્યાં સહસ્ર લીલારૂપી ક્ષીરાબ્ધિમાં પોઢેલા શ્રીરસેશ પ્રભુનું હૃદયમાં પ્રાકટ્ય થાય ત્યારે આધિક્યનું કહેવુંજ શું? વળી આ શ્લોકમાં ગોપીજન પ્રભુને "આપની" એમ કહીને પોતાની જાતને ઓળખાવે છે; એટલે તેમને દાસીભાવ સિદ્ધ થયો છે, અર્થાત્ આમાં પોતાની દાસ્ય ભક્તિની પણ પ્રતીતિ કરાવે છે; અને પ્રભુને માટે પ્રાર્થના કરે છે. હરિનું ગુણગાન જ સર્વ પ્રકારના દુ:ખો દૂર કરવાનું સાધન છે. કલ્પ વૃક્ષની માફક તે ભકતના સર્વ મનોરથો સિદ્ધ કરે છે. શ્રીકૃષ્ણના ગુણમાં આવેશવાળાંના ચિત્તમાં સંસાર માટે વિરહ હોવાને લીધે કલેશ થતો નથી, એટલું જ નહિ પણ હરિની માફક તેને સુખ પણ થાય છે. આમ થાય ત્યારેજ પ્રભુની દયા થાય છે. બધી ઇન્દ્રિયો અંત:કરણને આધીન છે, માટે કોઇ પણ ઉપાયે સંસાર ઉપરની મમતા છુટીજ જવી જોઇએ. આ છુટી જવાનો ઉપાય હરિના ગુણગાનમાં છે. હરિનું ગુણગાન કરવાથી પોતાની હીનતા તથા લઘુતાનું એકદમ ભાન થયા વગર રહેતું નથી. પોતાની હીનતા જોવી તથા લઘુતાનો અનુભવ કરવો તે જેમ આધ્યાત્મિક દૃષ્ટિએ આત્મશુદ્ધિનું પરમ લક્ષણ મનાય છે. તેમ ભક્તિમાર્ગમાં તે એક પ્રકારની આત્મશુદ્ધિ છે. પ્રભુધામમાં પ્રવેશ કરાવનાર સીડીનું તે પગથીઉં છે. ગુણગાનથી હૃદયની મલિનતા દૂર થાય છે, અને પવિત્ર અને નિર્મળ ભાવો ખીલે છે. જેમ ચંદ્રિકાના પ્રકાશથી તમ: પુંજ દિશાઓમાંથી દૂર થાય છે અને શાન્તિનું અમીમય વર્ષણ વર્ષે છે તેમ પ્રભુના ગુણગાનથી સર્વ કોઈ મલીન વાસનાઓ એકાએક નિવૃત્ત થાય છે, અને અનુપમ શાન્તિ હૃદયપ્રદેશના શુચિ ભાવોને રમણિય બનાવે છે. આ ગુણગાનથી ગોપીઓને બીજું કોઇ પણ ફળ જોઇતું નથી પણ માત્ર દર્શનનું સુખ જોઈએ છે. ગુણગાન એ હેતુ છે, અને દર્શન એ તેનું ફળ છે. પ્રભુ ગોપીઓના દયિત છે; માટે દર્શનનું સુખ જરૂરથી આપશે એમ જાણીને તેમનું તે રીતે સંબોધન કરે છે. આમાં પ્રભુના ગુણગાનનું કથન છે માટે કીર્તન ભક્તિ, પ્રભુના દર્શનની અપેક્ષા છે માટે દર્શન ભકિત વર્ણવી છે. પ્રભુને માટે તેમણે પ્રાણ ધારેલો હોવાથી આત્મનિવેદન પણ છે. "દયિત"થી સખ્ય, "આપની" શબ્દથી દાસ્ય, વગેરે સાધનરૂપા ભક્તિના ભેદો સૂચવ્યા છે.

આ પ્રમાણે પોતાના દૈન્ય અને અનૌચિત્યનું નિરૂપણ કરીને તેના રાજસત્વનું પણ નિરૂપણ કર્યું. તામસી તો વધના અભાવની પ્રાર્થના કરવાને અદર્શન તે વધનું સાધક છે એમ કહે છે.

**मूलम्**

**शरदुदाशये साधुजातसत्**
**सरसिजोदरश्रीमुषा दृशा ।**
**सुरतनाथ ते शुल्कदासिकाः**
**वरद ! निघ्नतो नेह किं वधः ॥२॥**

**अन्वयार्थ**—હે સંભોગના પતિ અને વર આપનાર! શરદ ઋતુના સરોવરમાં સારી રીતે ઉત્પન્ન થયેલા, કમળના ગર્ભની શોભાને હરણ કરનાર, આપની દૃષ્ટિથી, આ આપની અણમોલ દાસીઓને મારો છો, તો શું તે વધ નથી?

**श्रीसुबोधिनी**—શરત્કાલનું જે સરોવર છે ત્યાં બરાબર રીતે-સંપૂર્ણ રીતે ઉત્પન્ન થયેલા કમલની જે શોભા તેને પણ હરણ કરે એવી દૃષ્ટિથી હે વર આપનાર પ્રભુ, આપ જે હણો છો તે શું વધ કહેવાય નહિ? તેથી વધ દોષ થાય છેજ. જે સાધનથી બીજાના પ્રાણ જાય તો તે સાધનના સાધક પણ ઘાતકજ ગણાય; અને તે દોષના ભાગી થાય છે. આ કથનથી ભગવાનની દૃષ્ટિ સર્વ ઘાતુક છે, એમ નિરૂપણ કર્યું.

આયુષ, મન, અને ઓજસ દૃષ્ટિથી એક સાથે ગ્રહણ કર્યાં એ વાક્ય પ્રમાણે અમારી તરફ પણ તમે ક્રૂર દૃષ્ટિથી જુઓ છો. નહિ તો શી રીતે પ્રાણને બાધા (પીડા) થાય? રૂપ તો આનન્દમય છે. તેથી તેની દૃષ્ટિ થતાં તેજ જીવાડે છે. આથી [3]તેના અભાવે ફક્ત ઘાતજ કરો છો. વળી અમે વધને લાયક નથી કારણકે અમે તો અધમ દાસીઓ છીએ. અપ્રયોજક તથા સ્ત્રીઓનો કોઈ ઘાત કરતું નથી. અમે અધમ દાસીઓ છીએ અને તમે સુરતનાથ છો. સર્વ પુરૂષના સાધક છો તેથી તમારાં સંબોધનો પણ અધિકાર પ્રમાણે નક્કી કર્યાં છે. જેમ ધર્મ માર્ગમાં ધર્મપાલક, બ્રહ્મણ્ય યજ્ઞેશ્વર વગેરે, અર્થની બાબતમાં હે લક્ષ્મીપતિ, સર્વસિદ્ધિદ એ પ્રમાણે સંબોધન જોઇએ. મોક્ષ વિષયમાં હે મુકુન્દ, હે યોગેશ્વર હે જ્ઞાનનિધિ એ રીતે સંબોધનો થવાં જોઇએ. ઉપર પ્રમાણે ધર્મ અર્થ અને મોક્ષના અર્થિઓ સંબોધન વાપરે છે, અમે પણ તે પ્રમાણે "સુરતનાથ" સંબોધન આપને કરીએ છીએ.

જગતમાં જેટલો સુરત એટલે સંભોગ છે તે સર્વના આપ નાથ છો. આપની આજ્ઞા સિવાય જગતમાં સુરત—સંભોગની પ્રવૃત્તિ થતી નથી, આથી પ્રમાણે

તથા ક્રમે લોકમાં સુરતની પ્રવૃત્તિને માટે અમને–તુચ્છ દાસીઓને આપી. (સર્જી.) શુલ્ક એટલે માર્ગ નિર્વાહક દ્રવ્ય જો પ્રતિબંધનો નિવર્તક સુરત આપનામાં નિરૂદ્ધ હોય (જો તેનો નિરોધ આપનામાં હોય તો પછી લોકમાં રસનું અસ્તિત્વજ રહે નહિ. માટે અમારા દ્વારા આપના થકી તે (સુરત) લોકમાં પ્રસૃત થાવ એટલા માટે અમે અહિંઆં આવ્યાં છીએ. સુરતનું કાર્ય તો દૂર રહ્યું, પણ ઉલટું તમે અમને મારો છો. જો એમ હોયતો સર્વ કામશાસ્ત્ર વ્યર્થ થઇ જશે. [4]કામ રૂપી ત્રીજા પુરૂષાર્થની સિદ્ધિજ નહિ સંભવે માટે જે કાર્ય માટે અમને અહિંઆં મોકલ્યાં છે તે અવશ્ય કરવું જોઇએ. અથવા જો કદાચિત્ બીજે પ્રસંગે તે (સુરતદાન) કરવાનું હોયતો અત્યારે આપનું રૂપ પ્રકટ કરીને અમને સંજીવન આપવું જોઇએ. શ્રીનું[5] હરણ કરે છે એમ કહીને દૃષ્ટિ મારક છે એમ અહિંઆં જણાવ્યું છે. જે ચોર હોય છે તે ઘાતક હોય છે. જેમ જેમ ચોરનામાં નિપુણતા વધારે તેમ તેમ તેમાં ઘાતકપણું વિશેષ હોય છે. તે અર્થ કહે છે. જે દુર્ગમાં જન્મે છે તે અતિ નિપુણ હોય છે, તેમાં વળી જલના દુર્ગમાં જન્મેલું કમળ છે અને તે ત્યાંજ સ્થિત થાય છે. તેમાં વળી તે સારી રીતે ઉત્પન્ન થયેલાં છે. વિશેષ કરીને તેમાં પણ પ્રકાશવાળા શીતાદિ ઉપદ્રવ રહિત કાલમાં તે ઉત્પન્ન થયેલાં છે. આ રીતે દેશ કાલ તથા સ્વરૂપ વગેરેથી જેની ચોરી થઈ શકે નહિ તે પુરુષથી પણ તેના ઉદરમાં આવેલી [6]લક્ષ્મીને આપ ગ્રહણ[7] કરો છો તોપછી સાધારણ ગોપિકા વગેરેના અન્તઃસ્થિત પ્રાણને હરી જાય તો તેમાં શું આશ્ચર્ય ? બલિષ્ઠ અપકીર્તિના અભાવ માટે ચોરી કરે છે. તે તો અહિં થશે નહિ. તો શામાટે અમારા પ્રાણને હણવો જોઈએ ?

**किंवध.न इति** અથવા આપના અદર્શનથી; આપ જે હણોછો તે શું વધ નથી ? સુરતને માટે અમે અહિં આવ્યાં, પણ તેતો દૂર રહ્યું પણ ઉલટું વચ્ચે મરણ આવીને ઉભુ રહ્યું. આમ હોવાથી સુરતનું પ્રાકટ્ય સંભવતું નથી અને તેથી આપ પણ સુરતના નાથ છો એમ કહી શકાય એમ નથી. યોગી અશ્વ નિર્માણમાં સમર્થ હોય તો પણ તેને કોઈ અશ્વપતિ કહેતું નથી. જ્યારે તે અશ્વને પ્રકટ કરે છે ત્યારેજ તેને તેનો પતિ કહેવાય છે. વળી અમારા વધમાં આશ્ચર્ય શું છે ? તમારા અદર્શનથી લક્ષ્મી પણ સ્થિત રહી શકતાં નથી. કમળના ગર્ભમાં રહેલી શ્રીને જો બહાર લાવવામાં આવે તો તે મરી જાય, (ટકી શકતી નથી) કારણકે તેને જલની બહાર કાઢવાથી પોષણ મળતું નથી. જોકે તેના (શ્રીના) જીવનમાં કાલ, દ્રવ્ય, દેશ તથા બીજી ઘણી વસ્તુઓ હોય છે તો પણ આપના અદર્શનથી લક્ષ્મી જીવશે નહિ, તે પ્રમાણે અમે પણ જીવી શકીશું નહિ. વળી તમે સર્વેને વર આપોછો. પણ અમને તો મારોછો એ મોટું આશ્ચર્ય છે ? વર આપનાર તો પ્રત્યક્ષ થાય છે. અમે અમૂલ્ય[8] દાસીઓ અર્ધદાસીઓ છીએ માટે અમને હણવાં ન જોઈએ.

**શ્રીમતી ટિપ્પણી**—સુરતનાથ–સુરત એટલે સંભોગ, રત એટલે લૌકિક ભોગ. તે તો સૃષ્ટિના આરંભકાળથી પ્રવર્તે છે. તેમાં ભગવાનની આજ્ઞાની અપેક્ષા નથી, સૃષ્ટિનાં સમ કાલીન તે હોવાથી આજ્ઞાની અપેક્ષા નથી. એમ હોવાથી બરાબર અલૌકિક શોભા રૂપ જે રત તેજ બરાબર ભોગ શબ્દનો વાચક છે. અને તે તમારી આજ્ઞાથી, ઇચ્છાથી અમારામાં હોય છે. તેથીજ તેની પ્રવૃત્તિ છે. કારણકે જગત્ લૌકિક છે. જાય છે, નાશ પામે છે. તે સ્થિર નથી. આથી અતિ અલૌકિક સ્વરૂપાનન્દ ત્યાં લૌકિકમાં પ્રકટ થવાને લાયક નથી. આવા તે ભોગના આપજ નાથ છો. પ્રવર્તક એટલે રક્ષક પણ આપ છો. આમ છે તો જો એ રસ આપનામાં નિરૂદ્ધ થાયતો અલૌકિક ભક્તો પણ શૂન્ય હૃદયના થઇ જાય. આથી આપની ઇચ્છા જાણીને આપની પ્રાર્થના કરીને અમને પ્રકટ કરી માટે પ્રતિબન્ધની નિવૃત્તિ છે. કામ ભગવદીય છે. તેની પૂર્વે મન હોવાથી અને પછી વાણી હોવાથી "મન કર્યું એમ બોલીને સુંદર ચક્ષુવાળી એ સ્ત્રીઓએ મનોહર અને મધુર ગાન કર્યું" તથા "તેમને નજીક જોઇને" ઇત્યાદિ સ્વપ્રિયામાં વાક્ રૂપ અલૌકિક ભાવનો પ્રવર્તક છે એમ આજ્ઞાપદ કહ્યું, 'હે પ્રભુ તમે આ પ્રમાણે અમારા ત્યાગ કરો એ યોગ્ય નથી' ઇત્યાદિ વાણી ભગવદ્દભાવા ત્મક હોવાથી તે પણ આજ્ઞા રૂપ છે એવો આશય છે. એવાં વચનોથી પ્રતિબન્ધની નિવૃત્તિ થાય છે.

બ્રહ્માદિ પણ ભગવદ્દભાવની કામના વાળા હોવા છતાં તેમને પણ સાક્ષાત્ દર્શન થતાં નથી તેથી તે આશાથી તપ કરે છે. અહિઆંતો પ્રભુ સ્વયં પ્રકટ થયા તેથી તે માર્ગના પ્રાકટયમાં અમને સાધનરૂપ પ્રકટ કર્યા છે. અહિંઆં સુરત શબ્દથી ભગવાનની સાથે બરાબર રમણ જેનાથી થાય છે તે, એટલે ભગવદ્દભાવ તે કહેવાય છે. સંભોગ નહિ, આ માર્ગના પ્રાકટયથી બ્રહ્માનો કોઇપણ ભાવ સિદ્ધ થયો નહિ માટે અરૂચિથી સુબોધિનીજીમાં "અથવા કામે અમારૂં સર્જન કર્યું એમ કહ્યું છે. કારણકે કામ ભગવદીયના ભાવ રૂપ છે. સ્વામિનીનાં દર્શન થતાં ભગવાનનો ભાવ ઉદ્રિક્ત થાય છે અને કામના કાર્યને કરે છે. આથી તેણેજ પોતાના અર્થ માટે અમને પ્રકટ કર્યા, એવો અર્થ ઘટી શકે.

(૧) કમળની શોભા હરનાર આપની દૃષ્ટિને આપ જ્યારે અમારા તરફ નાખોછો, ત્યારે આપ અમારા મર્મ ભાગને દૃષ્ટિથી એવી રીતે વીંધોછો કે જેથી અમને વધ જેટલી પીડા થાય છે. માટે આપના દૃષ્ટિપાતથી હનન પણ એક પ્રકારનો વધજ છે. (૨) સાધન= દૃષ્ટિ, સાધક=ભગવાન્ જેમ કોઇ માણુસ અમુક શસ્ત્રથી બીજાનો ઘાત કરે તો જેમ તે શસ્ત્રઘાતક છે તેટલો તે માણુસ પણ છે. બલ્કે શસ્ત્ર કરતાં તે માણુસ વધારે છે. એ લૌકિક ન્યાયે સાધન જેમ ઘાતક છે તેમ સાધક પણ છે. ભગવાનની દૃષ્ટિ જે હનન કરે છે. હૃદયના મર્મ ભાગ વીંધી નાખે છે તેથી તે ઘાતક છે તો તે દૃષ્ટિવાળા ભગવાન પણ ઘાતક છે એમ ગોપીજનો કહે છે. (૩) આપના દર્શનના અભાવે આપ અમારો ઘાત કરો છો (૪) અહિંઆં ત્રીજા પુરુષાર્થ કામની પ્રાપ્તિને માટે "સુરત નાથ" એમ ભગવાનનું સંબોધન કર્યું છે. માટે ગોપીઓ કહે છે કે તે અર્થની સિદ્ધિને માટે આપે અમારો સત્કાર કરવો જોઇએ. નહિતો કામશાસ્ત્રનું પ્રયોજન રહેશે નહિ. (૫) ભગવાનની દૃષ્ટિને કમળના મધ્ય ભાગની શોભાને હરનાર કહી છે આથી એમ સૂચવાય છે કે જો તે દૃષ્ટિ કમળની શ્રીને હરી લેછે તો અમારૂં શું નહિ હરિ લે? ખરેખર આ દૃષ્ટિ મારક હોવી જોઇએ. કારણકે જે હરનાર–ચોર છે તે

મારક હોય છે ( ૬ ) શોભાને ( ૭ ) હરણ કરોછો (૮) **शुल्क दासिका:** અમે આપની મૂલ્યથી (નેત્ર રૂપથી) વેચાયલી દાસીઓ છીએ, અગર **अशुल्कदासिका:** એમ પણ પાઠ કલ્પી શકાય એટલે અમે આપની વિના મૂલ્યની દાસીઓ છીએ.

**विवेचन**—આ શ્લોકમાં વકત્રી ગોપી તામસી છે. ભગવન્નિંદક તામસ કહેવાય છે. અહિંઆં તે ભગવાનને કહે છે કે હે ભગવાન્ આપની દૃષ્ટિ જેનાથી આપ કમળની શ્રીને (શોભાને) હરોછો, તેનાથી આપ અમારો પણ વધ કરોછો. જે દૃષ્ટિ કમળની શોભા હરે છે તે અમારાં હૃદયને પણ હરેછે. અને જે કોઇ બીજાનું હરે છે–ચોરે છે તે ઘાતક–મારક પણ લોકમાં ગણાય છે. એ ન્યાયે આપ પણ મારક છો–જો એમ ન હોયતો જરૂરથી આપે અત્યાર સુધી અમારા ઉપર દયા કરી હોત અને આપનાં દર્શન આપ્યાં હોત; આપનાં દર્શનનો અભાવ તેજ અમારો વધ છે. જો આપ અમને જીવતાં જોવાની ઇચ્છા રાખતા હોતો જરૂરથી અમને આપનાં દર્શન વેગે કરાવો. જો આપ નહિ કરાવો તો આપ પણ લૌકિક હારકની માફક મારક તથા નિર્દય છો એમ માનવામાં કશું પણ ખોટું નથી.

"શરત્કાલના જલાશય" તથા "સારી રીતે ઉત્પન્ન થયેલા" એ શબ્દોથી કમલની સર્વ રીતે સદ્ગુણતા તથા સૌંદર્યની પરાકાષ્ઠા સૂચવી છે. નેત્રો કમળની શોભાને હરી લેછે અર્થાત્ કમળ કરતાં પણ તે વધારે સુંદર છે. આમાં કાવ્ય શાસ્ત્રમાં વર્ણવેલો પ્રતીપ નામનો અલંકાર છે. ઉપમેય, પ્રભુનાં નેત્રો, તે ઉપમાન–કમળનો તિરસ્કાર કરે છે.

**વળી** "એક નેત્રથી" આ એક વચનના પ્રયોગથી એવો ધ્વનિનો અર્થ નીકળી શકે છે, કે જો એકજ દૃષ્ટિથી આ પ્રમાણે વધ કરવાને આપ સમર્થ થયા છો. તો પછી જો આપનાં ઉભય નેત્રોનો વ્યાપાર શરૂ થાય તો તેથી શું આપ નકરી શકો તે સમજી શકાતું નથી. " કમળની શોભા હરનાર નેત્ર " તેમાં શ્લેષથી વિશેષ એવો પણ અર્થ છે કે પ્રભુના નેત્રે ચોરની માફક ચૌર્યાભિનિવેશ કર્યું છે. અહિંઆં ત્રણે પ્રકારના ચૌર્યાભિનિવેશ કહ્યા છે ( ૧ ) સાધુજનની સંપત્તિનું હરણ કરવામાં દોષ ન ગણવો ( ૨ ) અતિ ગુપ્ત રૂપથી રાખેલી બીજાની વસ્તુનું જ્ઞાન થવું તે. ( ૩ ) અતિ દુર્લંઘ્ય સ્થાનનું ઉલ્લંઘન. અહિંઆં કમળનુ જન્મદાતા સ્વચ્છ ગુણવાળું સરોવર છે. એટલે પોતે સત્કુળમાં ઉત્પન્ન થયેલું છે અને પોતે પણ સત્–સાધુ છે. એવા કમળની સંપત્તિને હરવામાં પ્રભુનું નેત્ર ચોરની માફક દોષ ગણતું નથી. વળી તે કમળના ઉદરમાં ગુપ્ત રીતે શ્રીને રાખી મૂકી હતી પણ ત્યાંથી એ ભગવાનના નેત્રે એનું હરણ કર્યું. તેમજ વર્ષા ઉપરાંત શરત્કાલમાં જલાશય આખું જલથી એટલું બધું છલોછલ ભરાઇ જાય છે કે એના મધ્ય ભાગમાં કોઇનાથી જઇ શકાતું નથી.

પણ પ્રભુના નેત્રે તો આ જલાશયના મધ્ય ભાગનું પણ ઉલ્લંઘન કરીને, ત્યાં જે કમળ હતું તેની શોભાને હરી લીધી. આ રીતે ત્રણ પ્રકારના ચૌર્યાભિનિવેશનો આરોપ પ્રભુના નેત્રમાં કરવામાં આવ્યો છે. આથી આ ગોપીનું એવું કહેવું છે કે એવા સ્થાનમાં રહેલી શ્રીનું જો આપે હરણ કર્યું તો અમારૂં તો શું એ કરી નાખશો? અમને આપના તરફથી મોટો ભય રહે છે. ખરેખર આપ અમારો વધ કરશો એમ અમને શંકા રહે છે. **वरद** વરને આપનાર આમાં શ્લેષથી વરનું છેદન કરનાર એમ અર્થ પણ થાય છે. **वरान्द्यति खण्डयति यः ॥** પ્રથમ શ્લોકમાં આ ગુણગાનમાં નવધાભક્તિમાંના સખ્ય તથા આત્માનવેદનનો પ્રકાર પ્રધાન પણે જણાતો હતો, પણ અહિંઆં તેથી પણ ઉચ્ચતર ભક્તિના પ્રદેશમાં સ્વામિનીઓ સ્થિત થયાં છે. અહિંઆં તેઓ એકદમ પ્રેમ ભાવમાં આવીને પ્રભુને "સુરત નાથ" કહીને સંબોધે છે. સુરત એ પ્રેમલક્ષણા–ફલાત્મક ભક્તિનું સૂચક છે. આ રીતે તેમનું ગુણગાન અતિ ઉચ્ચ પ્રકારનું બન્યું છે. પોતાની જાતને શુલ્ક દાસિકા કહીને અત્યન્ત તિરસ્કાર કરે છે; એમાં પણ તેમનું દૈન્યજ મુખ્યત્વે જણાય છે. આ ગુણગાનથી એમનું હૃદય પ્રેમથી એટલું બધું આર્દ્ર બની ગયું છે કે તેથી તેઓ પોતાની દૃષ્ટિ સમક્ષ જાણે પ્રભુનાં દર્શન કરતાં હોય, તેમ તેમના સુંદર નયનની શોભાથી હત થયેલાં પ્રભુને ઉપાલમ્ભ આપે છે. પ્રભુનું સાક્ષાત્ પ્રાકટયના દર્શનનું સુખ આ સમયે મળ્યું નથી, તો પણ તેમનું માનસ (મન) પ્રભુનાં દર્શન કરી રહ્યું છે. અહિંઆં આપેલો જે અનુભવ થાય છે, તે માનસી ભાવનાનો છે. આમ તેમનું સંકીર્તન ઉત્તમ પ્રકારનું બન્યું છે.

---

આ પ્રમાણે અનેક પ્રકારની ક્રૌર્યભાવનાથી કેટલીક ભગવાનને ઉપાલંભ, મહેણું આપે છે. અંદર સ્થિત રહેલ પુષ્ટ રસનું જો બહાર નિર્ગમન ન થાય તો પૂર્ણ થાય નહિ. બીજી કોમળ ગોપીઓએ "આપે બહુ વખત અમારૂં રક્ષણ કર્યું છે. માટે હમણાં પણ રક્ષણ કરો" એમ કહ્યું.

**मूलम्**

**विषजलाप्ययाद्व्यालराक्षसाद्**
**वर्षमारुताद्वैद्युतानलात् ।**
**वृषमयात्मजाद्विश्वतो भया**
**दृषभ ते वयं रक्षिता मुहुः ॥३॥**

**अन्वयार्थ**—હે શ્રેષ્ઠનાથ! વિષજલના ભયથી, વ્યાલ–રાક્ષસથી, વંટોળીઆ વાયુથી, વિજળીથી, અગ્નિથી, અરિષ્ટાસુરથી, તથા બીજા સર્વથી તમે વારંવાર અમારૂં રક્ષણ કર્યું છે.

શ્રીસુબોધિનીજી—વિષજલ એટલે કાલીય સર્પે જે યમુનાજીના જલને વિષમય બનાવ્યું હતું તે પીને સર્વ બાળકો તથા ગાયો મરી ગયાં હતાં તેમને ફરીથી જીવતાં કર્યાં. વ્યાલ કહેતાં કાલીય તથા સુદર્શન વગેરે સર્પો રાક્ષસ એટલે તૃણાવર્ત વગેરે તે બધાંથી પ્રભુએ રક્ષણ કર્યું હતું ઇંદ્રે કરેલા વંટોળીઆ વાયુથી, વિજળીથી અગ્નિથી (દાવાગ્નિથી) પણ રક્ષણ કર્યું હતું. વૃષ એટલે મય આત્મજ-વ્યોમાસુર તેનાથી પણ આપે રક્ષણ કર્યું હતું. પ્રભુ પોતે સર્વજ્ઞ હોવાથી ભૂત તથા ભવિષ્ય વિષયના પદાર્થના જ્ઞાનમાં કોઇ પણ જાતનો નિર્બંધ નથી. વિશેષ શું ? સર્વ ભયમાંથી પ્રભુએ રક્ષણ કર્યું છે, પાલનમાં હેતુ કહે છે. પ્રભુ ઋષભ છે. જે ભર્તા છે. તે હમેશાં રક્ષણ કરે છેજ. આથી સર્વદા તે પાલક છે તો હાલમાં પણ અમારૂં દક્ષણ કરો. તે બાહ્ય મારકો છે. હમણાંનો પાલક (પ્રભુ) અંદરના સંબંધવાળો છે. માટે સર્વથા અમારૂં પાલન થવું જોઇએ.

વિવેચન—કાલિયનાગના નિવાસથી આ યમુનાજીનાં જળ વિષયુક્ત થઇ ગયાં હતાં તે સમયે અઘાસુર આદિ રાક્ષસોએ જ્યારે ગોપ બાળકોને દુઃખ આપ્યું તે સમયે આપે સર્વ વ્રજવાસીઓને સંકટમાંથી મુકત કર્યા છે. તો શા માટે આપ આ સમયે અમારી ઉપેક્ષા કરો છો ? આપે અત્યાર અગાઉ ઘણી વખત અમારૂં રક્ષણ કર્યું છે તો અત્યારે આપે અમારૂં રક્ષણ કરવું જોઈએ. આપ ઋષભ છો એટલે સર્વના રક્ષણ કરનાર છો. અત્યારનું અમારૂં સંકટ પૂર્વના કરતાં અધિક ઉગ્ર અને ભયંકર છે. અને આ સંકટમાંથી આપ સિવાય બીજું કોઈ પણ અમારૂં રક્ષણ કરી શકે એમ નથી, માટે આપ અમારૂં રક્ષણ કરો. અત્યારે આપના વિરહનું દુઃખ વિષજળ કરતાં વધારે પ્રાણઘાતક છે, વ્યાલ તથા રાક્ષસો કરતાં વધારેપીડા કરનાર છે, અને અગ્નિ કરતાં વધારે તાપ આપનાર છે, તો આવા અસહ્ય દુઃખમાંથી જો આપ અમારા પ્રાણનું રક્ષણ કરી શકો તોજ આપ ખરેખરા ઋષભ છો એમ અમે માનીશું, એ રીતે અહિંઆં ધ્વનિ અર્થથી ગોપિકાઓ ભગવાનને ઉપાલંભ આપે છે. આપે જો કે ભૂતકાળમાં અમારા ઉપર ઘણા ઉપકાર કર્યા છે કારણ કે ઉપર જણાવેલાં તેમ બીજાં અનેક દુઃખોથી અમને યુક્ત કર્યા છે, છતાં પણ આ દુઃખ વધારે તીવ્ર અને અસહ્ય છે. અન્ય દુઃખમાંથી અમે આપનું રક્ષણ મેળવી શકતાં હતાં પણ આ દુઃખથી તો અવધીજ. આપજ જ્યાં અમારાથી રીસાયા હોય ત્યાં અમે શું કરી શકીએ ? ખરેખર અમારી લાચારીની અહિંઆં અવધિજ આવી રહી છે. હમારી દુઃખદ સ્થિતિનું વર્ણન કોની આગળ અમે હવે કરીએ ?

બીજી ગોપીઓ ભગવાનના મહાનુભાવને જાણીને તેમના સ્વરૂપનું કીર્તન કરે છે. અને તેથી જેવી રીતે જ્ઞાનિઓને મોક્ષ આપે છે તેવી રીતે અમને પણ અમારે યોગ્ય મોક્ષ આપશે તેમ જાણીને તેની સ્તુતિ કરે છે.

## मूलम्.

न खलु गोपीकानंदनो भवा
नखिल देहिनामंतरात्मदृक् ।
विखनसार्थितो विश्वगुप्तये
सख उदेयिवान्सात्वतां कुले ॥४॥

अन्वयार्थ—હે સખે! આપ કંઈ ગોપિકાના (યશોદાના) પુત્રજ છો એમ નથી; પણ સર્વ દેહિઓના અંતર આત્માના દ્રષ્ટા પણ છો. બ્રહ્માની પ્રાર્થનાથી વિશ્વના રક્ષણ માટે યાદવોના કુલમાં આપ પ્રકટ થયાછો.

श्रीसुबोधिनीजी—ભગવાન [1]નંદના પુત્ર હોયતો સર્વ ઉપાલંભો બરાબર ગણાય પણ તે પ્રમાણે નથી માટે ઉપાલંભો પણ અયુક્ત છે. खलु શબ્દ નિશ્ચિતતા જણાવે છે. નક્કી, ખરેખર તમે ગોપીકા એટલે યશોદાના પુત્ર છો એમ જણાતું નથી. એમ જો હોય તો જેવી રીતે યશોદાએ આપને સ્વાધીન કર્યા છે અથવા આપને જાણી ગયાં છે તે પ્રમાણે ગોપીઓએ પણ કર્યું હોત[2] કારણકે આપ ગોકુળ સ્વામિના પુત્ર છો. તુલ્યતામાંજ વિદ્યાયોનિનો સંબંધ હોય છે. વળી આપ ફક્ત વૈકુંઠના અધિપતિ પુરૂષોત્તમ નથી, પણ સર્વ દેહિઓના—અમારા જેવાંના અંતરાત્માને જુઓછો. જો અમારા હૃદયમાં એવો તાપ જુએ તો પ્રસન્નજ થાય. માટે આ વિષયમાં કંઇ કહેવા જેવું નથી અમારા જેવાના પાલન માટેજ આવ્યા છો. આ નાશ પામે છે એવું જ્યારે જાણશો ત્યારેજ પાલન કરશો. રક્ષણને માટેજ આપની પ્રાર્થના કરવામાં આવી છે, આપ સ્વેચ્છાથી અહિંઆં પધાર્યા નથી.

વિખના કહેતાં બ્રહ્મા એ સર્વથા વેદાર્થના વિચારક છે. આથીજ વૈખાનસ મત બ્રહ્માએ કરેલો છે. અને તે ભગવદ્ભજનનો પ્રતિપાદક છે એ માર્ગથીજ પૂજાને ભગવાન્ સ્વીકારે છે તેથી વેંકટાદિમાં તે પ્રમાણે પૂજા થાય છે. આથી સર્વની પૂજાને પણ સ્વીકારવાને બ્રહ્માએ પ્રાર્થના કરી. એમાં મુખ્ય પ્રયોજન વિશ્વનું રક્ષણ છે. આપ અંતરાત્મા રૂપ હોવાથી સર્વ જીવોના સખા છો. અને લોકમાં આપના સખ્ય ભાવને પ્રકટ કરવાને યાદવોના અગર વૈષ્ણવોના કુલમાં આપ પ્રકટ થયા છો; એ એટલા માટેજ આવ્યા છો. પ્રથમ પણ સખા [illegible] પ્રમાણે પ્રેરણા કરે છે. તો પછી આવ્યા છે એમ કહેવામાં વિશેષ શું છે

તે જણાવવું જોઇએ. અહિંઆં વિશેષ એ છે કે મુખ્યભાવ આત્માનવેદન રૂપ થાય છે. આથી અમે શું વિનતિ કરીએ ? આપને જે ઉચિત લાગે તે પ્રમાણે કરો એ પ્રમાણે ભાવ છે.

ટિપ્પણ—(૧) ભગવાનનો પ્રાદુર્ભાવ નન્દજીના ગૃહમાં થયો છે છતાં અહિંઆં તેનો અભાવ છે એમ કહેવાનું તાત્પર્ય આ પ્રમાણે છે. જેમ મથુરામાં વસુદેવથી દેવકીમાં પધારીને ભગવાનનું પ્રાકટય થયું તેમ અહિંઆં નંદથી યશોદામાં પધાર્યા નથી પણ ગર્ભમાંજ માયાનીજ સ્થિતિ છે. ભગવાન્ તો ત્યાં સુધી ભકતના હૃદયમાં સ્થિત હતા, પછીથી પ્રાકટય સમયે માયાથી આવૃત થઇને પ્રકટ થયા. ત્યાર પછી લીલા માટે ઉભય સ્થળે પુત્ર તરીકેની બુદ્ધિથી જુદા જુદા નંદજી તથા વસુદેવના પુત્ર ગણાયા. પણ અન્યની માફક (વસુદેવની માફક) નંદથી યશોદામાં પધાર્યા નથી તેથી નંદ તથા યશોદાના પુત્ર ભગવાન્ નથી. તોપણ ગોપિકાનન્દનપદનો અર્થ નંદના પુત્ર યશોદાના પણ પુત્ર એમ થાય છે. નંદપુત્ર હોય તો યશોદાના પુત્ર નથી. જૂદા જૂદા તે ઉભયના પુત્ર છે. લોકમાં પિતાથી ઉત્પન્ન કરેલો હોવાથી તેનાથી વિશિષ્ટ માતાનો પુત્ર ગણાય છે, પણ અહિંઆં તેવું નથી. એવી રીતે ભગવાન્ પુત્ર નથી એમ નિષેધ કર્યો છે. તેથી લોકમાન્યતા પ્રમાણે આપને યશોદાજીના પુત્ર જાણતા નથી એમ ગોપીઓ કહે છે.

વિવેચન—આ શ્લોકમાં તેઓ આગળ જણાવે છે કે હે પ્રભુ ? અત્યાર સુધી અમે આપને શ્રીયશોદાજીના પુત્રજ સમજતાં હતાં, અને તે રીતે આપને કંઇક ઉપાલમ્ભ વચનો પણ કહેલાં, પણ તે સંબંધીની અમારી અજ્ઞાનતા હવે દૂર થઇ ગઇ છે, કારણકે આપ અખીલ દેહધારીઓના અન્તરાત્મામાં બિરાજી રહેલા વિભુ છે. એ અમે સારી પેઠે જાણીયે છીએ, અને આપ બ્રહ્માની પ્રાર્થનાથી આખા જગતનું રક્ષણ કરવાને માટે આ ભૂતળ ઉપર પ્રકટ થયા છો. સર્વ દેહીઓના અંતરાત્માના દ્રષ્ટા આપ છો. એટલે અમારાં હૃદયને પણ આપ સારી રીતે જોઇ શકોછો. અમારા હૃદયમાં આપને માટે ખરેખરો પ્રેમ છે કે નહિ તે આપ સારી પેઠે જાણોછોજ. કદાચ અમારી પરીક્ષા કરવાને માટે આપ તિરોભૂત થયા હશો, પણ હે ભગવાન્! આપે અમારી પરીક્ષા સંપૂર્ણ લીધી છે, તો હવે આપ અમને પ્રકટ દર્શન આપો. આપના વિયોગથી દુઃખી થયેલાં અમને વધારે દુઃખિત કરશો નહિ. આપનું પ્રાકટય અખિલ વિશ્વના રક્ષણ માટે છે, એ વાત તદ્દન સત્ય છે. કારણકે જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, અધર્મ હડહડતો વ્યાપી રહેલો હોય છે, ધાર્મિક વૃત્તિના પુણ્યાત્મા અને સાધુ પુરુષોને પાશવ વૃત્તિવાળા શયતાનો સતાવતા હોય ત્યારે પૃથ્વી પણ કંપી ઉઠે છે. પૃથ્વી પણ અસહ્ય પાપના ભારમાંથી મુક્ત થવાને ઇચ્છે છે, તે વખતે સૃષ્ટિના સર્જન કરતા બ્રહ્મા જેવા પણ પૃથ્વીને તથા તેમાં વસનાર ભૂતપ્રાણીઓનું રક્ષણ કરી શકે એ સ્થિતિમાં હોતા નથી, તેથી તે પણ સાક્ષાત્ પ્રભુને આપની પ્રાર્થના કરે છે, અને તે બ્રહ્માદિ દેવતા-

ઓની વિજ્ઞપ્તિથી પૃથ્વીનો ભાર ઓછો કરવા, સાધુ પુરુષોનું રક્ષણ કરવા, દુષ્ટોનું નિકંદન કરવા, ધર્મનું સ્થાપન કરવા અને અધર્મને સંહારવા આપ પ્રકટ થાવછો. એ બાબતની સાક્ષ્ય સર્વ શાસ્રો પૂરે છે. જો આ રીતે આપ સર્વનું રક્ષણ કરતા હો—અખિલ વિશ્વને પણ આપ રક્ષણ આપી રહ્યા હોતો શું અમે આપના રક્ષણનાં લાયક નથી, અમે એવો શો અપરાધ કર્યો છે કે જેથી આપ અમારૂં રક્ષણ આ કાળે કરતા નથી—અમારૂં રક્ષણ આપનાં પ્રકટ દર્શન થવામાં છે, તે સિવાય અન્યથા નથી. શું હજી આપને એવી કસોટી કરવાની છે કે અમને આપના વિપ્રયોગની સંપૂર્ણ અસર થઈ નહિ? હજી પ્રાણત્યાગ કરાવવાની આપની ઈચ્છા છે? અને એ અવસ્થામાં અમે મૂકાઈએ તોજ અમે આપનું રક્ષણ મેળવી શકવાને અધિકારી ગણાઈશું? આ રીતે ગોપીકાઓ પ્રભુને "સખા" એ શબ્દથી સંબોધીને તેમને વિજ્ઞપ્તિ કરે છે. અહિંઆં દર્શાવેલો સખ્યભાવ તે આત્મનિવેદનના સ્વરૂપનો છે "સખા" શબ્દ કહેવાનો એવો ભાવાર્થ છે કે અમે આપને ઘણુંએ કહ્યું છે. આથી કોઈપણ રીતે વિશેષ કહેવાનું અમારી પાસે નથી. આપ અમારા સખા છો, એટલે વગર કહ્યે અમારા હૃદયની વાત આપ સહેલાઈથી સમજી જાવ એમ છો. સખાને તો કંઈપણ કહેવાનીએ જરૂર હોતી નથી, માટે આથી વધુ કંઈપણ અમે કહીશું નહિ.

આ શ્લોકમાં ભગવાનના માહાત્મ્યનું જ્ઞાન શ્રી ગોપીજનને દઢતાથી થયેલું છે, અને એવા જ્ઞાનથી જ એમના હૃદયમાં ભગવાન માટે બળવત્તર પ્રેમ ઉપસ્થિત થયો છે. ભગવાન તરફ આવા પ્રકારની સર્વથી અધિક રતિ થવામાં "માહાત્મ્ય જ્ઞાન" એ આવશ્યક છે, એમ નારદમુનિના ભક્તિસૂત્રમાં પ્રતિપાદન કરેલું છે. **तत्रापि न माहात्म्यज्ञानविस्मृत्यपवादः** આમાં કહે છે કે શ્રી ગોપિજનને અતિશય પ્રેમમાં પરબ્રહ્મ શ્રીકૃષ્ણચંદ્રના માહાત્મ્યનું વિસ્મરણ થયું નથી. જો ભગવાનનું માહાત્મ્યજ્ઞાન તેમની સ્મૃતિમાં ન હોત તો આ પ્રેમ જરૂર લૌકિક જાર પુરુષોના જેવો લૂખો થઈ જાત. નારદસૂત્રમાં ભક્તિના ૧૧ પ્રકાર જણાવ્યા છે. ૧ ગુણમાહાત્મ્ય સક્તિ, ૨ રૂપાસક્તિ, ૩ પૂજાસક્તિ, ૪ સ્મરણસક્તિ, ૫ દાસાસક્તિ, ૬ સખ્યાસક્તિ, ૭ વાત્સલ્યા સક્તિ, ૮ કાન્તાસક્તિ, ૯ આત્મનિવેદનાસક્તિ, ૧૦ માહાત્મયસક્તિ, ૧૧ પરમવિરહાસક્તિ. તેમાંથી અહિંઆં "સખે" એ સંબોધનથી સખ્યા સક્તિ પ્રકારક ભક્તિ છે, "વિશ્વના રક્ષણ માટે એ શબ્દનો સાંકેતિક અર્થ આ પ્રમાણે છે. ભગવાન કદાચ આ ગોપીઓને કહે કે હે ગોપીઓ તમે મારૂં રક્ષણ મેળવવાને લાયક નથી, કારણ કે તમે મારાં ભક્તો નથી; તો તેના ઉત્તરમાં ગોપીઓ કહે છે, ભલે આપ કહેતા હો તે પ્રમાણે અમે ભક્તો

નથી, છતાં આપની પ્રતિજ્ઞા અખિલ વિશ્વનું રક્ષણ કરવાની છે, અને તેટલાં માટે આપનું પ્રાકટ્ય છે, તો અમે પણ અખિલ વિશ્વમાં આવી જઈએ છીએ. જો વિશ્વની અંદર ન આવતાં હોય તો આપ અમારૂં રક્ષણ ન કરો તે યોગ્ય ગણાય. પણ વિશ્વમાં અમારૂં સ્થાન તો છે. તો પછી અમે ભક્ત છીએ કે નથી તેનો પણ વિચાર આપે કરવાનો રહ્યો નહિ. અખિલ વિશ્વના રક્ષણમાં અમારૂં પણ રક્ષણ કરવું જોઈએ. રક્ષણ કરવાને માટે તો આપ સાત્વિક–વિષ્ણુ-કુળના ક્ષત્રિય યાદવોમાં પ્રકટ થયા છો; અને તે બળને દેખાડયું પણ છે, તો પછી હે પ્રભુ! આપ જે અમારા સખા છો તે અમારૂં રક્ષણ નહિ કરો? અર્થાત્ આ વિરહ દુઃખમાંથી અમને બચાવો.

---

બીજી ગોપીકાઓ સાત્વિક હોવાથી રાજસ ગોપી કરતાં વધારે શ્રેષ્ઠ છે. ભગવાન્ પ્રાર્થના કર્યા વગર કંઇ આપશે નહિ. એમ જાણીને ભગવાનના કરનો પોતાના શિર સાથે સંબંધની પ્રાર્થના કરે છે.

**मूलम्**

**विरचिताभयं वृष्णिधुर्य ते**
**शरणमीयुषां संसृते र्भयात् ।**
**करसरोरुहं कांत कामदं**
**शिरसि धेहि नः श्रीकरग्रहम् ॥५॥**

**अन्वयार्थ**—હે વૃષ્ટિ કુલમાં શ્રેષ્ઠ પ્રભુ! હે કાંત! સંસારના ભયથી તમારે શરણુ આવેલાંને આપનો હસ્તકમળ અભય આપનાર છે તથા કામનાંઓ પૂર્ણ કરનાર છે; તથા લક્ષ્મીના કરનું ગ્રહણ કરનાર છે તો તે અમારા માથા ઉપર આપ મૂકો.

**श्रीसुबोधिनीजी**—હે સ્વામી હૃદય ચીરાઈ જાય છે. આથી જેવી રીતે સર્વ અંગમાં શાન્તિ થાય તે પ્રમાણે માથા ઉપર આપના હસ્તકમળને મૂકો. કમળ શીતલ હોય છે. તેમાં વળી જે સરોવરમાં ઉત્પન્ન થાય છે તે વધારે શીતલ હોય છે. પ્રથમ શિર ઉપર હસ્ત મૂકીને[1] સ્વાધીનત્વનું ઘોતન કરે છે. વળી હસ્ત ફકત તાપનેજ દૂર કરે છે એવું નથી પણ કામનાઓ આપનાર પણ છે અહિંઆં શંકા થાય કે ભગવાન પુરૂષોતમનું તો યોગીઓજ ધ્યાન કરી શકે, તો કેવી રીતે સ્ત્રીઓને સ્પર્શ કરશે? એમ જો કોઈ પૂછે છે તો કોઇ કહે છે. [2]ભગવાન્ શ્રીના કરનું ગ્રહણ કરે છે એટલે પોતે ગૃહસ્થ છે. જો પ્રભુ લક્ષ્મીનો હસ્ત ગ્રહણ કરે છે તો અમારા શિરને સ્પર્શ કરવામાં શોધ કરે છે? એમ ભાવ છે. ત્યારે વળી કોઈ કહે છે કે લક્ષ્મી તો પ્રભુની સાથે વિધિ-

પૂર્વક વિવાહિત છે તો તેમના સંબંધમાં પ્રભુ હોઈ શકે પણ તમારી સાથે એટલે ગોપીઓની સાથે શી રીતે એમનો સંબંધ થાય? તો કહે છે ગોપીઓ સંસારના ભયથી ભગવાનને શરણે ગયાં છે. શરણાગતનું પાલન પ્રભુ કરે છેજ. [3]વિવાહની અપેક્ષાથી શરણાગતની રક્ષા મોટી હોય છે. તે (જેની સાથે વિવાહ કર્યો હોય તેનું રક્ષણ કરવું) સાધારણ ધર્મ છે. પણ શરણાગતનું પાલન કરવું તે ઈશ્વરનો ધર્મ છે. વળી શંકા થાય છે કે આ પ્રકાર તો નિષિદ્ધ છે (તમારા મસ્તક ઉપર પ્રભુ કર મૂકે તે), તો એ રીતે પાલન કેમ સંભવી શકે? તો કહે છે કે પ્રભુ વૃષ્ણિ કુળના શ્રેષ્ઠ છે. વૃષ્ણિ યદુવંશમાં ઉત્પન્ન થયેલા છે વળી તેમને બહુ સ્ત્રીઓ હતી. બહુ વંશના કર્તા હતા. તે વંશમાં આપ શ્રેષ્ઠ છો. આ કારણથી તથા અમે સ્ત્રીઓ સંસારના ભયથી આપની પાસે આવ્યાં છે. માટે અમારૂં પાલન (ઉક્ત પ્રકારે) કરો. સંસાર કંઇ સ્વભાવે કરી દુષ્ટ નથી. પણ તેનું દુઃખ અસહ્ય હોય છે અને તેથી તે દુષ્ટ છે. તેથી અમે પણ મહાન દુઃખ પામીએ છીએ. માટે દુષ્ટ અદૃષ્ટ દ્વારા આપજ તે દુઃખના નિવર્તક છો. આનાથી નિર્ભયતાનું સૂચન થાય છે. કાન્ત સંબોધનથી આપજ ભર્તા છો માટે સ્ત્રીઓના વ્રતનું સ્મરણ કરીને વાંછિત પૂર્ણ કરો.

**प्रकाश**—કોઇને એમ શંકા થાય કે ગોપીઓ એમ કહે છે કે સંસારના ભયથી અમે આપને શરણે આવ્યાં છીએ. તો તેમને સંસારનું શું ભય છે? તેના ઉત્તરમાં જ શ્રી સુબોધિનીજીમાં ખુલાસો કર્યો છે કે સંસાર તેના સ્વભાવે કરીને દુષ્ટ નથી. પણ તેમાં દુઃખ અસહ્ય હોવાથી તે હેતુથી દુષ્ટ ગણાય છે. ગોપીઓને પ્રભુના મેળાપનું દુઃખ હતું, માટે સંસારનો ભય તેમને લાગ્યો. તેથીજ પ્રભુ પાસે તેના હસ્ત કમળને શિર ઉપર મૂકીને તેમના દુઃખનું નિવારણ કરવા માટે કહેવામાં આવ્યું છે.

**टिप्पण**—(૧) આપ અમારા મસ્તક ઉપર હસ્ત મૂકો એવી પ્રાર્થનાદ્વારા ભગવાન ગોપીઓને અધીન થાય એવું તે ઇચ્છે છે (૨) ભગવાન પોતાના કરનો સ્પર્શ ગોપીઓને થવાદે તે અયુક્ત છે એમ કોઇને શંકા થાય તો તેના પરિહારમાં અહિંઆં કહે છે કે ભગવાન પોતે ગૃહસ્થાશ્રમીજ છે, કારણકે તે શ્રી-(લક્ષ્મી)ના કરનું ગ્રહણ કરે છે. તો પછી ગોપીઓને તે કરથી સ્પર્શ કરવામાં તેમને વાંધો આવશે નહિ. (૩) વિવાહિતનું જેમ રક્ષણ કરવું એ ઇશ્વરનું કર્તવ્ય મનાય છે, તેમ શરણાગત–શરણે આવેલાનું રક્ષણ કરવું એ પણ એક કર્તવ્ય છે.

**विवेचन**—આ શ્લોકમાં ગોપીઓ પ્રભુને હસ્તકમળ તેમના માથા ઉપર મૂકવાને માટે વિનતિ કરે છે; તેઓ કહે છે હે પ્રભુ, અત્યારે અમારી દશા એટલી બધી વિહ્વલ થઇ છે કે તેથી અમારૂં હૃદય ચીરાઈ જાય છે; અને સર્વ અંગમાં દાહ પ્રકટ થયો છે, તો તેને શાન્ત કરવાને આપના શ્રીહસ્તને અમારા

મસ્તક ઉપર મૂકો; તે સિવાય બીજો કોઈ પણ ઉપાય આ દાહને શાન્ત કરી શકે તેમ નથી. કારણકે આપના શ્રીહસ્તે શરણે આવેલાંને અભય આપ્યું છે, તેમને સર્વ પ્રકારના સંકટોમાં અભયદાન આપીને નિર્ભય બનાવ્યાં છે. જેઓને આપના શ્રી હસ્તનો સ્પર્શ થયો છે, તેમને મૃત્યુ સરખાનો ભય પણ ડરાવી શકે એમ નથી. દુનિઆમાં અનેક પ્રકારના ભય હોય છે, પણ તે સર્વમાં મરણનો દંડ તે અધિક ભયાનક છે, પણ જે ભક્તોને પ્રભુનું શરણ સિદ્ધ થયું છે તેમને મરણ સતાવી શકતો નથી—તેવા ભક્તો તો ઉલટું મરણ ઉપર પગ મૂકે છે અને તેને ભયભીત બનાવે છે. સંસારના દરેક ભયમાંથી શરણે આવનારને આપ ભય મુક્ત મુક્ત કરો છો, તો હે પ્રભુ! આપ અમને પણ સંસારના ભયથી મુક્ત નહિ કરો? અમને મરણના ડરની દરકાર નથી; પણ સંસારના ભયથી બે બાકળાં થઈ ગયાં છીએ; આ સંસારનો ભય તે કંઈ સંસારના વિષયનો નથી. કારણકે વસ્તુત: અમારી પાસે સંસારજ નથી. અમારી સંસારની વાસનાઓ ક્ષીણ થઈ ગઇ છે એટલે અમે સંસારનેજ દૃષ્ટિ આગળ જોતાં નથી; પણ અમને જીવનમાં જે દુ:ખ છે તે આપના મેળાપ સંબંધીનું છે. સંસાર જાતે દુષ્ટ નથી, પણ તેનું દુ:ખ અસહ્ય હોવાથી તે દુષ્ટ તથા હેય છે. જોકે સંસારનો ત્યાગ કરીને અમે અહિંઆં આવ્યાં છીએ, એટલે સંસારનું દુ:ખ અમને બંધન કર્તા અગર પીડાકર નજ હોય, તો પણ અમને પ્રભુનો મેળાપ થતો નથી, એ દુ:ખ ઘણુંજ અસહ્ય છે, એથીજ અમને અમારૂં જીવન શુષ્ક અને નીરસ લાગે છે. આવા મહાન્ દુ:ખમાંથી અમને અભયદાન આપીને અમારા ઉપર આપની કૃપા વર્ષાવવી જોઈએ. જો આ કૃપા આપ નહિ દેખાડો તો બીજુ કોણ દેખાડશે? દુનિઆમાં આપ સિવાય અન્ય કોણ અમારૂ શરણ છે. વળી આપતો અમારા કાન્ત છો! જો કાન્ત શરણે આવેલાંને નિર્ભય નહિ બનાવે તો બીજું કોણ તેમ કરશે? આપનો શ્રી હસ્ત સર્વ કામનાઓનો આપનાર છે (કામનાઓનો છેદનાર છે એવો પણ અર્થ છે.) એ શ્રીહસ્તના સ્પર્શથી અમારી સર્વ કામનાઓ પૂર્ણ થશે. અમારી (એ સિવાય બીજી કોઈ પણ કામનાઓ નથી. અમે કોઇ વિષય વાસનાથી આપના દર્શનનું સુખ ઇચ્છતાં નથી; અમારે તો આપની પ્રપતિ કરવી છે—શરણ ભાવના સિદ્ધ કરવી છે. પ્રભુના કરને કમળની સાથે સરખાવ્યો છે. કમળ શીતોપચાર ગણાય છે. સંતપ્ત જનને શીતળના અર્પનાર તે છે. અહિંઆં કોઇને શંકા થાય કે ગોપીજન ભગવાનને નિજ હસ્ત તેમના શિર:પ્રદેશ ઉપર મૂકવાને પ્રાર્થના કરે છે તે અયુક્ત ગણાય નહિ? તેના ઉત્તરમાં જણાવે છે કે અહિંઆં એવી શંકા કરવી નહિ. ભગવાન્ કૃષ્ણ પણ ગૃહસ્થાશ્રમી છે. તે શ્રી (લક્ષ્મી)ના કરનું ગ્રહણ કરે છે; તેમ છતાં જો કોઈ એમ કહે કે ભગવાન તો લક્ષ્મીના પતિ ગણાય છે એટલે પોતાને કરથી તેનું ગ્રહણ કરે એમાં

કંઇ પણ અનુચિતતા જણાતી નથી, પણ સ્વામિનીઓની બાબતમાં તો તે અનુચિતજ ગણાય. આવી શંકા થાય ત્યાં કહે છે કે કે પ્રભુના કરનું સ્થાપન શરણાગત ઉપર પણ હોઈ શકે છે. કરસ્થાપન એ શરણાગતના પરિપાલનની પ્રાતજ્ઞાનું સૂચક છે. વિવાહિતનું જેમ રક્ષણ કરવું જોઇએ તેમ શરણાગતનું પણ રક્ષણ કરવું જોઈએ એ શાસ્ત્રવિહિત ધર્મ છે. પ્રભુ પણ એ ધર્મનું પાલન કરે છે. તેમાંજ ઇશ્વરનું ઇશ્વરત્વ છે (જૂઓ બાકીના ભાગ માટે શ્રીસુબોધિનીજી)

આ આખા શ્લોકનું તારતમ્ય શરણ ભક્તિમાં છે. આની પહેલાંના શ્લોકમાં ભગવાનના માહાત્મ્યનું જ્ઞાન તેમને સ્ફુર્યું હતું. ભગવાન મહાન્ છે, તેમની શક્તિ અકુણ્ઠિત છે, તે સર્વ કરવાને સમર્થ છે, અને તેમનો પ્રભાવ અપ્રતિમ છે, એવી પ્રતીતિ થતાં હૃદય પ્રભુનું શરણ યાચે તે સ્વાભાવિક છે, શરણ ભાવથી–પ્રપત્તિથી એ પ્રભુને વધારે ઓળખતો થાય છે,–કારણ કે ત્યાર વિના સેવાદિ બની શકતાં નથી. પ્રથમ કરતાં પ્રભુપ્રેમના માર્ગમાં એક પગથીઉં ઉંચાં ગોપીજન ચઢે છે; તેઓ સર્વ ભયમાંથી મુક્ત થવાને શરણ એજ રામબાણ ઔષધ જાણતાં થાય છે, અને તેથી એ શરણની અહિંઆં યાચના કરે છે.

---

પછી તામસી ગોપી જૂદા ધૃષ્ટતાથી તે અર્થમાં પ્રાર્થના કરે છે.

**मूलम्**

**व्रजजनार्तिहन् वीरयोषितां**
**निजजनस्मयध्वंसनस्मित ।**
**भज सखे भवत्किंकरीः स्म नो**
**जलरुहाननं चारु दर्शय ॥६॥**

**અન્વયાર્થ**—હે વ્રજજનોની આર્તિને દૂર કરનાર, વીર પુરૂષ ! હે નિજ-ભક્તોના ગર્વને સ્મિતથી નાશ કરનાર ! હે સખા અમે જે આપની દાસીઓ છીએ તેમને ભજો. આપનું સુંદર કમલવત્ મુખનાં દર્શન કરાવો.

**શ્રીસુબોધિનીજી**—હે ભગવાન ! ગોપીઓને બોલતાં આવડતું નથી. હું તો બરાબર વિચારીને કહું છું; હે સખા એ પ્રમાણે[1] અહિંઆં સંબોધન અ-પ્રતારણ[2] માટે છે "અમને ભજો" એ હિતોપદેશ છે. અમે આપની દાસીઓ છીએ. જે કોઇ જેવી રીતે મારી શરણે આવે છે તેને તે રીતે હું ભજું છું. આ પ્રમાણે આપની પ્રતિજ્ઞા છે[3] તેથી જેવી રીતે અમે દાસીઓ આપને ભજીએ છીએ, તે પ્રમાણે આપ પણ અમને ભજો. અમારૂં દાસી હોવાપણું અને આપની પ્રતિજ્ઞા એ પ્રસિદ્ધ છે. અમારા ભજનમાંજ આપની એ પ્રતિજ્ઞા એકલી હેતુ છે. એવું ફક્ત નથી. બીજા પણ હેતુ તેમાં છે. પ્રથમ તો [illegible]

એક હેતુ છે. આપ વ્રજજનની આર્તિને હરનાર છો. આના સિવાય બીજી કોઇ અન્ય આર્તિ નથી. આ પ્રયોજન સામાન્ય છે. હવે વિશેષ પ્રયોજન કહે છે. ભગવાન કૃષ્ણ છે જે વીર પુરૂષો છે તેમણે શૂરોને હરાવવા જોઇએ. તેમાં કામ મુખ્ય છે. અને તે બહુ પ્રકારનો છે. પૂર્ણ અંતર અને પૂર્ણ બહિ:-પદાર્થથી તેને સંતોષીને આશ્રયના અભાવે તેનું નિવારણ કરવું જોઇએ, આથી જ લોકોમાં દાતાઓ વીર પુરૂષો કરતાં કીર્તિમાન્ હોય છે. આપ મહાવીર છો. અને અંતઃસ્થિત આનંદથી અતિ દરિદ્ર અને બ્રહ્મા પણ તેમની ઇચ્છાઓને પૂર્ણ ન કરી શકે તેવાઓની ઇચ્છાના પૂરક છો. અને આ અર્થ સર્વ જન જાણે છે આથીજ યોષિત્ કહેતાં સ્ત્રીઓના વીર એમ સંબોધન કર્યું. કૃષ્ણ સિવાય બીજું કોઇ અન્ય જગત્‌માં આ સંબોધનને લાયક નથી. કારણકે અન્યની કામનાઓ અપૂર્ણ હોય છે. માટે અવતાર સામાન્ય પ્રયોજનથી તથા આ વિશેષ પ્રયોજનથી પણ અમને ભજો. શંકા તમારૂં કહેવું સત્ય છે તો પણ તમારા અભિમાન દોષની નિવૃત્તિને માટે ભજન કરવાની જરૂર નથી. ઉત્તર—નિજ સેવકો[૫]નો સ્મય કહેતાં ગર્વ તેના ધ્વંસને માટે પ્રભુનું સ્મિત છે. નિજજનોના ગર્વ દૂર કરવાને પરિત્યાગ તે ઉપાય નથી પણ તેને માટે સ્મિત કરવું જોઇએ. સ્મિત એટલે મંદહાસ "હાસ જનોને ઉન્માદ કરનારી માયા છે, તેની અમંદતા ભકતોમાં ન હોવી જોઇએ. મોહ સિવાય કોઇને ગર્વ થતો નથી. માટેજ હાસ્યનો[૯] સંકોચ એ સાધન છે. નિજજનોના પણ ધર્મજ દુષ્ટ છે, ધર્મી[૧૦] નહિ. નહિ તો નિજજનત્વ થતું નથી તેથી અલૌકિક ઉપાય છે. લૌકિકમાં પણ આપના હાસ્યથી તેઓ પોતાની તુલ્ય માને છે. જ્યારે વળી હાસ્યમાં સંકોચ થાય ત્યારે તેમનો ગર્વ પાછો થાય છે. વળી અભિમાન એ દોષ છે. જ્યાં સુધી તમારૂં સ્મિતયુક્ત મુખ તેમણે જોયું નથી ત્યાં સુધીજ તે દોષ (અભિમાન દોષ) રહે છે. કોઈ પણ એવું (સ્મિતયુક્ત) મુખનાં દર્શન કરીને પોતાના અભિમાનનું પ્રાક્ષન કરવાને શક્ત નથી. શંકા—આ સાધન લોકમાં પ્રસિદ્ધ નથી (મંદહાસથી ગર્વનું ખણ્ડન થવું એ સાધન) તો તે શી રીતે જાણી શકાય. આ શંકાના ઉત્તરમાં કહે છે. "કમળ જેવા સુંદર મુખનાં દર્શન કરાવો. અહિંઆં કમળ માટે જલરૂહ શબ્દ વાપર્યો છે. તેના જેવું મુખ પણ અમૃતનો સ્રાવ કરે છે. અમૃતનું પાન કરનારનો કદી કોઇ પણ દોષ રહેતો નથી. જો સાધનમાં કોઈ સંદેહ હોય તો એક વખત દેખાડીને જુઓ. (મંદહાસ્યથી ગર્વ ખણ્ડિત થતું ન હોય તો હાસ્ય દેખાડીને ખાત્રી કરો). વળી અભિમાન એ મનનો ધર્મ છે. તમારૂં મુખ તો સુંદર અને મનોહર છે, ધર્મીનું હરણ થતાં ધર્મ રહેતો નથી. સખીનું તો સખિ-ભાવનજ યુક્ત છે.

**ટિપ્પણ**—(૧) અહિંઆં તામસી ગોપી કહે છે કે ઉપરના શ્લોકમાં જે વચન અન્ય ગોપીઓએ કહ્યા છે તે બરાબર નથી–તેમને પ્રાર્થના કરતાંજ આવડતું નથી. હું આપને સખા કહીને સંબોધું છું. મારી અને આપની વચ્ચે સખ્ય ભાવ છે તે જણાવવાને આ સંબોધન આવશ્યક છે. (૨) અર્થની સંદિગ્ધતા માટે સંબોધન નથી. પણ નિશ્ચિતતા માટે છે મારો આપની સાથેનો સખ્ય સંબંધ સ્પષ્ટ છે (૩) જુઓ ભ.ગી. **यथामां पद्यन्ते तां स्तथैव भजाम्यहम** (૪) આપે ભગવદ્‌ગીતામાં પ્રતિજ્ઞા કરી છે કે જે ભાવે મને ભજે છે તેનો તે ભાવે હું સ્વીકાર કરૂં છું. આ પ્રતિજ્ઞા આપ પરિપૂર્ણ કરો એ કારણથી અમે આપને ભજીએ છીએ. અમારા ભજનનું એક આ કારણ પણ છે. જો આપ અમારી ભક્તિનો સ્વીકાર કરીને અમને ભજનનું સુખ નહિ આપો તો આપ આપની પ્રતિજ્ઞા પાળી શકયા નથી એવો આરોપ આપના ઉપર રહેશે. માટે એ પ્રતિજ્ઞા અવશ્યે પાળવીજ જોઇએ. (૫ ગોપીજનો શા માટે પ્રભુની આટલા બધા શુદ્ધ ભાવથી પ્રેમની ભક્તિ કરી રહ્યાં છે તેનું બીજુ કારણ અહિંઆં દર્શાવે છે. તે કારણ પ્રભુના અવતાર વિષેનો છે. આપે ભક્તોની વ્રજજનોની આર્તિનું નિવારણ કરવાને અવતાર લીધો છે. આપના પ્રાકટયનાં અનેક પ્રયોજનો છે. તેમાં એક પ્રયોજન ભક્તોના દુઃખની નિવૃત્તિ પણ છે. જો ભક્તોની દુઃખ નિવૃત્તિ ન થાય તો પછી પ્રાકટયનું પ્રયોજન પણ નિષ્ફળજ થાય. માટે પણ આપે અમારી આર્તિ-ધ્યાનમાં લઇને અમારૂં દુઃખ દૂર કરવુ જોઇએ. (૬) શામાટે અમે આપને–કૃષ્ણનેજ ભજીએ છીએ તેનું ખાસ કારણ હવે દેખાડે છે. (૭) કોઇ એમ કહે કે હજુ તમારામાંથી ગર્વનો દોષ દૂર થયો નથી તો પછી શી રીતે તમારો અંગીકાર થાય? આના દોષના કારણથી અમારો ત્યાગ કરવો ઉચિત નથી. ત્યાગથી અહંકારની નિવૃત્તિ થશે નહિ. આ દોષના નિવારણ માટે તો પ્રભુનું હાસ્ય પૂરતું છે. ફકત પ્રભુના હાસ્યથી અમારામાં રહેલા અહંકારતો શું પણ સર્વ દોષો દૂર થઇ જશે (૮) પ્રભુનું હાસ્ય ઓછું થવું ન જોઇએ. (૯) ગર્વ થવાનું કારણ માયા મોહ છે. અને તે પ્રભુના હાસ્ય સંકોચથી થાય છે તો એ ગર્વના નિવારણ માટે હાસ્યનો સંકોચ થવો જોઇએ નહિ. (૧૦) અમે આપનાં નિજજન કહેવાઇએ છીએ. અમારામાં અમારા ધર્મ–દુષ્ટ–છે. ધર્મ કરીને અમે દુષ્ટ છે. અભિમાન=ધર્મ, મન=ધર્મી–ધર્મીનું–મનનું હરણ જ્યારે આપના હાસ્યથી થાય ત્યારે ધર્મ–અભિમાન શી રીતે સંભવે?

**विवेचनं**—અહિંઆં ગોપીજનો ભગવાનને કહે છે કે અમે આપની દાસીઓ છીએ તેને આપ ભજો. ભજવામાં મુખ્ય બે હેતુ કહ્યા. એક અવતાર હેતુ, આ હેતુ સામાન્ય છે. "જે કોઇ મને જે ભાવથી ભજે છે તેને તે ભાવથી હું ભજુ છું" એમ પ્રભુએ પાર્થપ્રતિ ભગવદ્‌ગીતામાં શ્રીમુખે આજ્ઞા આપી છે. એ પ્રતિજ્ઞા પણ એક ગોપીઓને પ્રભુએ ભજવામાં હેતુ છે. પોતે વ્રજજનની આર્તિને હરનારા છે. વળી વિશેષ પ્રયોજન કહે છે કે આપ યોષિતના વીર છો. વીર હમેશાં અન્યની ઇચ્છાઓને પૂરે છે. બ્રહ્મા પણ જેમની ઇચ્છાઓ ન પૂરી શકે તેમની ઇચ્છા પ્રભુ પૂરે છે. કૃષ્ણ સિવાય બીજું કોઇપણ ઇચ્છાનો પૂરક નથી. અમારી એટલે સ્ત્રીઓની પણ ઇચ્છા આપ સિવાય કોઇપણ બીજું

પૂરી શકે એમ નથી. માટે આ વિશેષ હેતુથી પણ આપ અમને ભજો. અભિમાન મનનો ધર્મ છે. પ્રભુનું મુખ મનને હરણ કરે એવું છે. અભિમાન ધર્મ અને મન ધર્મી છે. આપના મુખના દર્શનથી મનનું હરણ થાય છે એટલે ધર્મીનું હરણ થાય છે. તો પછી ધર્મ એટલે અહંકાર શી રીતે રહે? માટે પ્રભુને એવું સંબોધન કર્યું છે કે આપના હાસ્યથી નિજજનના ગર્વનો ધ્વંસ કરનાર આપ છો.



રાજસી તેના (તામસી) કરતાં ઉત્તમ છે. તે એજ અર્થને અન્ય પ્રકારે પ્રાર્થે છે.

**मूलम्**

**प्रणतदेहिनां पापकर्षणं**
**तृणचरानुगं श्रीनिकेतनम् ।**
**फणिफणार्पितं ते पदांबुजं**
**कृणु कुचेषु नःकृन्धि हृच्छयम् ॥ ७ ॥**

अन्वयार्थ—આપને પ્રણામ કરનાર દેહિઓના પાપને દૂર કરનાર, પશુઓની પાછળ જનાર, લક્ષ્મીના નિવાસરૂપ, સર્પની ફણા ઉપર અર્પિત આપના ચરણકમળને અમારા સ્તનો ઉપર મૂકો. અને અમારા કામજ્વરને દૂર કરો.

श्रीसुबोधिनीजी—આપના ચરણકમળને અમારા કુચ ઉપર મૂકો—સ્થાપન કરો. તેનું પ્રયોજન શું તો કહે છે તેનાથી કામને દૂર કરો. હૃદયમાં ચોરની માફક સ્થિત રહેલા કામને દૂર કરો. અહિંઆં "કુચો ઉપર" એમ બહુ વચનનો પ્રયોગ કર્યો છે તેનું કારણ સમુદાયના અભિપ્રાયથી છે. અગર વિરહથી ભિન્ન માને છે. પ્રથમ શિર ઉપર હસ્તદાનથી પ્રભુની નિકટમાં જવાનો ભાવ સૂચવ્યો છે. પછીથી ભજનનો સંબંધ કહ્યો છે. પણ અહિંઆં (કૂચ ઉપર પદાંબુજને મૂકવામાં) વિપરિત રસની ઉક્તિ કરી છે. અગર બંધ વિશેષ ભેદ છે. તેથી હૃદયસ્થિત કામ થાય છે અગર લીલાશયનમાં આજુબાજુએ સ્થિત સ્રીઓના સમૂહમાં તેનો તે પ્રમાણે સંબંધ થાય છે. શંકા—કર્કશ સ્તનો ઉપર કેવી રીતે પ્રભુનાં કોમળ ચરણ મૂકી શકાય? ઉત્તર—કાલીય સર્પની ફણા કરતાં અમારા સ્તનો વધારે કઠોર નથી. ત્યાં જેવી રીતે ચરણનું સ્થાપન કરીને તેના (કાલીયના) અંતર્ગત દોષનું નિવારણ કર્યું છે તે [illegible] અહિં પણ કરવું જોઈએ. પ્રભુના પાદને અંબુજ કહેતાં કમળની [illegible]યું છે. અંબુજ (પાણીમાં જન્મે તે) નો ગુણ પ્રત્યક્ષ રીતે તાપનો [illegible] એમ સૂચવ્યું છે. શંકા—તેમ હોયતો પણ સ્રીઓના વક્ષ સ્થળ ઉપર [illegible]પન અયોગ્ય છે. ઉત્તર—વાત ખરી છે. પણ પ્રભુનું ચરણ તો લક્ષ્મી[illegible]

છે. લક્ષ્મી ત્યાં સ્પર્શને યોગ્ય છે. તો પછી અન્યમાં સંદેહ શો? શંકા—પણ તમે તો મૂઢ છો, તો તમારૂં હિત શીરીતે કરાય? ઉત્તર—પ્રભુનું પાદામ્બુજ તૃણચર કહેતાં ગાયો તેની પાછળ જાય છે. તેમના હિતને માટે શું ભગવાન્થી પ્રેરાયલાં તૃણનો ત્યાગ કરીને અમૃતનું ભક્ષણ કરશે. તેમને તો તૃણજ અમૃત સમાન છે. તેજ પ્રમાણે અમારે મન તો કામ એજ અમૃત છે. આથી પરમ કૃપાલુ પ્રભુના કોઇપણ અર્થની ક્ષતિ થતી નથી. શંકા—તમે તો જીતેંદ્રિય છો. અને તેથી જો તે પ્રમાણે કરે (કુચ ઉપર સ્થાપન કરે) તો તેમાં પાપ લાગે, માટે તેનો (પાપનો) અપગમ થાય ત્યારેજ પછી પદ સ્થાપન કરીશ એ પ્રમાણે પ્રભુ કહે, તો કહે છે કે આપનું ચરણકમળ આપને પ્રણામ કરતા દેહીઓનાં પાપને દૂર કરનાર છે અમે પણ આપને પ્રણત છીએ તો અન્ય પ્રકારે અમારાથી પાપનું નિવારણ થઇ શકે તેમ નથી. પણ તમારા ચરણ પ્રસાદથીજ નમ્રનાં પાપ જાય છે પ્રભુને પ્રણામ કરતા દેહીને માટે ધર્મમાર્ગાદિનો પરિત્યાગ કર્યો છે. દેહાભિમાન હોવાથી જ્ઞાન નથી. પ્રણતની કદીપણ અધોગતિ થતી નથી. માટે આપનું ચરણકમળજ તેમના પાપનું નાશક છે, એમ જાણીને તેનું ધ્યાન કર્યું છે, જોયું છે, સ્પર્શ કર્યો છે અને આલિંગન કર્યું છે.

**પ્રકાશ.** મૂળ શ્લોકમાં કુચ શબ્દને બહુવચનમાં વાપર્યો છે તેનું કારણ સમુદાયનો અભિપ્રાય છે અગર તેનું ભિન્નનું કારણ પણ છે અને તે કારણ શ્રીસુબોધિનીજીમાં કહ્યું છે. તે એ છે કે વિરહમાં એ કુચ ભિન્ન ગણાય છે. સંયોગમાં કુચ ભગવાનને ઉપયોગિ હોવાથી તેમાં સ્વીયત્વની ભાવના હોય છે, પણ વિરહમાં તે ઉપયોગિ થતા નથી તેથી તેઓ ભિન્ન માને છે. આમ કહેવામા એવું પણ સૂચન કર્યું છે કે જો આપના ચરણ કમળને અમારા ઉપર ન મૂકો તો અમારાથી ભિન્ન તે (સ્તનો) જે ભગવત્પર છે તેની ઉપર મૂકો. આ હેતુ પણ કુચ શબ્દના બહુ વચનના પ્રયોગમાં એટલો બધો રમણીય નથી માટે વળી ત્રીજો હેતુ કહે છે લીલાશયનમાં અને પરિતઃ સ્થિત સ્ત્રીઓના સમૂહમાં તે પ્રમાણે સંબંધ થાય છે.

**વિવેચન**—અહિંઆં પ્રભુનાં ચરણકમળને કુચ ઉપર સ્થાપન કરવાને ગોપીઓ વિનવે છે. શાથી? તો કહે છે કે તેથી તેમના હૃદયમાં સ્થિત રહેલો જે કામ તે નિવૃત્ત થાય. પ્રભુના ચરણકમળનાં ચાર વિશેષણો અહિંઆં યોજ્યાં છે. પદ અંબુજની સાથે સરખાવ્યું છે. અંબુજ એટલે કમળ. અંબુ=પાણી તેમાં જે જન્મે તે જલના ગુણ શિતલતા આપી તાપને દૂર કરવાનો છે, અંબુજનામાં પણ એ ગુણ છે. પ્રભુનું ચરણકમળ પણ પ્રત્યક્ષ તાપનું હારક છે એમ આથી સૂચવાયું છે. આ ચરણકમળને વળી શ્રીનું નિકેતન (લક્ષ્મીના નિવાસ રૂપ કહ્યું છે) તેમ કહેવાનું પ્રયોજન એ છે કે કોઇને જો એમ શંકા થાયકે પ્રભુના ચરણકમળનું વક્ષઃ ઉપર (કુચ ઉપર) સ્થાપન કરવું તે અયોગ્ય છે. તો તેના સમાધાનમાં કહે છે કે પ્રભુના ચરણકમળમાં તો લક્ષ્મીનો વાસો છે તો કુચ

પ્રદેશમાં તેના સ્પર્શમાં અગર સ્થાપનમાં કોઈપણ અયોગ્યતા થતી નથી. બીજું વિશેષણ "પશુઓની પાછળ જનાર" એમ છે. પશુઓ મૂઢ છે, તેમને કશું જ્ઞાન નથી છતાં તેમની પાછળ પ્રભુનું ચરણકમળ જાય છે, તેમ અમે પણ મૂઢ છીએ, અમારામાં કશુંએ જ્ઞાન નથી છતાં પ્રભુના ચરણકમળનું અમારા કુચ ઉપર સ્થાપન થાય એવું ઈચ્છીએ છીએ. પ્રભુનાં પ્રેરિત પશુઓ તૃણનો ત્યાગ કરીને અમૃતનું ભક્ષણ નહિ કરે કારણકે તેમને મનતો તૃણજ અમૃત છે, તેજ પ્રમાણે અમે પ્રભુની સાથે કામની તૃપ્તિનો ત્યાગ કરીને અમૃતનું ભક્ષણ નહિ કરીએ. કારણકે અમારૂં અમૃત કામજ છે. ચરણકમળનું ત્રીજું વિશેષણ "પ્રણત દેહિઓના પાપને દૂર કરનારૂં" એમ છે. આ વિશેષણ પ્રયોગનું પ્રયોજન એ છે કે ગોપીઓ જીતેંદ્રિય નથી તો પછી તેમના કુચ ઉપર ચરણકમળનું સ્થાપન કરવાથી પાપ થાય એવી કોઈને શંકા થાય તેના ઉત્તરમાં આ કહ્યું છે. પ્રભુનું ચરણકમળ એવું છે કે જે કોઇ તેને શરણે જાય છે–તેને પ્રણામ કરે છે તેમના પાપને દૂર કરે છે. ગોપીઓએ પણ તે ચરણકમળને પ્રણામ કરેલા છે તો પછી તેમને પાપની ભીતિ નથી. વળી ચોથું વિશેષણ એવું છે કે "કાલીય સર્પની ફણા ઉપર પ્રભુનું ચરણ અર્પિત થયેલું છે." આનું પ્રયોજન એ છે કે કોઇ એમ કહે કે પ્રભુનું ચરણકમળ ઘણું કોમળ છે અને ગોપીઓના કુચતો કર્કશ છે તો તે શીરીતે ત્યાં સ્થાપિત થાય, તેના ઉત્તરમાં આ વિશેષણ છે. ગોપીઓના સ્તન કાલીય સર્પની ફણા જેટલા ક્રૂર અગર કર્કશ નથી. જ્યારે પ્રભુએ તે સર્પની ફણા ઉપર પોતાનું ચરણકમળ સ્થાપિત કર્યું તો પછી ગોપીએના સ્તન ઉપર મૂકવામાં શી હરકત છે. કારણકે તે કાલીયની ફણા જેટલા કર્કશ નથી એમ તેમનો કહેવાનો ભાવાર્થ છે.



તેનાથી (રાજસીથી) પણ ઉત્તમ આના આજ અર્થની અન્ય પ્રકારે પ્રાર્થના કરે છે.

## मूलम्

**मधुरया गिरा वल्गुवाक्यया**
**बुधमनोज्ञया पुष्करेक्षण ।**
**विधिकरीरिमा वीर मुह्यती**
**रधरसीधुना प्याययस्व नः ॥८॥**

**अन्वयार्थ**—હે કમલનયન! હે વીર! સુંદર વાકયોવાળી વિદ્વાનના મનને રૂચે એવી મધુરગિરાથી, મોહવશ થયેલી આ અમો દાસીઓને અધરામૃતથી સજીવન કરો.

**શ્રીસુબોધિનીજી**—હસ્તથી, સ્વરૂપથી તથા "પાદ"થી ઉપકાર મનાય છે. મુખથી પણ ઉપકાર કરવો જોઇએ એમ માનીને તેમણે ગાન કર્યું. જ્યાં સુધી પૂર્વે કહેલું સ્પષ્ટ બોલતાં નથી, ત્યાં સુધી કદી પણ રસની સ્થિતિને પ્રાપ્ત થતાં નથી.

હે સ્વામી મધુર વાણીથી મોહ પામતી આ દાસીઓને જીવાડો. મોહ તે મરણની પૂર્વ અવસ્થા છે. શામાટે તેમને જીવાડવાં જોઇએ તેનો હેતુ કહે છે. અમે તમારી આજ્ઞાંકિત દાસીઓ છીએ. આજ્ઞા કારિણી અગર સેવા કારિણી દાસીઓ છીએ. (અમને સજીવન કરવામાં) તમે અસમર્થ નથી ( એટલે તમે શમર્થજ છો. ) કારણ તમે વીર છો. આર્તની આર્તિના નિવારણ માટે શૌર્ય હોય છે. "આ આપની દાસીઓ" એમ કહેવાનો ભાવાર્થ એ છે કે જો ક્ષણ માત્રનો વિલંબ કરશો તો અમે મરી જઇશું. શંકા—વાણી માત્રથી શી રીતે મોહ નિવૃત્તિ થઈ શકે? ઉત્તર—મોહ એ માયારૂપ છે. તે આપના સચ્ચિદાનંદ રૂપ સ્વરૂપથી નિવૃત્ત પામે છે. આપના સ્વરૂપમાં આપની વાણી આનંદરૂપ છે. (તે વાણી કેવી છે તો કહે છે તે મધુર છે! મધુ અસાધારણ રસ છે તેનાથી જે યુક્ત તે મધુર. તે વાણી વલ્ગુ વાક્યા છે. વલ્ગુ એટલે મનોહર વાક્યને મનોહર કહ્યું છે એટલે તે સત્ય પણ છે અને પ્રિય પણ છે. આથી તે સદ્રૂપ છે એમ નિરૂપણ કર્યું. વિદ્વાનોને મનોજ્ઞ—આનંદ આપનારી પણ તે છે. એટલે તે જ્ઞાનરૂપ છે એમ નિરૂપણ કર્યું છે. વિદ્વાનો જ્ઞાનમાંજ રત થાય છે (રમે છે). મુખમાં નયનો પણ છે માટે તેમના વ્યાપારનું પણ કથન થવું જોઇએ. માટે પુષ્કરેક્ષણ કહ્યું છે. કમલની માફક પારકાના તાપનું હરણ કરનાર નયન જેમનાં છે એવા પ્રભુ એમ કહ્યું. અધરામૃતના પાનથી અમને સજીવન કરો. મૂર્છિતની મૂર્છાના નિવારણ માટે મહામંત્રનું પાન કરવામાં આવે છે. કમલાદિ શીતલ દ્રવ્યનું સ્થાપન કરવામાં આવે છે. અને સર્વથા અસાધ્ય બાબતમાં અમૃતનું પણ પાન કરાવવામાં આવે છે. અથવા અતિ ગોપ્ય રસોને પણ સારો વૈદ પાય છે. આ મૂર્છાનું સામાન્ય--જેવા તેવાથી નિવારણ થઇ શકે એમ નથી માટે વીર એવું સંબોધન કર્યું છે. આથી અન્તિમાવસ્થાનું થાય છે. પ્રથમ જે વસ્તુની પ્રાર્થના કરી હતી તે અધિક મૂર્છાના હેતુના સૂચન સ્મારક તરીકે હતી.

**વિવેચન**—આ શ્લોકમાં ગોપી કહે છે આપની વાણીથી અમૃત રસનું પાન કરાવી અમને સજીવન કરો. અહિંઆં ગોપીની મૂર્છિત દશાનું વર્ણન છે. આ અવસ્થા તે મરણની પૂર્વાવસ્થા છે. પ્રભુના અત્યન્ત વિરહથી અંદરનો તાપ ગોપીથી સહન થઇ શકયો નહિ અને તેથી મૂર્છાવસ્થામાં પડી જાય છે, આ અવસ્થામાંથી તેમને મુક્ત કરી સજીવન કરનાર પ્રભુની વાણી સિવાય બીજું શું હોઈ શકે? કારણકે ગોપીને થયેલો મોહ તે માયાનું સ્વરૂપ છે. માયાનું

નિવારણ સચ્ચિદાનંદ સ્વરૂપ પ્રભુથીજ થઇ શકે, પ્રભુની વાણી પણ સચ્ચિદાનંદ રૂપ છે. તે મધુર છે એટલે આનંદ રૂપ છે. તે મનોહર છે એટલે સત્ય અને પ્રિય છે એટલે સદ્રૂપ છે, તથા વિદ્વાનોને મનોજ્ઞ છે એટલે ચિદ્રૂપ છે. આ પ્રમાણે તે વાણીની સચ્ચિદાનંદતા જણાવી. આ વાણીથીજ મોહ અગર મૂર્છાનું નિવારણ થઇ શકે. વળી તે નિવારણ ગમે તેનાથી નાજ થઇ શકે. એતો વીરજ કરી શકે. વીરનું શૌર્ય આર્તની આર્તિના નિવારણ માટે હોય છે. માટે હે પ્રભુ તમે પણ વીર છો તો તમે અમારી આર્તિ દૂર કરો. અને આપની વાણીના અમૃતનું પાન કરાવી અમારી મૂર્છા દૂર કરો—અમને સજીવન કરો.

---

આ પ્રમાણે ચાર પદાર્થ માટે (હસ્તકમળનું શિર ઉપર સ્થાપન, મુખકમળનું દર્શન, પદાંબુજનું કુચ ઉપર સ્થાપન, મધુર ગિરાથી સંજીવન) પ્રાર્થના કરીને, તે પ્રભુ શાથી આપતા નથી તેમાં હેતુની શંકા જાતેજ કરીને તેનો પરિહાર કરે છે.

मूलम्

तव कथामृतं तप्तजीवनं
कविभिरीडितं कल्मषापहं ।
श्रवणमंगलं श्रीमदाततं
भुवि गृणन्ति ते भूरिदा जनाः ॥९

अन्वयार्थ—હે નાથ ! આપનું કથારૂપ અમૃત સંતાપ પામેલાનું જીવન છે. કવિઓ પણ તેનાં વખાણ કરે છે અને પાપને તે દૂર કરે છે, તે શ્રવણને કલ્યાણ કરે છે. તે શ્રીથી યુક્ત છે અને સર્વત્ર વ્યાપક છે. પ્રાજ્ઞ પુરૂષો તેનું ગાન (સ્તવન) પૃથ્વી ઉપર કરે છે.

श्रीसुबोधिनीजी—શંકા—તમે જે વસ્તુપ્રાપ્તિને માટે પ્રાર્થના કરી તે તો ભક્તનેજ આપી શકાય, અભક્તને નહિ. તમે તો વિરહ છતાં પણ પ્રાણ ધારણ કરી રહ્યાં છો તેથી અભક્ત છો (ભક્ત નથી) એમ નિર્ણય કરી શકાય છે. વળી ભગવાન્ તો સર્વ નિરપેક્ષ છે. તેમને તમારા જીવનની જરૂર નથી. (તમે એમ કહેતાં હો કે અમે તો ભગવાનને માટેજ જીવીએ છીએ, કારણકે ભગવાનને અમારી જરૂર છે. પણ ના ભગવાનને તમારી કંઇ જરૂર નથી, કારણ કે પોતે નિરપેક્ષ છે એમને કોઇની અપેક્ષા નથી. ) લક્ષ્મી જેવી ભગવાનની કરોડો દાસીઓ છે. માટે તમારે માટેજ અમે અમારા પ્રાણ ધારણ કરીએ છીએ એમ કહેવું અસંગત છે. માટે તમારી પ્રાર્થના વ્યર્થ છે.—ઉત્તર—ગોપીઓ આ શંકાનો પરિહાર કરે છે. આ જીવન અમારી કૃતિથી સાધ્ય નથી પણ તમારી કથા વિરહથી પ્રાણના ગમનમાં પ્રતિબન્ધ કરે છે.

તમારા સામર્થ્યની માફક તમારી કથા પણ છે. તે (કથા) પણ છ ગુણોથી યુક્ત છે. મોક્ષની આપનાર છે. પરમાનંદરૂપ છે. તમારી કથા અમૃત જેવી છે. અમૃત ભગવદ્રસાત્મક છે. સર્વની મરણાદિનું જે નિવર્તક (દૂર કરનાર) તેનું નામ અમૃત કહેવાય છે. આથી મોક્ષ આપવાપણું તથા પરમાનંદની રૂપતા સિદ્ધ થઇ. હવે છ ગુણોનું નિરૂપણ કરે છે. "તપેલાનું જીવન" વગેરે છ પદોથી છ ગુણો જણાવ્યા છે. પ્રથમ વિશેષણ તપ્તજીવન છે. જે સંસારમાં તપ્ત છે તેમનું જીવન જેનાથી છે તેવું અમૃતજ તાપના નિવર્તક તરીકે પ્રસિદ્ધ છે, અને વૈરાગ્ય અથવા ભગવાનનું જ્ઞાન સર્વ તાપનું નિવર્તક છે. જે સંસ્કારને યોગ્ય છે તેનો જ્ઞાનથી નાશ થાય છે. જે અયોગ્ય હોય છે તેનો પરિત્યાગથી નાશ થાય છે. માટેજ સંસ્કારમાં આસક્ત થયેલા સ્માર્તો પરિત્યાગનો બોધ કરે છે. માટે જ્ઞાન તથા વૈરાગ્ય એ તાપના નાશક છે. તાપના નાશક હોવાપણું તો જલ વગેરેમાં પણ છે, માટે તે અર્થને પણ કહે છે. "કવિથી વખણાયલું" કવિથી એટલે સર્વ શબ્દાર્થ રસિક જ્ઞાનીઓએ જ્ઞાન અને વૈરાગ્યને વખાણ્યું છે. વળી સ્ત્રીઓમાં પણ તેમ હોય છે એવું કોઇ કહે તો તેની વ્યાવૃત્તિ કરવાને પ્રસંગવશાત્ કહે છે. "પાપને દૂર કરનાર" તે પાપને દૂર કરે છે. અલૌકિક સાધક વીર્ય મહાન્ ધર્મરૂપ છે. અને જે ધર્મ છે. તે પાપનો નિવર્તક છે. અગર પૂર્વ કહેલા ધર્મથી યુક્ત છે. કથા પણ તેવી રીતે સર્વત્ર પ્રસિદ્ધ છે. પ્રાયશ્ચિત પણ તેવાં હોય છે એમ વિચારીને પ્રસંગવશાત્ તેની વ્યાવૃત્તિને માટે કહે છે કે તે (કથામૃત) કાનને કલ્યાણકારક છે. પ્રાયશ્ચિત્તનો છાણ વગેરેના લેપન રૂપ છે તથા તેમાં ઉપવાસ કરવો પડે છે. વળી સ્વરૂપે કરીને તે અમંગલ છે. ઘોર હોવાથી તેનું શરણ પણ અમંગલ છે. પણ કથામૃતતો શ્રવણ કરતાંની સાથેજ આનંદ ઉત્પન્ન કરે છે. એવું અનુભવ ઉપરથી સિદ્ધ હોવાથી તે કાનને પ્રિય–કલ્યાણકારક છે. આ રીતે તેનું કીર્તિની સાથેનું સામ્ય જણાવ્યું. અહિંઆં વળી પુત્રજન્માદિના શ્રવણમાં પણ કંઈક આ ધર્મનું કાનને પ્રિય હોવાપણું સામ્ય હોવાથી તે પણ શ્રવણ મંગલ છે એમ શંકા કરીને તેની વ્યાવૃત્તિમાં કહે છે "તે લક્ષ્મીથી યુક્ત છે. પુત્રજન્માદિ કથા તે તો ધનના વ્યયથી સાધક હોય છે, તે કંઇ ધનના સાધક નથી. કથામૃતની તો લક્ષ્મી પણ અપેક્ષા કરે છે, તેથી તેનાથી તે યુક્ત બને છે. આથી શ્રોતાની તેમ વક્તાની પણ તેની સિદ્ધિ થાય છે. રાજ્યપ્રાપ્તિના શ્રવણથી પણ તેમ થાય છે એમ શંકા જો થાય તો એની વ્યાવૃત્તિ માટે કહે છે: "તે સર્વ પ્રાપ્ત છે" રાજ્યાદિક તો પરિછિન્ન છે. ભગવાનનું ઐશ્વર્ય તે પ્રમાણે (પરિછિન્ન) નથી. સર્વના અંતરમાં બહાર સર્વત્ર તે વ્યાપે છે. કથામૃતતો વળી સર્વ લોકોને વ્યાપે છે, અને સ્વ સામર્થ્યનું સર્વત્ર સંપાદન કરે છે. માટે સ્વરૂપથી તથા ધર્મથી આપના જેવી આપની કથા છે. માટે તેનાથી

(કથા કરવાથીજ) જીવન રહે છે, પોતાની મેળે નહિ. આનાથી એનો કથામૃતનો ઉત્કર્ષ પણ વર્ણવ્યો છે. તમે કદાચ મરશો પણ તે વખતે કથામૃતજ જીવાડે છે. ફેર એટલોજ કે ભગવાન સ્વતંત્ર છે અને કથામૃત પરતંત્ર છે. બ્રહ્મા વગેરેની પ્રાર્થનાથી તમે અવતાર ધારણ કરો છો અને અવતાર ધારણ કર્યા પછી તેનું તિરોધાન કરો છો. પણ કથા તો એક વખત થઇ આવી હોય તો તેનું તિરોધાન થતું નથી. માટેજ એવું કથામૃત જે પૃથ્વી ઉપર સ્તવન કરે છે. તેજ બહુ અર્થદાતા થાય છે. એટલે પ્રસિદ્ધ વ્યાસાદિ સ્તવન કરે છે. તે પુણ્યશાલીઓ (જે કથાનું સ્તવન કરે છે તેઓ) જન્માદિ દોષથી રહિત થાય છે. અમૃત પરમ વિરલ છે. મરણ નજીક હોય તે સમયે અમૃત તેને દૂર કરે છે. તે એકઠું થઇને રસ ઉત્પન્ન કરતું નથી. રસ અને પિંડની માફક તમારી અને તમારી કથા વચ્ચે વિશેષ (ભેદ) છે. નહિ તો કથાને માટે જ યત્ન કરવામાં આવત. પણ વિરહમાં મરણના નિવર્તક તરીકેજ તેનો ઉપયોગ છે માટે ભગવાનની કથા કહેનાર તેઓએ આ (કથામૃત) ઘણું આપ્યું છે માટે તેને લીધે તે સાત્વિકીનું જીવન છે.

ટિપ્પણ—ઉપરના શ્લોકમાં તપ્તજીવન શબ્દનો અર્થ વૈષ્ણવતોષિણીકાર એવો કરે છે કે જેવી રીતે તપેલા લોઢાના ગોળામાં અગર તેલ વગેરેમાં જેવી રીતે જીવન કહેતાં જલ પડે તો તે અધિક તાપ કરે છે. પણ પ્રકાશકાર કહે છે તે અર્થ અવિચારિત અને અરમણીય છે. તપેલા લોઢાના ગોળામાં સ્વલ્પ જો જલ પડ્યું હોય તો જ્યાં તે જલબિન્દુ હોય ત્યાં પોતાને અનુરૂપ ઉષ્ણતાનો નાશ તે કરે છે એ પ્રત્યક્ષથી સિદ્ધ થાય છે. નહિ તો બહુ જલનો સંયોગ અધિક તાપનો હેતુ ગણાય. તપેલા તેલમાં જો જલબિન્દુ પડ્યું હોય તો તે તેને ઉત્તેજીત કરે છતાં પણ તીવ્ર વહ્નિથી તેનો નાશ થાય છે.

શંકા—જો કથા સર્વ તાપની નાશક હોય તો ભગવાનના સંયોગની પણ આવશ્યકતા રહેશે નહિ. ઉત્તર—એમ કહેવું યોગ્ય નથી. કારણકે અહિંઆં કથાનીજ વાત કરી છે પણ ભગવાનની સાથે તેને સરખાવીએ તો કથા અલ્પ છે અને તેથી સાંસારિક સકલ તાપ દૂર કરવામાંજ તેનું સામર્થ્ય છે. તે વિરહના મહાતાપના નિવારણમાં અસમર્થ છે. આથી ભગવાનના સંયોગની આવશ્યકતા બની આવે છે. આથીજ મૂળ શ્લોકમાં કથામૃતને જીવન સંપાદક કહ્યું છે. વિરહતાપનું નિવર્તક નહિ. વૈષ્ણવતોષિણીકારના કહેવા પ્રમાણે જો અર્થ લઇએ તો અમૃતપદ સાથે વિરોધ આવે છે. કારણકે તેનો ગુણ તાપ કરવાનો નથી. વળી ભૂરિદ શબ્દની સાથે પણ તેનો વિરોધ આવે માટે તાપનો નાશ કરે છે એમ અર્થ છે.

**વિવેચન**—ઉપરના શ્લોક ૫-૬-૭ અને ૮ માં ચાર વસ્તુઓની પ્રાર્થના કરી. શ્લોક પાંચમામાં સાત્વિક સાત્વિકી ગોપીઓએ જાણ્યું કે ભગવાન કંઇ પણ પ્રાર્થ્યા વગર (વગર માગે) આપશે નહિ માટે ભગવાનના કરથી પોતાના

મસ્તકની સાથે સંબંધની પ્રાર્થના કરી છે. શ્લોક છઠ્ઠામાં તામસીએ તેના તેજ અર્થની જુદી રીતે પ્રાર્થના કરી છે. તેણે પ્રભુના સુંદર વદન કમળના દર્શન માટે પ્રાર્થના કરી છે. શ્લોક ૭ મામાં તેનાથી ઉત્તમ રાજસીએ પણ એની એ વસ્તુ અન્ય પ્રકારે માગી છે. તેના કુચ ઉપર પ્રભુના ચરણકમળને સ્થાપન કરવાને તેણે વિનતિ કરી. શ્લોક ૮ માં તેનાથી પણ ઉત્તમ ગોપીએ અન્ય પ્રકારે તેની માગણી કરી. એણે મધુરગિરાના પાનની માગણી કરી. આ શ્લોકમાં પ્રભુના કથામૃતનું સંકીર્તન કરે છે. ગોપીજનોને પ્રભુનો એટલો બધો વિરહ સંતાપ થયો કે તે તેમનો પ્રાણ ધારણ કરી શકે જ નહિ, પણ પ્રભુનું કથારૂપી અમૃત તે વિરહ દશામાં પ્રાણને જતાં અટકાવે છે. ભગવાનની કથા પણ ભગવાનની માફક છ ગુણ યુક્ત છે. તે મોક્ષની આપનારી છે, અને પરમાનંદ રૂપ છે. તે અમૃત જ છે. અમૃત ભગવદ્રસાત્મક છે. તો કથા પણ તે પ્રમાણે છે. તે તપેલાંનું જીવન છે. સંસારના તાપથી પીડિત થયેલાંના દુઃખનું નિવારણ જ્ઞાન અને વૈરાગ્ય કરે છે. વળી શબ્દાર્થ રસિક જ્ઞાનીઓ કથામૃતની સ્તુતિ કરે છે. તે પાપને દૂર કરનાર છે; આથી વીર્ય-ધર્મનું સૂચન થાય છે. શ્રવણને કલ્યાણકારક છે, આથી કથામૃતમાં યશઃ ધર્મ છે તે સમજાય છે. તે લક્ષ્મીયુક્ત છે. અને તે સર્વત્ર વ્યાપે છે; આમાં ઐશ્વર્ય ગુણ છે. આ રીતે જેમ ભગવાનમાં ઐશ્વર્ય વીર્ય, યશ, જ્ઞાન, વૈરાગ્ય અને શ્રી એ છ ગુણો છે (**ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रियः। ज्ञान वैराग्ययो श्चैव षण्णां भग इतीरितः ॥ आग्नेय पु०**) તેજ પ્રમાણે પ્રભુની કથા પણ ષડ્ગુણ સંપન્ન છે. સ્વરૂપે કરીને તેમ ધર્મે કરીને કથામૃત અને ભગવાનનું સાદૃશ્ય દર્શાવ્યું. આથી તે કથા કરવાથી જ જીવન ટકી રહ્યું છે. ભગવાન્ સ્વતંત્ર છે, પણ તેમનું કથામૃત પરતંત્ર છે. પણ ભગવાન્ તો કદાચિત્ વિરહે કરીને મરણની સ્થિતિમાં મૂકે છે પણ કથામૃત તો તપેલાને જીવન અર્પે છે; માટે પ્રભુના કરતાં તેમના કથામૃતનો ઉત્કર્ષ પણ સૂચવ્યો છે. વળી ભગવાન્ તો બ્રહ્માદિની પ્રાર્થનાથી જ અવતાર લે છે, અને પાછા તિરોધાન પામે છે, પણ કથામૃત તો એક વખત જો હાથમાં આવ્યું તો તે પછી તિરોધાન પામતું નથી. આવા કથામૃતનું જે કોઈ ભૂમિ ઉપર સ્તવન કરે છે તેઓ જન્માદિ દોષથી મુક્ત થાય છે. પણ જેમ રસમાં અને પિંડમાં વિશેષ છે તેમ ભગવાન્ અને ભગવાનની કથામાં પણ ફેર છે.

તામસીનું કથન કહે છે.

मूलम्.

प्रहसितं प्रियप्रेमवीक्षणं
विहरणं च ते ध्यानमंगलम् ।
रहसि संविदो या हृदि स्पृशः
कुहक नो मनः क्षोभयंति हि ॥ १० ॥

अन्वयार्थ—હે પ્રિય ! હે કપટી ! આપનું હાસ્ય, પ્રેમ સહિત જોવું, ધ્યાનમાં મંગળકારક વિહાર, અને હૃદયને સ્પર્શ કરનાર ઐકાન્તિક સંકેત વાર્તાઓ આ સર્વ અમારા મનને ક્ષોભ પમાડે છે.

શ્રી સુબોધિનીજી—જો આપના ધર્મથી ક્ષોભ ઉત્પન્ન ન થતા હોત તો કથાથી સ્થિતિ શકય હોત. જેવી રીતે ભગવાનમાં છ ગુણો છે તે પ્રમાણે છ વ્યામોહ કરનાર ગુણો પણ છે, નહિ તો કથાથીજ અર્થ સરત. તે માટે ભગવાન્ માયાથી કપટલીલા પણ કરે છે. પોતાના સ્વભાવ દોષથી (માયાના દોષથી) ભગવાન્માં પણ તે પ્રમાણે સ્ફુર્તિ થાય છે) જેવી રીતે જ્વરથી પીડિતને અન્ન વિરસ લાગે છે તેમ (અહિંઆં માયાએ કરીને પ્રભુની લીલામાં કાપટય છે. આથી કહે છે તમારૂં હાસ્ય વગેરે અમારા મનનો ક્ષોભ કરે છે. સ્વભાવથી જે ખિન્ન થયેલી તેનો ત્યાગ કરીને અન્યની સાથે જાવ છો માટે અત્યન્ત હાસ્ય પછીથી જો આવીને ખૂબ હસે છે ત્યારે ઘણો ક્ષોભ થાય છે. "પ્રિય" સંબોધનથી એમ સૂચવ્યું છે કે પ્રભુના સંબંધનું સ્મરણ કરતાં તે ક્ષોભને ઉત્પન્ન કરનાર હોય છે માટે જેમને એમનો સંબંધ નથી તેને ક્ષોભ થતો નથી. વળી આપનું જે પ્રેમથી અવલોકન છે તે પણ ક્ષોભ કરે છે. નહિતો કાર્યમાં વિસંવાદ ન થાય. અથવા મનનું ઉત્તોલક ન રહે. આશાનું-જનક ન થાય. આશાથી શ્રમ પણ ન થાય. આપનો વિહાર તે પણ ક્ષોભ ઉત્પન્ન કરે છે. વિહરણ એટલે વેણુવાદનાદિથી ભગવાનનો જે રસ તેને મૂળ રસાકર સ્વરૂપમાંથી બહાર સ્થાપિત કરવો એટલે વિશેષ હરણ (આકર્ષણ) જેનાથી ત્રિભંગલલિત વગેરે થાય છે તે તેનું પ્રથમ અમે ધ્યાન કર્યું છે, તેથી ધ્યાનજ મંગલરૂપ છે. એ તમારૂં લક્ષણ છે અને શુભફલ આપનાર છે. તે પણ અત્યારે ક્ષોભ ઉત્પન્ન કરે છે. કારણ કે આપ તિરોહિત છો તેથી બીજું માયાથી પણ કરે છે એમ મુખ્યતરીકે ઉક્તિ છે. આ રીતે રૂપના સંબંધમાં ચાર વસ્તુઓ ક્ષોભ કરનાર છે એમ કહી. હવે નામ સંબંધી બે કહે છે. એકાન્તની સાંકેતિક કથાઓ "તથા હૃદયને સ્પર્શ કરનાર કથાઓ". એકાન્તમાં જ્ઞાનરૂપ ભગવાનની વાચા છે, અગર શાસ્ત્રજનિત બંધાદિ અભિજ્ઞારૂપ જ્ઞાનજ છે. તેમાં

જે વાચા હૃદયને સ્પર્શ કરે છે તે હૃદયમાં પ્રવેશ પામનાર હોય છે, અગર બંધ તથા જ્ઞાન અમારે યોગ્ય જ હોય છે. ફક્ત નાયકને અનુગુણ હોતાં નથી. તો આ સુખના હેતુ છે અને જો આપ અમને વંચન કરશો તો તે ક્ષોભ ઉત્પન્ન કરશે. આ અર્થ સર્વ અનુભવથી સિદ્ધ છે. એવું "હિ" પદથી જણાવ્યું છે.

પ્રકાશ—ભગવાનમાં મોહક ગુણો પણ છે, અને મોહ પમાડવાને માટે માયાથી કપટ-લીલા પ્રભુ કરે છે. એમાં પ્રમાણ મોહથી ઉત્પન્ન કરવા કરેલી તે લીલાઓ જ છે. ત્યારે કોઇને શંકા થાય કે આ પ્રમાણે પ્રભુમાં કપટલીલાનો આરોપ કરવો તે અનુચિત છે. તેના ઉત્તરમાં કહે છે કે માયાનો સ્વભાવ જ મોહ કરવાનો છે અને તેને લીધે જ ભગવાનમાં તે કાપટ્ય લીલાની સ્ફુર્તિ દેખાય છે.

વિવેચન—આ શ્લોકમાં તામસી ગોપીની ઉક્તિ છે. અહિંઆં ગોપીના હૃદયમાં પ્રભુના દર્શનની અત્યન્ત ઉત્કણ્ઠા થઇ છે અને તેથી કહે છે હે પ્રભુ, તમારૂં હસવું, પ્રેમ સાથે જોવું, ધ્યાનમાં મંગળકારક વિહરણ, એકાંતમાં હૃદયમાં સ્પર્શ કરે એવી તથા જ્ઞાનમય ગોષ્ઠિઓ અમને સંતોષ આપી શકતાં નથી. તેથી તો અમારા મનમાં ક્ષોભ થાય છે. માટે હવે અમારે તેની અપેક્ષા નથી. ફક્ત જો આપનાં દર્શન આપશો તો અમે ઘણાંજ સુખી થઇશું. અહિંઆં પ્રભુના છ વ્યામોહક ગુણનું વર્ણન કર્યું છે. નામરૂપાત્મક પ્રભુના રૂપ સંબંધી ચાર મોહક ગુણો છે અને નામ સંબંધી બે છે. એમ શ્રીસુબોધિનીજીમાં જણાવ્યું છે. આ છ મોહકગુણો પ્રહસિત, પ્રેમવીક્ષણ, વિહરણ, ધ્યાનમંગલ, એકાન્તની જ્ઞાનમય કથાઓ, તથા હૃદયને સ્પર્શ કરનારી કથાઓ—આ છ પણ હવે અમને રૂચતાં નથી, અને તેના ઉપર અમારો વિશ્વાસ નથી. માટે જો આપને અમને સુખી કરવાની ઇચ્છા હોયતો આપના મોહક ગુણોથી કપટ લીલાનું તિરોધાન કરી સત્વર વિના વિલંબે અમને આપનાં દર્શન આપો. પ્રભુ ભક્તિમાં જેમ જેમ આગળ વધે છે તેમ તેમ ગુણો ઉપરની આસક્તિ પણ જતી રહે છે. પ્રભુના પણ ગુણમાં જ્યાં સુધી હોય ત્યાં સુધી સગુણત્વ છે. આ ગોપીજનને સગુણત્વની અપેક્ષા નથી. તેમની ભક્તિમાં સગુણત્વ નથી. તેઓ સગુણત્વની ભૂમિને હવે વટાવી ગયાં છે, અને નિર્ગુણ ભક્તિના પ્રદેશમાં પહોંચી ગયાં છે. આવી સ્થિતિમાં તેમને પ્રભુના ગુણ ઉપર પણ આસક્તિ ન બને એ સ્વાભાવિક છે. તેઓ પ્રભુને કહે છે કે હવે અમારે આપના ગુણો જોઇતા નથી, પણ અમારે તો આપને જોઇએ છે. અમારેતો ધર્મ કરતાં ધર્મી પ્રાપ્ત કરવાની ઇચ્છા છે, તેને આપ કૃપા કરીને પૂર્ણ કરો. આપના હાસ્યાદિ મોહક ગુણો જે ક્ષોભ કરે છે તેને શાન્ત કરો, અને લલિત ત્રિભંગી આપના સ્વરૂપનુ દર્શન આપો.

---

રાજસી વચન કહે છે.

**मूलम्**

**चलसि यद्व्रजाच्चारयन्पशून्**
**नलिनसुन्दरं नाथ ते पदम् ।**
**शिलतृणांकुरैः सीदतीति नः**
**कलिलतां मनः कान्त गच्छति ॥११॥**

**अन्वयार्थ**—હે નાથ! હે કાન્ત! જ્યારે પશુઓને ચારવા માટે આપ વ્રજમાંથી પધારો છો ત્યારે આપના કમલ જેવા સુંદર ચરણ પત્થર તથા તૃણ અને અંકુરોથી પીડા પામતા હશે એમ વિચારીને અમારૂં મન અત્યન્ત ખિન્ન થાય છે.

**શ્રીસુબોધિનીજી**—અમને તો આપના તરફ સ્નેહને લીધે આપને વિષે અયોગ્ય પણ ખેદ બુદ્ધિ ઉત્પન્ન થાય છે, પણ આપને તો અમારામાં જોકે ખેદ અત્યારે થયો છે છતાં પણ આપને ખેદ થતો નથી, માટે તે ખરેખર કે ન્યાય વિરૂદ્ધ છે. વ્રજમાંથી પશુઓને ચારવાને જ્યારે આપ પધારોછો ત્યારે પધારતી વખતે નલિન કરતાં પણ સુંદર-કોમળ જે આપના ચરણ છે તે માર્ગમાં આવેલાં શિલા, ઘાસ, અને દર્ભોના અંકુર (તામસ, સાત્વિક અને રાજસ) અગર શિલારૂપ જે તૃણ-કઠિન તૃણ તેનાં અતિ પરૂષ અને તીક્ષ્ણ અંકુરથી, ક્લેશ પામે છે. એ વિચારથી વસ્તુત: જોકે ક્લેશ પામતાં નથી, છતાં પણ હે કાન્ત અમારાં મન કકળી ઉઠે છે. વ્રજમાંથી એટલે સવારથી શરૂ કરીને ખેદનું સૂચન કર્યું છે. ચલનથીજ ખેદ છે. માટે પ્રથમ તેને કહ્યું, ખરી રીતે તો આપનાં ચરણ અમારાં સ્થાન છોડીને જતાં નથી તોપણ આપજ તે પ્રમાણે પધારો છો. વળી વ્રજની ગાયો અરણ્યમાં લઇ જાવછો, તેમને માર્ગ ઉપર જવાથીજ ચારણ થતું નથી. માટે અમાર્ગે પણ જવુંજ પડે. ભૂમિ વગેરેને અનુગ્રહ કરવાને માટે પાદુકા પણ આપ ચરણમાં પહેરતા નથી, તેમ પારસ્ય પશુનાં રક્ષણને માટે ચર્મ ચરણમાં પહેરતા નથી. (મોજડીઓ તથા પાદુકા।સેવાયના આપના ચરણ ખુલ્લા હોય છે) આથીજ કમલવત્ કોમળ ચરણ શિલા તથા તૃણ તથા અંકુરથી ક્લેશ પામે છે. જલમાં સ્થિત રહેવું તે યોગ્ય છે, અગર જલપૂર્ણ સ્થળમાં કમળથી પણ સુંદર જો ચરણ હોયતો લક્ષ્મીમાં અગર અમારામાંજ સ્થિત થવાને યોગ્ય છે. "નાથ" એ સંબોધનથી એમ સૂચવે છે કે પશુના ચારણ માટે ઘણાઓ બીજા ગોપોને મોકલી શકાય એમ છે છતાં આપ જાતેજ પધારોછો. વનમાં ત્રણ પ્રકારની ભૂમિ હોય છે. પર્વતરૂપ, અરણ્યરૂપ, અને કચ્છરૂપ, આ ત્રણ પ્રકારની ભૂમિ એક એક સ્થળે એમ ક્રમમાં હોય

**અગર સર્વ પ્રકારની એક સ્થળમાં પણ હોય. એક સ્થળે સ્થિતિ હોવાથી, અશક્તિથી અવસાદ થાય છે. પછી ચિન્તા થાય છે. જાતે જઈને સ્વહૃદયમાં સ્થાપન થવું જોઈએ ( ગોપીઓને પ્રભુના ચરણુકમલ કલેશ પામે છે એમ વિચારીને ખેદ થાય છે; અને ચિન્તા થાય છે ( માટે વનમાં જઈને પ્રભુનાં ચરણુકમળને હૃદય ઉપર સ્થાપિત કરવા એમ ચિન્તા થાય છે. )**

**प्रकाश**—પ્રભુનાં ચરણનું કમળની સાથે સાદૃશ્ય દેખાડયું છે. કમળની સરોવર જેવા સ્થાનમાં ઉત્પત્તિ હોય છે. આથી તે ચારણને યોગ્ય નથી. આથી પ્રભુનાં ચરણુકમળ વ્રજમાંજ સ્થિત થવાં જોઇએ એવો આશય છે. જો કદાચ ચાલન કરવામાં આવે તો પણ નીરસ સ્થળમાં તો તેનું સ્થાપનજ થવું જોઈએ. કમળજલની અંદર ઉત્પન્ન થાય છે. અને ત્યાંજ રહે છે, ત્યાં રહેવામાંજ કમળની શોભા હોયછે. જળની બહાર કમળને લઈ જવુ યોગ્ય નથી. તેમ પ્રભુનાં ચરણુકમળ વ્રજમાંજ સ્થિત થવાં જોઈએ કારણ કે વ્રજ રસયુક્ત પ્રદેશ છે. ત્યાં પ્રભુના ચરણને બિલ્કૂલ શ્રમ પડશે નહિ. પ્રભુએ વ્રજમાંથી જવા રૂપી શ્રમ તેમના ચરણને આપવો જોઇએ નહિ. કારણકે વ્રજ સિવાયનો પ્રદેશ નીરસ છે. શિલા તૃણુ અને અંકુરથી ભરેલો હોવાથી પ્રભુના ચરણને કલેશ થવાનો સંભવ છે માટે એવાં સ્થળે પ્રભુએ પધારવું તે ઉચિત નથી તેથી તેમનાં ચરણને અત્યન્ત કલેશ થાય છે. અને તે ચરણને કલેશ થવાથી અમને પણ ખેદ થાય છે. જો કદાચ પ્રભુને જવું હોયતો ભલે જલપૂર્ણ શાદ્વલોમાં પશુચારણ નિમિત્તે પધારે, પણ શિલા અને તૃણુ તથા અંકુર યુક્ત કઠિન પ્રદેશમાં પધારવું તે યોગ્ય નથી.

શ્રીહરિરાયજી આ શ્લોકમાં **पाल्यानांचर्म च न परिधेयम्** એ શબ્દો ઉપર નીચે પ્રમાણે ટપ્પણ કરે છે.

**शंका**—ભૂમિ વગેરેના અનુગ્રહ માટે પાદુકા નહિ પહેરવાથી ચરણને ખેદ શાથી થતો હશે ! જો કે પાદુકા પહેરવાથી ચરણ અને ભૂમિની વચ્ચે અન્તરાલ હોય છે તેથી ચરણનો સ્પર્શ ભૂમિને થતો નથી તેથી અનુગ્રહ પણ બનતો નથી. તો પણ અન્ય વ્યવધાયકથી તેની સિદ્ધિ થાય છે. કંકુથી લિપ્ત પદનો સ્પર્શ હોય તો પણ તેનો હૃદયમાં સુખનો અનુભવ થયો છે તો અવસાદથી થતો હશે ? પદમાં તેના અભાવ માટે તથા અનુગ્રહને માટે તથા અમારા હૃદયની કઠિનતા જાણીને કંકુમની માફક ચર્માદિકનું પરિધાન કેમ થતું નથી. એ શંકાના ઉત્તરમાં પાલ્યપશુઓનાં ચર્મ ધારણ કરવા નહિ એમ કહ્યું છે. તે પશુઓ ગાય વગેરે છે બકરી, ગાય તથા ભેંસ એ સર્વ સર્વભાવથી રક્ષવાં જોઇએ. અને તે જીવતાં હોય તોજ ઉચિત છે. તેમના ચર્મને પહેરવું ન જોઇએ. અન્યને ચર્મચરણના સંબંધને યોગ્ય નથી માટે તે ન પહેરવું જોઇએ એવો અર્થ છે. વળી ચર્મને જો ચરણનો સંબંધ થાય તો ભક્તિરસથી અલોડિત બનેલાં તૃણના ભક્ષણથી ઉત્પન્ન થયેલા પરમાનંદના અભાવે તેટલા અંશમાં અપાલિત્વ થાય માટે પાલ્યના ચર્મનું પરિધાન તો અનુચિતજ છે. માટેજ અહિંઆં ઘાસની પાછળ ફરનાર એવો શબ્દ ગોપીજનોએ કહ્યો છે.

આ પ્રમાણે સાત પ્રકારની અનન્યપૂર્વાનું નિરૂપણ કર્યું. અને બીજાં ચાર છે. ક્રમ પ્રમાણે પ્રથમ છનું નિરૂપણ કરે છે. પ્રથમ રાજસ તામસીનાં વચન કહે છે, તેઓ બહાર જઈને પ્રભુનાં દર્શન કરવાને અશક્ત છે. આથી જ્યારે સાયંકાળે ભગવાન આવે છે ત્યારે ભગવાનનાં દર્શન કરે છે અને તેથી તેમના મનમાં કામ થાય છે. પછી બન્ધ પ્રાર્થના તથા અધરામૃત પ્રાર્થના રજસ્ તથા સત્વથી થશે.

અનન્ય પૂર્વાઓને તો નિત્ય કામ હોય છે.

**मूलम्.**

**दिनपरिक्षये नीलकुंतलै**
**र्वनरुहाननं बिभ्रदावृतम्।**
**घनरजस्वलं दर्शयन्मुहु**
**र्मनसि नः स्मरं वीर यच्छसि ॥१२॥**

अन्वयार्थ—હે વીર ! સાયંકાળે, કાળા વાળથી વિંટાયલું, અને ગાયોની રજવાળું (રજથી ધુંસરૂં થયેલું) આપનું કમળ જેવું મુખ દેખાડીને અમારા મનમાં વારંવાર કામ ઉત્પન્ન કરોછો. (વશ કરો છો.)

श्रीसुबोधिनीजी—દિનના પરિક્ષય વખતે એટલે સંધ્યાકાળે ક્ષય કહેવાથી દિવસમાં દ્વેષ્યત્વનું જ્ઞાન થાય છે. આ રજોગુણનો સમય છે અને કામનો કાળ છે. કાળા વાળ ભ્રમરની માફક રસના બોધક છે. જે મુખ કમલના લાવણ્ય રૂપી અમૃતને પીએ છે તે ઉદ્બોધક થાય છે. ( રસના જ્ઞાતા થાય છે.) આથી તેમનાથી ઘેરાયલું કમળ જેવું આનન ધારણ કરતા એવા હે વીર પ્રભો, તમે અમારા મનમાં કામને ઉત્પન્ન કરોછો. (કામને આપોછો.) સંધ્યા સમયે નીલ વર્ણના ઘેરાવામાં તેની (સંધ્યાની) પ્રભાની વ્યાપ્તિ થાય છે આથી એમ કહીને અને વનરૂહ (કમળ)ની ઉક્તિ કરીને કુવલય (કમળ)ના જેવી પ્રભુના વદનની શોભા છે એમ જણાવ્યું છે. અને વળી પ્રિયાના મુખચંદ્રના દર્શનથી ઉત્તરોત્તર અધિક વિકાસ પામે છે, અને તેથી અત્યાર પહેલાં તેની સદૃશ કંઈ નહોતું તેમ જણાય છે. આથી પ્રિયની સર્વમાં આસક્તિ છે એમ સૂચન થાય છે. આથીજ જલપદનો ત્યાગ કરીને વનપદ અહિંઆ વાપર્યું છે ( મૂળ શ્લોકમાં વનરુહ શબ્દ છે તેમાં "વન"પદ) આથી વનમાં જે અવસ્થા તેનું જ્ઞાન કરાવવાને તે ધર્મોને ધારણ કરતું મુખ દર્શાવે છે એમ ધ્વનિથી સમજાય છે. વળી ઘનથી–ગાયોથી તે મુખ રજસ્વલ છે. (રજથી ધૂસર દેખાય છે.) અને તેને વારંવાર દેખાડે છે. મધ્યે માર્ગમાં જાય છે તે વખતે મુખનું દર્શન કરાવે છે. બન્ને બાજુએ સ્થિત ગોપીઓ એક પછી એક જુએ છે. આથી વારંવાર મુખનું દર્શન થાય છે એમ કહ્યું. અથવા આગળ જતાં વારંવાર પાછળ ફરીને

જુએ છે એ અર્થમાં પણ એ સમજાય છે. એવી જાતનું દર્શન સ્વ અપેક્ષાનું જ્ઞાપક છે એથી તે સ્મરને ઉત્પન્ન કરે છે. સતત દર્શનથી ત્યાંજ રસાસ્વાદન થાય છે તેથી સ્મરોત્પત્તિનો અવસર થતો નથી. આથી વારંવાર દર્શન કરવાથી કામના અગ્નિભસ્મ થાય છે. એ પ્રમાણે કરવાથી તેના સંતોષને માટે અથવા તેના નિરાકરણ માટે યુદ્ધ અવશ્ય કરવું જોઇએ. માટે અહિંઆં વીર એમ સંબોધન કર્યું છે. "ધન રજસ્વલ" પદ શ્રમનો સૂચક થાય છે. શ્રમની નિવૃત્તિતો અમારાથીજ થાય.

વનમાંજ આ સર્વથા ભોગ્ય છે. માટેજ અહિંઆં આવ્યાં છે. "આથી ગૃહમાં રતિનું દાન કરીશ." એવો પક્ષ તેની વ્યાવૃત્તિ કરી છે. બલાત્કારે તે અવસ્થાનું સ્થાપન કરે છે. જો મુખનું સંમાર્જન કરીને આવે તો પ્રસન્ન મુખના દર્શનથી જ્ઞાન થાય. ધન સંબંધિ રજ એ કામ છે, ક્રોધ નહિ. જેમ પાત્ર પકડી રાખીને તેમાંનું અન્ન ભોગને માટે (ખાવાને માટે) આપવામાં આવે છે તે પ્રમાણે મુખને પકડી રાખીને ત્યાં આવેલો કામાત્મા રસ મનમાં સ્થાપિત કરાય છે એવો મુખ ધારણનો હેતુ છે, આથી ભોગને માટે આપવામાં આવ્યો છે માટે ભોગ કરવો જોઈએ. આ કામ આગન્તુક છે, માટે અન્યથી આનો સંતોષ થઇ શકે નહિ.

विवेचन—અનન્યપૂર્વાને તો નિત્ય કામ હોય છે. પણ તે સિવાય એટલે રાજસ તામસી વગેરેનો નિત્ય કામ હોતો નથી. તેઓ ગૃહ બહાર નીકળીને પ્રભુનાં દર્શન કરવાને અશક્ત હોવાથી જ્યારે પ્રભુ સાયંકાળે વૃંદાવનમાંથી ગાયો સહ વ્રજમાં પાછા પધારે છે ત્યારે મુખકમળનું દર્શન કરે છે. આ સમયે દર્શન કરીને તેમના મનમાં કામ ઉત્પન્ન થાય છે. આ ગોપી અહિંઆં પ્રભુને ઉપાલંભ (મહેણું) આપે છે. કે હે પ્રભો ! આપ વારંવાર આપના મુખકમળનાં દર્શન કરાવીને અમારા હૃદયમાં કામને ઉત્પન્ન કરે છો! પણ તે કામને સંતોષવા અંગસંગનું સુખ આપતા નથી, તો શું તે આપને ઉચિત કહેવાય ? આપ ખરેખર કપટી દેખાવ છો. આ શ્લોકમાં "સાયંકાળ"ને માટે "દિનપરિક્ષય" એવો શબ્દ વાપર્યો છે એટલે જ્યારે દિવસનો ક્ષય (નાશ) થાય ત્યારે. ક્ષય શબ્દથી દિવસ પ્રતિ તિરસ્કાર સૂચવ્યો છે; કારણ કે દિવસે પ્રભુ વ્રજની બહાર વૃન્દાવનમાં ગાયો લઇને પધાર્યા તેથી ગોપીજનોને રૂચતું નથી; તેઓ સાયંકાળનુંજ સ્મરણ કર્યા કરે છે. તેમનું હૃદય પ્રભુ તરફ છે. પણ તેમનાથી ગૃહની મર્યાદાનું ઉલ્લંઘન થતું નથી, એટલે જ્યાં પ્રભુ પધાર્યા છે ત્યાં પોતે જવાને અશક્ત છે. પણ મન સાથે ઉત્સુકતાથી સાયંકાળના સમયનું ચિંતન કરી રહ્યાં છે. સંધ્યાકાળનો સમય થશે કે તુર્તજ પ્રભુ ગાયોને લઇને

વ્રજની ભૂમિમાં પાછા પધારશે અને તેથી જરૂર અમને દર્શન થશે, એવી આશામાં પોતાનો દિવસનો સમય વ્યતીત કરે છે. સંધ્યાકાળનો સમય તે કામનો કાળ છે. દિવસે કામની સત્તા ચાલતી નથી, પણ સંધ્યાકાળનો આરંભ થતાં કામની સત્તા શરૂ થવા લાગે છે; આથી જ્યારે તે સમયે પ્રભુના મુખકમળનું દર્શન થાય છે ત્યારે તેમના હૃદયમાં કામ ઉત્પન્ન થાય છે. સાયંકાળે પ્રભુ પાછા પધારે તે વખતે તેમનું મુખ જેવું હોય છે, તેવું દર્શન કરવાની અત્યારે ઇચ્છા થવાથી આ પ્રમાણે કહે છે. પ્રભુના મુખનું અહિંઆં વનરુહ કમળની સાથે સાદશ્ય કર્યું છે. ચંદ્રદર્શનથી કમળનો અધિક અધિક વિકાસ થાય છે, તેમ પ્રભુનું મુખકમળ પણ પ્રિયાના મુખરૂપી ચંદ્રના દર્શનથી વધારેને વધારે વિકાસ પામે છે. આ ભાવાર્થ લાવવાને માટે "વનરુહ" શબ્દ વાપર્યો છે. સાયંકાળે પ્રભુભક્ત એકજ વખત મુખકમળનું દર્શન આપે છે એવું નથી પણ વારંવાર દર્શન કરાવવાથી ગોપી હૃદયમાં કામ ઉત્પન્ન થાય છે. પણ જો તે દર્શન નિરન્તર થતું હોય તો કામ ઉત્પન્ન ન થાત કારણકે તેથી રસનો આસ્વાદ કરી શકાય. અહિંઆં પ્રભુને માટે "વીર" એ પદથી સંબોધન કરવામાં આવ્યું છે. તેથી એમ સૂચવ્યું છે કે ગોપી હૃદયમાં જે કામ ઉત્પન્ન થયો છે તેને શાન્ત કરવાને કોટિકંદર્પ લાવણ્ય પ્રભુ સિવાય બીજું કોઈ પણ સમર્થ નથી. મોટા મોટા ઋષિઓ તથા મુનિઓ પણ કામ પર સંપૂર્ણ વિજય મેળવી શકયા નથી. તેમની અથાગ તપશ્ચર્યા, યમનિયમાદિ સાધનો તથા સંયમ વગેરેનું પાલન હોવા છતાં પણ આ કામ ઉપર વિજય મેળવી શકયા નથી; આથી કામ અજેય છે અને તેની કળા આગળ–તેના શસ્ત્ર આગળ સર્વ ઉપાયો નિષ્ફળ થાય છે, માટે તેના વિજય મેળવનાર તેજ ખરેખર "વીર" સંબોધનને લાયક છે. ભગવાન એક તો શું પણ કરોડો કામની કળાઓને નિર્મૂળ કરી શકે એવું સામર્થ્ય ધરાવે છે. તેમનામાં કરોડો કામનું લાવણ્ય છે, આથી દુનીઆમાં જણાતો કામ બીચારો તેમની આગળ કંઈ પણ કરી શકે એમ નથી. આ ભાવાર્થ જણાવવાને અહિંઆં પ્રભુને માટે "વીર" શબ્દથી સંબોધન કર્યું છે. મુખકમળને અહિંઆં શ્યામ કેશથી વિંટાયલું એમ કહ્યું છે; આથી શ્યામકેશનું ભ્રમરની સાથે સાદશ્ય દર્શાવ્યું છે. અને મુખ લાવણ્યને કમળની અંદર રહેલા રસની સાથે સરખાવ્યું છે. કમળમાં રહેલા રસનું ભમરાઓ પાન કરે છે, તેમ પ્રભુના શ્રીમુખની શોભાને નિકટ આવેલા શ્યામકેશ પણ પીએ છે. રસપાન અને સૌંદર્યના પાનના સાદશ્યમાં પ્રભુના શ્રીમુખની અપૂર્વ શોભા વર્ણવી છે. અહો પ્રભુનું મુખ કેવું સુંદર છે! જેમ ભમરાઓ કમળના રસનું પાન કરે છે તેમ કેશ પણ જાણે શ્રીમુખ ઉપર છવાયલા સૌંદર્ય–રૂપનું પાન કરતા હોય તેવી રીતે આવી રહેલા છે આથી એવો પણ વ્યંગ્યાર્થ સમજી શકાય કે કેશ

શ્યામ છે તોપણ પ્રભુના રસનું પાન કરે છે તો પછી આપણે વિષય-વાસ-નાથી રહિત શુદ્ધ અંતઃકરણવાળાં તે રસનું પાન કરવાને ભાગ્યશાળી નહિ થઈએ ? આ કેશ શ્રીમુખની નિકટ હોવાથી પ્રભુના સૌન્દર્યનું પાન કરી રહ્યાં છે, હે સખીઓ ! આપણે જો પ્રભુની નિકટ સ્થિત થઈશું તો આપણને પણ રસનું પાન કરાવશે. મુખને અહિંઆં કમળ કહ્યું છે, તેમ સરખાવવામાં કમળ-ની શોભા વગેરે ગુણો મુખમાં છે એમ જણાવે છે. પણ કમળપદ નહિ મૂકતાં વનરુહ-વનમાં ઉગનાર તે, એવો શબ્દ પ્રયોગ કરવામાં પણ ગુઢાર્થ રહેલો છે. વન એટલે એકાન્તવાસ નિવૃત્તિની ઇચ્છાવાળા તથા એકાન્ત તેમજ શાન્તિને ચ્હાનારા વનમાં પ્રવેશ કરે છે, તેમ રતિરસનો ભોગ વનમાંજ વિના સંકોચથી થઇ શકે છે. આ પદ્યમાં પ્રભુ વનમાંથી સાયંકાળે પાછા ફરતી વખતે સ્વામિનીઓને કેવી રીતનાં દર્શન થતાં તેનું સૂચન કરાવ્યું છે, પણ અહિંઆં તેનો મર્મ એ છે કે જો કે પ્રભુ અત્યારે વનમાંથી પાછા ફરે છે છતાં પણ આસકિતથી પુનઃ રમણને માટે અત્ર પ્રવેશ કરશે. વનમાં ઉગનાર કમળની માફક અમારા હૃદયના તાપને શાન્ત કરનાર પ્રભુનું મુખજ છે. વનરુહ-કમળ વનમાં એકાન્ત સ્થળમાં ઉગે છે, ભરવસ્તીમાં નહિ. તેમ પ્રભુના શ્રીમુખના દર્શન પણ એકાન્ત સંગના અભાવમાં સંસાર પ્રત્યેની અનાસક્તિ-થીજ થઈ શકે છે. હે સખીઓ ! આપણે આ સ્થળમાંજ રહેવું જોઈએ. જો કે આપણને એમ જણાવવામાં આવે કે આપણે અહિંથી પાછા ફરવું, કારણકે આ રતિદાન આવા સ્થાનમાં નહિ કરવામાં આવે તો પણ આપણે તેમાં વિશ્વાસ રાખવો નહિ. આ સ્થાન તે રસને માટેજ યોગ્ય છે. જો તે રસસ્વરૂપનો સાક્ષાત્કાર થવાનો હોય તો તે આ સ્થળમાંજ થવો જોઇએ. અહિંથી સંસાર તથા તેનાં બંધનો લાખો ગાઉ દૂર છે.

અહિંઆં ગોપી રાજસ તામસી છે. તે એ સમયે દોહનાદિકાર્યમાં વ્યગ્ર હોય એ ભાવ પ્રદર્શિત કરે છે. કાલ પણ રાજસ તામસ છે. સંધ્યાકાલ સમયની તમોવ્યાપ્તિ તથા રજઃપ્રસરણ આ રાજસ તામસત્વનું સૂચન કરે છે. સાયંકાળની લીલાના સ્મરણથી "કામ"ની ઉત્પત્તિ થતી વર્ણવી છે. સ્તવન કરનાર ગોપીને પણ તે ભાવથી કામ ઉત્પન્ન થાય છે. પ્રભુને તે કામનું શમન કરવા પ્રાર્થના કરે છે. આની પૂર્વના ગીતમાં ગોચરણલીલાની સ્ફુર્તિ કરીને પ્રભુનું ગાન કર્યું છે. અહિંઆં ત્યાર પછી લીલા દર્શાવી છે.

---

એનાથી ઉત્તમ ગોપી અનન્યપૂર્વાની માફક ચરણના ધારણની પાર્થના કરે છે.

## मूलम्

प्रणतकामदं पद्मजार्चितं
धरणिमण्डनं ध्येयमापदि ।
चरणपङ्कजं शंतमं च ते
रमण नः स्तनेष्वर्पयाधिहन् ॥१३॥

अन्वयार्थ—હે રમણ ! હે આધિ (મનની પીડા) હણનાર પ્રભો આપને પ્રણામ કરનારાઓની કામના પૂરનાર, લક્ષ્મીથી પૂજાએલું (અગર पद्मज એટલે બ્રહ્મા અને તેનાથી અર્ચિત એમ બીજો અર્થ પણ થઇ શકે). પૃથ્વી-ભૂષણ આપત્સમયે ચિન્તનીય તથા સુખકારી આપના ચરણકમળને અમારા સ્તનો ઉપર મૂકો.

श्रीसुबोधिनीजी—આથીજ (અનન્યપૂર્વા સિવાય અન્ય ગોપીની આઉકત હોવાથી) અહિંઆં પુનરુક્તિ નથી (શ્લોક ૭ માં પણ ચરણ કમળને કુચ ઉપર સ્થાપન કરવાને પ્રાર્થના કરવામાં આવી છે) પણ પહેલાંની સરખામણીએ અહિંઆં ચરણ માહાત્મ્ય અધિક ગુણનો આશ્રય છે. પ્રથમ તો (શ્લો. ૭માં) તે દોષનો નિવર્તક તરીકે ચરણ કમળની પ્રાર્થના નથી.) હે રમણ કહેતાં રતિના કરનાર ! અમારા સ્તન ઉપર ચરણપંકજને મૂકો. તેનું પ્રયોજન કહે છે. આપ આધિના હણનાર છો અગર આર્તિના હણનાર છો. હૃદયતાપ અને ચિંતાનું નિવારણ થવું જોઇએ. દષ્ટ ઉપકારથીજ તાપ જતો રહેશે. અમારા હૃદયમાં સ્થાપિત બહાર નીકળતું નથી. માટે આપે તેને (ચરણપંકજને) બહાર સ્થાપિત કરવું જોઇએ. ચરણકમળના પણ ભગવાનની માફક છ ગુણો છે [1]તે અત્યન્ત પ્રભુને નમે છે—જે અનન્યશરણ છે. તેમની કામનાઓ પૂર્ણ કરનાર ચરણકમળજ છે. ઇશ્વરજ એવા (કામના પૂરનાર) હોઈ શકે. ત્યાં રહેલા કામને સ્તબ્ધ ગ્રહણ કરી શકતા નથી, માટે "પ્રણામ કરનાર" એમ કહ્યું છે. તે વળી [2]બ્રહ્માથી પૂજાયલું છે. આથી ચરણકમળના ધર્મગુણનું નિરૂપણ કર્યું. બ્રહ્મ પ્રાર્થનાથીજ અહિંઆં આવેલા છે. "પૃથ્વીનું ભૂષણ" એમ કહીને તેનો કીર્તિગુણ કહ્યો. "આપત્સમયે ચિન્તનીય" આથી શ્રી અગર કીર્તિ ગુણ વર્ણવ્યો. કમળની સાથે તેનું સામ્ય કરીને તેની સર્વોત્કૃષ્ટતા પણ કહી. "સુખકારી" એટલે ઘણું કલ્યાણકારક છે, આર્તિના હણનાર એ સંબોધનથી જ્ઞાનરૂપનું વર્ણન કર્યું. તમારૂં ચરણકમળ એમ સંબંધના નિરૂપણથી તે વૈરાગ્ય યુક્ત છે એમ જણાવ્યું છે. રમણ એટલે ઈષ્ટ (વાંછિત) ના આપનાર, અને આર્તિના હણનાર એટલે અનિષ્ટના નિવારક એમ કહ્યું છે. અથવા લોકમાં

જે [3]પાંચ પ્રકારનો ઉપકાર કરે છે તે અમારા ઉપર એક ઉપકાર કરો એમ પ્રાર્થના કરી છે. પ્રણામ કરનારાઓને ચરણકમળ કામનાઓ આપે છે (પૂર્ણ કરે છે) તે પહેલાં કહ્યું છે "હે વીર અમારા મનમાં કામને આપોછો (ઉત્પન્ન કરોછો.)." અથવા અત્યન્ત નમ્રના કામનું ખણ્ડન કરોછો એમ પણ અર્થ થઈ શકે. ચરણકમળ બ્રહ્માથી તથા લક્ષ્મીથી પૂજાયેલું છે. અગર ઐશ્વર્યને માટે તથા કામને માટે નખચંદ્રથી અર્ચિત એમ અર્થ છે. અથવા તો તે તુલ્ય છે. નાહતો તેઓ ચરણકમળમાં જન્મ શીરીતે પ્રાપ્ત કરે ? પૃથ્વી પણ સ્રી છે, અને જ્યાં સુધી તેણે અલંકાર ન પહેર્યાં હોય ત્યાં સુધી તેનો ભોગ કરાતો નથી. માટે તેમાં પણ પદનું સ્થાપન કહ્યું છે. ભગવાનની સરખામણીમાં ચરણ મહાન્ છે કારણકે આપત્કાળે ધ્યાન કરતાંની સાથેજ આપત્‌ને દૂર કરે છે. જેવી રીતે એમને સર્વ ઉપકાર કરો છો, તેવી રીતે અમારા ઉપર પણ કરો એવી પ્રાર્થના છે. આથી સર્વ સુરતબધનો દૂર કરાયા.

ટિપ્પણી—૧ **प्रणतकामदं** આ સમાસના બે રીતે અર્થ શ્રીસુબોધિનીજીમાં કરવામાં આવ્યા છે (૧) **प्रकर्षेण येन ता अनन्यशरणाः तेषां कामदमखिलमभिलषितार्थदातृ** જે અત્યન્ત અનન્ય શરણ થઈને નમે છે તેમની અભિલાષા આપનાર-પૂરનાર (૨) **प्रकर्षेण नम्रेषु वा कामंद्यति खण्डयति** અતિશય નમ્રમાં કામનું ખણ્ડન કરે છે.

૨ **पद्मजार्चितं** એના ત્રણ અર્થ કર્યા છે (૧) **पद्मज+अर्चित:** પદ્મજ=બ્રહ્મા કારણકે તે પણ નાભિ કમળમાંથી ઉત્પન્ન થયા છે, તેમનાથી પૂજાયેલ, (૨) **पद्मजा+अर्चित**, પદ્મજા=લક્ષ્મી કારણકે તે કમળમાંથી ઉત્પન્ન થયાં છે. તેનાથી પૂજાયેલ (૩) **पद्मजै:अर्चितम्** પદ્મજ=નખચંદ્ર, તેનાથી પૂજાયેલ]

૩ પ્રભુનું ચરણકમળ પાંચ પ્રકારના ઉપકાર કરે છે. શરણે આવેલાના કામનું ખણ્ડન, ઐશ્વર્ય, પોતાના કામનું દાન, પૃથ્વીને અલંકરણ (શોભા) આપત્તિનો ત્યાગ આ પાંચ પ્રકારના ઉપકાર ચરણકમળ કરે છે પણ ગોપીઓ કહે છે અમારે એ બધા પાંચ ઉપકાર આપની પાસેથી નથી જોઈતા. અમારે તો ફક્ત એકજ ઉપકાર જોઈએ છે. અને તે એ છે કે અમારા હૃદયમાં જે તાપ થઇ રહ્યો છે તેને આપના ચરણકમળના સ્થાપનથી શાન્ત કરો. એટલાજ ઉપકારની આશા હમે તમારી પાસેથી રાખીએ છીએ. ભલે તમે પાંચે ઉપકાર અમારા ઉપર ન કરશો. મૂળ શ્લોકમાં પ્રભુના ચરણકમળને પદ્મની-ર્ચિત કહ્યું છે. આના ત્રણ અર્થ થાય છે તેનો સ્ફોટ શ્રીસુબોધિનીજીમાં કર્યો છે. બ્રહ્માથી અર્ચિત અગર લક્ષ્મીથી અર્ચિત ચરણકમળ છે; અગર તો પદ્મજ કહેતાં નખ તેનાથી તે અર્ચિત છે પ્રભુના નખથી તેમનું ચરણકમળ અર્ચિત બન્યું છે. જોકે લોકમાં નખ સંયોગિ દ્રવ્ય છે તોપણ ભગવાનના તે નખ છે, માટે તે સચ્ચિદાનંદ રૂપ છે અને તેથી તે પ્રભુના સ્વરૂપમયજ છે, માટે તે ચરણકમળ નખથી અર્ચિત છે એમ કહેવું યોગ્ય નથી, જોકે આમ છે છતાં પણ અત્યારે જેમ પ્રભુની સાથે ચરણકમળના સંબંધની વાત કરી, તેમ પણ નખની વાત કરી. આ અર્થ પ્રમાણે નખ ચરણકમળના સંબંધી છે એમ કહ્યું તેથી કંઇક અરૂચિ હોય એમ તુર્તજ કળે છે કે. અગર તે (નખ) પ્રભુના સ્વરૂપની તુલ્ય છે. આથી તેઓ અધિક શોભા આપે છે. શ્રીમતી ટિપ્પણી.

**વિવેચન**—પાછલા શ્લોકમાં, સાયંકાલે પ્રભુ જ્યારે ગાયોને ચરાવીને

વ્રજ ભૂમિમાં પાછા પધારે છે ત્યારે બહાર જવાને અશક્ત ગોપી પ્રભુનાં દર્શન માટે ઘણી ઉત્સુક હોય છે; એમ જણાવ્યું છે, પ્રભુનું મુખકમળ તેના હૃદયમાં કામ ઉત્પન્ન કરે છે, પણ તે કામને સંતોષવાને માટે પ્રભુ અંગસંગનું સુખ આપતા નથી માટે પ્રભુને કપટી જાણીને ઉપાલંભ આપે છે એમ ત્યાં કહ્યું. અહિંઆં પણ એમ કહે છે કે હે પ્રભુ હવે તમારી કપટ વિદ્યાને દૂર કરો, અને અમારા ઉપર કૃપા કરીને અમારી ઈચ્છા તૃપ્ત કરો. અહિંઆં ગોપી ફક્ત મુખદર્શન માટે પ્રાર્થના કરતાં નથી. એમના હૃદયમાં પ્રભુનાં દર્શન કરતાંની સાથે કામ ઉત્પન્ન થયો છે માટે તેને શાન્ત કરવા, પ્રભુના ચરણારવિંદને સ્તનપ્રદેશ ઉપર સ્થાપન કરવા પ્રાર્થના કરે છે. શામાટે ત્યાં સ્થાપન કરવા માટે કહે છે? તો જણાવ છે કે પ્રભુનું ચરણકમળ પ્રણામ કરનારના કામને ખણ્ડન–શાન્ત કરનારૂં છે. માટે ગોપીઓના સ્તનપ્રદેશ ઉપર જો એનું સ્થાપન કરવામાં આવે તો જરૂરથી તેમનો કામ શાન્ત થશે. પ્રણામ કરનારની કામનાઓ શાન્ત કરનાર, બ્રહ્મા–અગર લક્ષ્મી અગર નખથી (કારણકે પદ્મના આ ત્રણે અર્થ થાય છે) અર્ચિત, પૃથ્વીના ભૂષણરૂપ, આપત્કાળમાં ધ્યાન કરવા લાયક, અને સુખકારી આમ પાંચ વિશેષણો ચરણ પંકજને માટે અહિંઆં શ્લોકમાં વાપર્યાં છે, એથી પ્રભુનું ચરણકમળ પાંચ પ્રકારના ઉપકાર કરે છે. લૌકિક કામનું ખંડન, ઐશ્વર્ય, સ્વકામનાનું દાન, પૃથ્વીને અલંકરણ, અને આપત્તિનો ત્યાગ, આ પાંચ પ્રકારના ઉપકાર પ્રભુ કરે છે, પણ ગોપીઓ તો એવું કહે છે, હે પ્રભુ અમારા ઉપર ભલે એ પાંચ ઉપકાર આપ ન કરો, એની અમને દરકાર નથી, પણ અમારા તાપને તો અવશ્ય દૂર કરોજ. અમારા હૃદયનો તાપ તથા ચિંતા દૂર કરો. પ્રભુમાં જેમ છ પ્રકારના ગુણો છે તેમ ચરણકમળમાં પણ છ ગુણો છે અને તેથી પ્રભુ જરૂર તેમની પ્રાર્થનાને પૂર્ણ કરશે; પ્રભુને અહિંઆં 'રમણ' તરીકે સંબોધ્યા છે, તેનું કારણ એછેકે જે કોઈ રમણ હોય છે, તે રતિ કરે છે, અને શૃંગાર રસનું સુખ આપે છે. પ્રભુ પણ "રમણ" હોવાથી તેમને રસનું સુખ આપશે. તેમના હૃદયના તાપ દૂર કરનાર પણ પ્રભુજ છે, માટે "આર્તિના હણનાર" એમ કહ્યું છે. આગળ શ્લોક ૭માં પણ પ્રભુના ચરણકમળને કુચ ઉપર સ્થાપન કરવાને માટે પ્રાર્થના કરી છે, અહિંઆં પણ તેજ પ્રમાણે કહ્યું છે, તો કોઈ કહેશે કે અહિંઆં પુનરુક્તિનો દોષ નથી. આ શંકાના સમાધાનમાં જણાવવાનું કે અહિંઆં પુનરુક્તિ દોષ નથી, તેનું કારણ એછેકે પૂર્વે અનન્યપૂર્વા ગોપીની ઉક્તિ હતી. અહિંઆં તે સિવાયની છે. વળી પૂર્વે ચરણકમળનું દોષના નિવારક તરીકે નિરૂપણ કર્યું છે, પણ અહિંઆં તેવી રીતનું નથી. અહિંઆં તો ચરણ ઉપકાર કરનાર છે, એમ કહ્યું છે. એટલે તે ગુણાધાયક છે–ગુણનું આશ્રય છે. માટે પુનરુક્તિ દોષ સંભવતો નથી.



પછીથી તેનાથી ઉત્તમ પ્રાર્થના કરે છે.

मूलम्

सुरतवर्धनं शोकनाशनं
स्वरितवेणुना सुष्ठु चुंबितं ।
इतररागविस्मारणं नृणां
वितर वीर नस्तेऽधरामृतम् ॥१४॥

अन्वयार्थ—હે વીર ! સુરતને વધારનાર, શોકનો નાશ કરનાર, સ્વર યુક્ત વેણુથી બરાબર ચુંબન કરાયલું, મનુષ્યોના બીજા રાગને ભુલાવનાર—એવું જે આપનું અધરામૃત છે તે અમને આપો.

श्रीसुबोधिनीजी—અધરામૃત આપો, અહિંઆં પણ અધરામૃત ગુણના આશ્રય રૂપ છે. એમાં ચાર ગુણ છે એમ કહ્યું. અહિંઆં જ્ઞાન અને વૈરાગ્ય ઉપયોગનાં નથી. પ્રથમ ઐશ્વર્યને જણાવે છે. અધરામૃત સુરતને વધારનાર છે. ગોપિકાનો પરિછિન્ન કામ તે અપરિછિન્નની સાથે સંયોગ કરવાથી કિલષ્ટ થાય છે. જેવી રીતે રસો (વૈદ્યો જે રસ આપે છે તે) ભૂખને જગાડે છે વળી આ ફક્ત કામનુંજ પોષણ કરે છે એવું નથી પણ સર્વ અંતઃકરણના દોષનું પણ નિવારણ કરે છે. માટે "શોકના નાશક" પદથી જ્ઞાન વૈરાગ્યનું નિરૂપણ કર્યું. વળી ઐશ્વર્ય ધર્મને પણ જણાવ્યો. હવે યશોરૂપને કહેછે. "સ્વર યુક્ત નાદથી બરાબર ચુંબન કરાયેલું" નાદના જાણનાર યશનું કીર્તન કરે છે. અને વેણુ પરમ ભક્ત છે તેથી તેણે પણ અધરામૃતને ચુંબન કર્યું એમ કહ્યું છે, પાન કર્યું એમ નહિ. "પુરૂષોના બીજા રાગ ભૂલાવનાર" આ વિશેષણ શ્રીરૂપ છે. શ્રી સર્વનું વિસ્મરણ કરાવે છે. પોતેજ પુરૂષાર્થ હોવાથી પ્રમેય બલ કહ્યું છે. પ્રથમ પ્રમાણ બળની વાત કરી. "શોકનો નાશ કરનાર" એનાથી ફલનું બલ જણાવ્યું. "સુરતની વૃદ્ધિ કરનાર" એમ કહીને સાધનબળ જણાવ્યું. આ પ્રમાણે ચાર પ્રકારના પુરૂષાર્થનું આપનાર હોવાથી જાતેજ (અધરામૃત) પુરૂષાર્થ રૂપ છે. જોકે અમારા જેવા અનઅધિકારી જેને પુરૂષાર્થ દુર્લભ છે તેને આ અધરામૃત ન આપી શકાય એવું હોયતો પણ તેનું વિતરણ અમને કરો. વિતરણ ગુણથી આપી શકાશે. વીર શબ્દથી એમ જણાવે છે કે તે સિવાય આપનામાં શૌર્ય બીજી રીતે સંભવશે નહિ.

विवेचन—અહિંઆં અધરામૃતની પ્રાર્થના કરવામાં આવી છે. અધરામૃત પણ ગુણાધાયક છે. તેના ચાર વિશેષણો શ્લોકમાં વાપર્યાં છે. પ્રથમ "સુરતને વધારનાર" વિશેષણ વાપર્યું છે તેનાથી અધરામૃતનું સાધનબળ જણાવ્યું છે;

વળી તે શોકનું નાશક છે, આથી તેના ફળબળનું નિરૂપણુ કર્યું. વળી તે વેણુથી ચુંબિત છે." આમાં પ્રમાણુબળ છે અને "મનુષ્યોના બીજા રાગને ભૂલાવનાર" એ વિશેષણથી પ્રમેયબળ જણાવ્યું છે. આ પ્રમાણે અધરામૃતમાં ચારે પુરષાર્થ છે–પુરૂષાર્થ આપનાર છે. વળી અહિંઆં આ ચાર વિશેષણોથી ઐશ્વર્ય, જ્ઞાન વૈરાગ્ય, યશ અને શ્રી એ ચાર ગુણોનું નિરૂપણુ કર્યું. એટલે પ્રભુના અધરામૃતમાં આ ચાર ગુણો છે. સુરતનું વધારનારૂં અધરામૃત કહ્યું છે તેનું કારણુ એછેકે જેમ કોઇપણુ રસનું સેવન કરવામાં આવે તો તેથી ક્ષુધા સતેજ થાય છે તેમ અધરામૃતનો આસ્વાદ કામનેજ જાગ્રત કરે છે એટલુંજ નહિ પણુ અંતઃકરણના દોષો પણુ દૂર કરે છે. આમાં ઐશ્વર્ય ગુણુ જણાવ્યો છે, "શોકનાશક" કહીને તેની જ્ઞાનરૂપતા વર્ણવી છે. "વેણુનાદથી ચુંબિતા" એથી યશ ગુણુગાનનું નિરૂપણુ કર્યું છે કારણુકે નાદને જાણુનારા યશને વખાણે છે. "માણુસોના ઇતર રાગને ભૂલાવનાર" આ વિશેષણથી શ્રીધર્મને જણાવ્યો છે. શ્રીજ ગર્વ ભૂલાવી દે છે. ગોપીઓ કહે છે કે હે પ્રભુ જો કે અમે આપના અધરામૃતને લાયક નથી, કારણુકે આપનું અધરામૃત સાધન–પ્રમાણુ–પ્રમેય અને ફલ એમ ચાર બળયુક્ત છે. સર્વ પુરૂષાર્થ યુકત છે; જ્યારે પુરૂષાર્થ અમને તો દુર્લભ છે. આ રીતે અમે અધરામૃતનો આસ્વાદ લેવાને અધિકારી નથી પણુ આપ વીર છો. વીરનું પરાક્રમ અનધિકારીને અધિકાર આપવામાં છે. આપ જો અમને એ રસનું દાન નહિ કરો તો અન્ય કોણુ કરશે ? આપના જેવો બીજો કોણુ વીર છે ? અમે તો બીજા કોઇને વીર જોતા નથી. માટે ગમે તેમ થાય તોપણું આપ અમારા ઉપર કૃપા કરો અને અધરામૃતનું પાન અમને કરાવો.



આ પ્રમાણે ત્રણુ પ્રકારની ગોપીઓને જણાવીને ફરીથી તામસી પણુ ત્રણુ પ્રકારની અહિઆં જણાવે છે સાત્ત્વિક તામસી ગોપીઓ દેવને નિંદે છે. તામસ તામસી ભગવાનને નિંદે છે અને રાજસ તામસી પોતાને નિંદે છે.

## मूलम्

अटति यद्भवानह्नि काननं
त्रुटि र्युगायते त्वामपश्यता ॥
कुटिलकुंतलं श्रीमुखं च ते
जड उदीक्षतां पक्ष्मकृद् दृशाम् ॥१५॥

अन्वयार्थ—જ્યારે આપ દિવસે વનમાં ફરો છો તે વખતે આપને નહિ જોવાથી એક ક્ષણુ અમને યુગ સમાન લાગે છે. આપના ખીટળીયાલા કેશવાળો

શ્રીમુખને (સાયંકાળે) અમે જોઇએ છીએ ત્યારે આંખની પાંપણો કરનાર બ્રહ્મા જડ છે એમ અમે કહિયે છીએ.

શ્રીસુબોધિનીજી—આપ દિવસે જંગલમાં ફરોછો ત્યારે દિવસે અમને પળ યુગ બરોબર લાગે છે. તેનું કારણ આપને અમે જોતાં નથી તે છે. જ્યારે ફરીથી જોઇએ છીએ ત્યારે ખીટળીયાળા કેશવાળા આપના શ્રીમુખનાં દર્શન કરનાર અમારી આંખોની પાંપણ કરનાર બ્રહ્મા જડ છે, એમ અમે કહીએ છીએ. જેમ દેવો [1]અલૌકિક દ્રષ્ટા હોય છે માટે બ્રહ્મા તેમની (આંખમાં) પાંપણો કરતા નથી, તેમ એમના કરતાં અમે પણ વધારે અલૌકિક દ્રષ્ટા છીએ માટે અમારી આંખમાં પાંપણો કરવી તે બ્રહ્માને માટે અનુચિત છે. આ પ્રમાણે બ્રહ્માએ અનુચિત કર્મ કર્યું છે. માટે તે જડ છે. દેવો ઘણો કાળ જીવે છે તેમ અમે પણ જીવીએ છીએ. જો ગમન સાર્થક થાય તો પણ કાંઇ ચિંતા નથી. પણ દિવસે જંગલમાં ફરે છે. જંગલમાં કોઇપણ પુરૂષાર્થ નથી. અમારે બહાર જવું સંભવતું નથી.

ટિપ્પણ—(૧) દેવ લોકો મનુષ્ય લોકની માફક જોતા નથી, માટે તેમનાં નેત્રમાં પાંપણો હોતી નથી. શ્રીગોપીજન કહે છે કે દેવો કરતાં પણ અમે વધારે અલૌકિક વસ્તુનાં જોનાર છીએ. અમેતો કેવળ પ્રભુનાંજ દર્શનનાં અભિલાષી છીએ, તો શામાટે એ બ્રહ્માએ અમને પાંપણો આપી હશે ખરેખર એ જડ હશે. તેને બિલ્કુલ લાગણીજ નથી. અમારી આંખોજ, પાપણોનો એમાં અંતરાય પડવાથી અમને કેટલું દુઃખ આપે છે તેનું ભાન બીચારા બ્રહ્માને નથી.

વિવેચન—અહિં ગોપી (સાત્વિક તામસી) કહે છે "હે પ્રભુ! આપ જયારે વનમાં ફરોછો ત્યારે અમને એટલું બધું વિરહનું દુઃખ થાય છે કે એક પળ પણ અમને યુગ જેટલી લાગે છે. કારણકે આપના દર્શન સિવાય અમારાથી રહી શકાતું નથી. પણ જ્યારે આપના મુખનું દર્શન કરીએ છીએ, ત્યારે અમને એ મુખ એટલું બધું સુંદર લાગે છે, અને તેના દર્શનમાં એટલી બધી આસક્તિ અમને થાય છે, કે દર્શન કરતી વખતે આંખની પાંપણનું જો સ્હેજ મટકું થાય તો અમને તે પાંપણના બનાવનાર બ્રહ્મા તરફ ક્રોધ થઇ આવે છે, કારણકે તેણે પાંપણ બનાવી તોજ અમારા દર્શનમાં મટકા જેટલો પણ અન્તરાય પડયો. બ્રહ્માએ અમારી આંખમાં પાંપણ કરી, તે ઘણું અનુચિત કામ એણે કર્યું છે. માટે અમે એમને જડ કહીએ છીએ. ભલે બ્રહ્મા પોતાના મનમાં પાંપણ કરવાથી હર્ષ પામે, અને પોતાની બુદ્ધિની પ્રશંસા કરે પણ અમેતો એને જડજ કહીએ છીએ. અને ખરેખર તે એ જડ નામનેજ આધકારી છે. જો દેવલોકને બ્રહ્માએ પાંપણો નથી આપી તો શામાટે એણે અમને આપી છે? અમે પણ દેવના જેવાં અલૌકિક દ્રષ્ટા છીએ. આવું અનુચિત કામ કરવા માટે અમે એ બ્રહ્માની કેમ નિંદા ન કરીએ? આટલા માટેજ અમે એને જડ કહીએ છીએ.

આ પ્રમાણે ભગવાને તેમનું (ગોપીઓનું) દેવત્વ સંપાદિત કર્યું છે (ભગવાને તેમને દેવ-દેવની માફક અલૌકિક દ્રષ્ટા બનાવ્યાં છે) પણ બ્રહ્મા મૂર્ખ છે, કારણકે તેમની આંખમાં પાંપણ કરી છે. હવે તેમનાથી પણ હીન ગોપીઓ કહે છે.

**मूलम्.**

**पतिसुतान्वयभ्रातृ बांधवा-**
**नतिविलंघ्य तेंत्यच्युतागताः ।**
**गतिविदस्तवोद्गीतमोहिताः**
**कितव योषितः कस्त्यजेन्निशि ॥१६॥**

अन्वयार्थ—હે અચ્યુત! અમે પતિ, પુત્ર, કુટુંબ, ભાઇઓ, સગાંઓનું ઉલ્લંઘન કરીને આપની નજીક આવ્યાં છીએ. આપના ગીતથી અમે મોહિત થયાં છીએ. આપ પણ અમારા આગમનનું કારણ જાણોછો. હે કપટી ! રાત્રિના વખતે આપના વિના બીજો કયો પુરૂષ સ્ત્રીઓનો ત્યાગ કરે. ?

श्रीसुबोधिनीजी—હે અચ્યુત કહેતાં પોતે કામની નિવૃત્તિથી ભય રહિત! પતિ, પુત્રો, વંશજ, ભાઈ, સંબંધિઓ એ બધાંનું ઉલ્લંઘન ન કરવું જોઇએ, છતાં પણ હમે ઉલ્લંઘન કરીને આપની નજીક આવ્યાં છીએ. આપ સર્વની ગતિ જાણોછો માટે ગતિવિદ્ છો. સર્વથી જેટલી ગતિ થાય છે તેને આપ આપોછો. અથવા અમે ગતિનાં જાણનારાં છે. એટલે ભજનમાં-ભગવદ્ભજનનું તારતમ્ય જાણીએ છીએ. વળી આપના ગીતથી પણ અમે મોહિત થયાં છીએ. માટે મોહ ઉત્પન્ન કરીને અમને અહિંઆં આણ્યાં, અને પછીથી ઉભયના ભ્રંશ માટે અરણ્યમાં રાત્રે સ્ત્રીઓનો કોણ ત્યાગ કરે ? કોઇ વખતે પણ સ્ત્રીઓનો ત્યાગ કરવો જોઇએ નહિ. ખાસ કરીને અરણ્યમાં તો નહિજ. તેમાં વળી રાતના સમયે સ્ત્રીઓનો ત્યાગ ન કરવો જોઇએ. "કિતવ" (કપટી) કહેવાનું પ્રયોજન એ છે કે જે કામ માટે અમને અહિંઆં બોલાવ્યાં, તેતો સિદ્ધ કર્યું નહિ, માટે આપ કપટી છો. કપટીનાં અમે સંબંધિ છીએ, માટે અમારો તેમનામાં પ્રવેશ નથી.

विवेचन—પૂર્વ શ્લોકમાં ગોપીએ બ્રહ્માની નિન્દા કરી. અહિંઆં ભગવાનની નિન્દા કરે છે. આ તામસ તામસી ગોપીઓ છે. તે ભગવાનને પ્રથમ અચ્યુત કહીને સંબોધે છે. "અચ્યુત" એટલે કામની નિવૃત્તિથી ભય રહિત-પણ પછી ભગવાનની નિન્દા કરવાને "કપટી" કહે છે. કપટી કહેવાનું કારણ એ છે કે ગોપીઓ ભગવાનની સાથે સંભોગ સુખની અભિલાષાએ પતિ-પુત્ર કુટુંબ, ભાઇ સગાંવહાલાંઓ એ સર્વનો ત્યાગ કરીને પ્રભુની નિકટ અરણ્યમાં ગયાં છતાં પણ પ્રભુતો તેમના તરફ દ્રષ્ટિ પણ કરતા નથી, પોતાના ગીતથી તેમને

મોહિત કરીને તેમને પોતાના તરફ આકર્ષણ કર્યું, પણ જ્યારે તેઓ પ્રભુની સંમુખ ગયાં, ત્યારે પ્રભુએ કપટલીલા કરીને તેમનો ત્યાગ કર્યો. આમ કરવું શું ભગવાનને શોભે ? જેમ અમારી પાંખમાં પાંપણ બનાવનાર બ્રહ્માને અમે જડ કહીએ છીએ તો પછી, આપને અમે કપટી કહીએ તેમાં શું ખોટું ? શું આપ અમારી સાથે આ કપટલીલા કરતા નથી ? જો આપ એમ કહેતા હોકે આ કપટલીલા નથી તો શામાટે આપ અમારો ત્યાગ કરોછો ? શાસ્ત્રકારોએ પણ કહ્યું છે કે સ્ત્રીઓનો તો ત્યાગ નજ કરવો જોઈએ. તેમાં અરણ્યની અંદર અને ખાસ કરીને રાત્રિના કાળે તો તેમનું રક્ષણ કરવું જોઈએ. પણ આ શાસ્ત્રની આજ્ઞાનું પણ આપ ઉલ્લંઘન કરોછો. જો અમારામાં સંસારની આસક્તિ રહી હોય, તો આપ અમારો ત્યાગ કરો તે વાસ્તવિક છે પણ આપ જાણોછો કે અમેતો સંસારનાં સર્વ બંધનોનો ત્યાગ કરીને અહિં આવ્યાં છીએ; એટલે, સંસાર ઉપર અમારી રૂચિજ નથી. સંસાર અમને ખારો લાગે છે. તમે પણ અમારા આગમનનું કારણ જાણોછો. તમે ભલે આ ઘોર રાત્રિને વિષે આવા અરણ્યની અંદર અમારો ત્યાગ કરો, અને જે સંસારના બંધન છોડીને અહિં આવ્યાં છીએ ત્યાં આપ અમને પાછા મોકલો, પણ હવે અમેતો પાછાં જવાનાંજ નથી. માટે હવે આપની કપટલીલાનો ત્યાગ કરીને અમે જે સુખની અભિલાષાએ અહિંઆં આવ્યાં છીએ, તે સુખનું દાન અમને કરો તો ઘણું સારૂં. આપે અમારી બહુ પરીક્ષા કરી. હવે અમારૂં ધૈર્ય રહેતું નથી.

[અહિંઆં ભગવાનને "કિતવ" કપટી કહ્યા છે, માટે ત્યાં વ્યાજસ્તુતિ નામનો અલંકાર છે. વ્યાજસ્તુતિમાં દેખીતી નિન્દા અગર સ્તુતિ હોય પણ કવિનો હેતુ સ્તુતિ અગર નિન્દા કરવાનો હોય છે. અહિંઆં દેખીતી રીતે પ્રભુની નિંદા કરીછે. પણ ખરી રીતે તો સ્તુતિજ છે, માટે વ્યાજસ્તુતિ નામનો અલંકાર છે.]

---

પછીથી ઉત્તમ ગોપી પોતાની જાતને નિંદે છે.

**मूलम्.**

**रहसि संविदं हृच्छयोदयं**
**प्रहसिताननं प्रेमवीक्षणम् ।**
**बृहदुरः श्रियो वीक्ष्य धाम ते**
**मुहुरतिस्पृहं मुह्यते मनः ॥१७॥**

**अन्वयार्थ**—એકાંતમાં આપની સાથે થયેલી વાતચીત, તેથી થયેલો કામનો ઉદય, આપનું હસતું મુખ, પ્રેમ પૂર્વક જોવું, લક્ષ્મીના ધામરૂપ આપનું વિશાળ ઉરઃસ્થળ (છાતી)—આ બધું વિચારીને અમારૂં મન વારંવાર મોહ પામે છે.

શ્રીસુબોધિનીજી—અમારૂં મન ઘણી ઈચ્છાવાળું હોવાથી મોહ પામે છે. ત્યાં [1]ત્રણ ગુણ યુક્ત ત્રણ કારણો છે. [2]વાક્ય, હાસ્ય અને ઉર:સ્થળ કામના આનંદના અધિકારી છે. એકાન્તમાં કરેલી વાર્તા [3]અગર જ્ઞાન, અને તેને લીધે ઉત્પન્ન થયેલો કામ, વળી હાસ્ય કરતું મુખ, અને પ્રેમથી જોવું તે; લક્ષ્મીના સ્થાનરૂપ વિશાળ છાતી આ છ અમારા મનને મોહિત કરે છે. અથવા તો આ [4]છ ભગવદ્રૂપના ગુણો લઈ શકાય. જેનાથી એકાન્તમાં ગોષ્ઠિ થાય છે. એવા આપને જોઈને મન વારંવાર મોહ પામે છે. વળી જેનાથી કામનો જે ઉદય થાય છે હાસ્યયુક્ત જેમનું મુખ છે જેમનું પ્રેમ સહિત અવલોકન છે, એવા આપને (જોઈને અમારૂં મન મોહ પામે છે). વળી લક્ષ્મીના ધામરૂપ આપની વિશાળ છાતી જોઇને" પણ અમારૂં મન મોહ પામે છે. એમ કહીને ભગવદ્રૂપમાં પ્રમાણાદિનું બલરૂપ કહ્યું. વક્ષસ્થળમાં પોતાની સ્થિતિ માટે [5]યશ અને શ્રીનું નિરૂપણ કર્યું. મુખદર્શનથીજ પ્રહસિત હોવાથી પૂર્વ સ્થિતિનો [6]અભાવ છે. પછી કામ થાય છે. પ્રેમસહ અવલોકનથી તે સ્થિર થાય છે. પછીથી સ્ત્રની [7]યોગ્યતા બને છે. પછી પ્રથમ વિશેષણથી ભોગ ચાતુર્ય થાય છે. આ પ્રમાણે સર્વ થશે એવી સ્પૃહાવાળું મન વારંવાર મોહ પામે છે. પદાર્થ ન મળવાથી તો ફક્ત મોહજ પામે, પણ અહિંઆં તો વારંવાર મૂર્ચ્છા થાય છે તેથી જીવન અને મરણ એમાંથી એક પણ અહિંઆં નથી માટે આ જીવનને ધિક્કાર છે એવો અર્થ છે.

ટિપ્પણ—૧ ત્રણ ગુણયુક્ત ત્રણ કારણો ગોપીઓનાં મનને મોહ કરે છે: એમ શ્રી સુબોધિનીજીમાં કહ્યું છે. આ ત્રણ ગુણ તે માધુર્ય, સુંદર વાક્ય, વિદ્વાનોને મનોજ્ઞ (મનોહર) હોવાપણું. (૨) "એકાન્ત સ્થાનમાં ગોષ્ઠિ" આથી વાક્ય કહ્યું છે, "કામનો ઉદય" એ શબ્દથી કામનો બોધક જણાવ્યો છે, "હાસ્ય યુક્ત મુખ"થી હાસ્ય જણાવ્યું છે અને પ્રેમથી જોવામાં, તેના આનન્દનો બોધક દેખાડયો છે, વિશાળ છાતીથી ઉર કહ્યું છે. "મન અતિસ્પૃહાવાળું છે" એ વિશેષણથી તેના અધિકારીના બોધક કહ્યા છે, આ રીતે શ્લોકમાં વિશેષણોનો વિભાગ સમજવાનો છે (૩) આ પક્ષ લઇએ તો વાક્ય, હાસ્ય, વગેરે ઉપર જણાવેલો ક્રમ સમજવાનો નથી. અથવા વાકયના સ્થાનમાંજ જ્ઞાન ગણવું જોઇએ. (૪) આ છ એટલે પ્રમાણાદિ ચાર બળ, યશ અને શ્રી છે. (૫) છાતી વિશાળ હોવાથી તેમાં યશોગુણ છે એમ કહ્યું કારણ યશ વિસ્તારવાળો હોય છે (૬) હાસ માયા હોવાથી તે પૂર્વ સ્થિતિનો નાશ કરે છે (૭) છાતી શ્રીનું ધામ હોવાથી અહિંઆં યોગ્યતા દર્શાવી છે.

વિવેચન—આ શ્લોકમાં રાજસ તામસી ગોપીનાં વચન છે. તે દેવની નિંદા, અગર ભગવાનની નિન્દા કરતાં નથી. પણ પોતાની જાતનીજ નિંદા કરે છે. તે કહે છે હે પ્રભુ અમારૂં મન અત્યન્ત ઈચ્છાવાળું હોવાથી તે આપની એકાન્તની વાર્તાઓ, અને તેથી કામનો ઉદય, હાસ્યયુક્ત મુખ અને પ્રેમ સહ જોવું તે, લક્ષ્મીના ધામ રૂપ ઉર:પ્રદેશ તેને જોઇને અમારૂં મન મોહ પામે છે.

મોહ પામવાનાં ત્રણ કારણો છે. વાક્ય, હાસ્ય અને ઉર: એ દરેક કારણ ત્રણ ગુણથી યુક્ત છે. માધુર્ય, સુંદરતા અને વિદ્વાનોના મનને રંજન કરે એવી આહ્‌લાદકતા એ ત્રણ ગુણોથી યુક્ત એ ત્રણ કારણો છે. પ્રથમ કારણ વાકય છે. પ્રભુની સાથે એકાન્તમાં કરેલી વાર્તાઓથી કામ ઉદય પામે છે. બીજા કારણથી પ્રભુનું મુખ હાસ્યયુક્ત છે, અને તેથી તે પ્રેમ સહ અવલોકે છે. ત્રીજું કારણ ઉર: છે. પ્રભુનું ઉર:સ્થળ વિશાળ છે તથા તે શ્રીના ધામ રૂપ છે. આ ત્રણ કારણોથી અમારૂં મન વારંવાર મોહ પામે છે. વારંવાર મૂર્છા પામતું હોવાથી જીવન પણ અમને નીરસ લાગે છે. આથી મરણ હોયતો વધારે સારૂં. આ મોહથી જે દુ:ખ અમને ઉત્પન્ન થાય છે તે અમારાથી સહન થતું નથી. માટે હે પ્રભુ જો આપ અમને સુખી કરવા માગતા હો તો અમારા મનને મોહજાળમાંથી મુક્ત કરીને, હૃદયને જેમ સંતોષ થાય તેમ કરો અને જો એમ ન કરો તો અમને અમારા પ્રાણ ત્યાગ કરવાદો. પણ આપ વિલંબ કરોછો તેથી અમારાથી હવે વધુ વખત જીવી શકાતું નથી. અમારૂં ધૈર્ય રહી શકતું નથી. અરેરે અમારા જીવનને ધિક્કાર છે કે આપ અમારી આવી દયાજનક સ્થિતિ જૂઓછો છતાં પણ કૃપા કરતા નથી.

---

વળી અનન્ય પૂર્વા અત્યાર સુધી મનોરથમાં અભિનિવિષ્ટ હતી તે હવે પ્રાર્થના કરે છે.

**मूलम्.**

**व्रजवनौकसां व्यक्तिरंग ते**
**वृजिनहंत्र्यलं विश्वमंगलं।**
**त्यज मनाक्च नस्त्वत्स्पृहात्मनां**
**स्वजनहृद्रुजां यन्निषूदनम् ॥१८॥**

अन्वयार्थ—હે ભગવાન્! આપનું પ્રાકટ્ય વ્રજ વાસિઓના પાપને હણનારૂં છે, તથા જગત્‌ને કલ્યાણ કરનાર છે, માટે જે આપની ઈચ્છાવાળી ગોપીઓના હૃદયના રોગનો નાશ કરે તેવું કંઇક (ઔષધ) અમને આપો.

श्री सुबोधिनीजी—આપનું આ પ્રાકટ્ય વ્રજ વાસિઓના પાપને હણનાર છે. વિશ્વનું પણ ઘણુંજ મંગલરૂપ દોષ નિવર્તક છે. ખાસ કરીને અમને તો કલ્યાણકારક છેજ. સર્વના ગુણના આશ્રય રૂપ છે. માટે અમને કંઇક (ઔષધ) આપો. આપવાનું આવશ્યક કારણ કહે છે. આપનામાંજ સ્પૃહાયુક્ત જેનો આત્મા અગર અંત:કરણ છે એવી અમે ગોપીઓ છીએ. શું આપવું જોઇએ તો કહે છે જેનાથી આપની ગોપીઓના હૃદયના રોગ નાશ થાય એવું કંઈક આપો. પૂરેપૂરી રીતે રોગનો નાશ કરે એવું આપો. કેટલાકનાં પાપનો નાશ

કરોછો, કેટલાંકને ફૂલનું દાન કરોછો તો અમારા પણ રોગના નિવર્તક થાવ એમ કહે છે.

વિવેચન—આ ઉક્તિ અનન્ય પૂર્વાની છે. તે કહે છે હે પ્રભુ આપના અવતારનો હેતુ વિશ્વને કલ્યાણ કરવું તથા વ્રજ વાસિઓનાં દુઃખનું નિવારણ કરવું એ છે. આ પ્રમાણે બીજાના ઉપર ઉપકાર કરવાનોજ આપના પ્રાકટયનો હેતુ છે. જો એ પ્રમાણે હોયતો શામાટે અમારા ઉપર આપ ઉપકાર કરતા નથી ? શું અમે તેને લાયક નથી ! આખા વિશ્વનું અને વ્રજવાસિઓનું કલ્યાણ કરોછો તો અમારા ઉપર કલ્યાણ કરતાં શામાટે આપ અચકાવ છો ? અમેતો આપનીજ છીએ. આપના તરફજ અમારાં હૃદય ખેંચાયાં છે. એટલે અમારૂં અંતઃકરણ તથા હૃદય આપના મયજ બની ગયું છે. આપની સાથે સુખની અન્યન્ત તીવ્ર ઉત્કણ્ઠા અમારા હૃદયમાં પ્રકટ થઈ છે. અમે હૃદયના વ્યાધિથી પીડિત થયાં છીએ. જો આપ એ વ્યાધિને દૂર કરે એવું કોઈપણ ઔષધ આપશો નહિ તો જરૂર એ વ્યાધિ અમને ઘણીજ પીડા કરશે, અને પછી અમારી શી અવસ્થા થશે, તે અમે કહી શકતાં નથી. માટે હે પ્રભુ, હવે આપ અમારી આ સ્થિતિને જોઈને, અમારા હૃદયના રોગને દૂર કરવાને જે જે ઉપાય આપને કરવો યોગ્ય લાગે તે સત્વર કરો. આપ સિવાય બીજું કોઇપણ એ રોગને દૂર કરી શકે તેમ નથી. માટે આપનું મૌન હવે છોડીદ્યો, અને અમારી ઉપર કૃપા કરો.

---

કોઇ એક રાજસ તામસી ખેદ સહ કહે છે.

## मूलम्.

यत्ते सुजातचरणांबुरुहं स्तनेषु
भीता शनैः प्रियदधीमहि कर्कशेषु।
तेनाटवीमटसि तद्व्यथते न किंस्वित्
कूर्पादिभिर्भ्रमति धीर्भवदायुषां नः॥१९॥

अन्वयार्थ—હે પ્રિય ! આપનાં સુંદર ચરણકમળને અમારા કર્કશ સ્તન ઉપર ભીતિથી ધીમે ધીમે મૂકીએ છીએ, તો પછી આપ જ્યારે વનમાં પધારો છો તે સમયે ઝીણી ઝીણી કાંકરીઓથી આપના ચરણકમળ પીડા પામતા હશે એમ વિચારીને, આપ જેનું જીવન છે એવાં અમને શામાટે દુઃખ થાય નહિ ? એવા વિચારથી અમારી બુદ્ધિ ભ્રમમાં પડે છે.

श्रीसुबोधिनीजी—સુંદર ચરણકમળને ડરતાં ડરતાં ધીમે સ્તન ઉપર મૂકીએ છીએ. ધીમે મૂકવાનું કારણ શું તો કહેછે એ સ્તન કર્કશ છે. "પ્રિય" સંબોધનથી

સ્નેહથી ધારણ કરીએ છીએ એમ કહ્યું છે. સુજાત–સુંદર એમ કહીને એવું જણાવ્યું છે કે તે મહાન્ બરાબર પ્રકારે ઉત્પન્ન થયલું શીતલ સુગન્ધિ અને તાપનાશક થાય છે. માટેજ સ્તન ઉપર સ્થાપન–પ્રિય હોવાથી હિમતથી સ્થાપન તે અતિ કોમલથી અમારો ત્યાગ કરીને અમારા દોષથી હાલમાં વનમાં ફરોછો. પોતે સુખે રહીને બીજાંને દુ:ખ આપવાને સમર્થ હોય તો આપે જાતે દુ:ખની પ્રાપ્તિ કરીને બીજાંને દુ:ખી કરવાં નહિ. ત્યાં સંદેહ છે આપને દુ:ખ થાય છે કે નહિ ? શું વ્યથા થતી નથી ? થાયછેજ. કૂર્પાદિથી એટલે કાંકરી વગેરેથી તે વ્યથા પામે છે.

બુદ્ધિ કેવલ ભ્રાન્ત થાય છે. જો વ્યથા થાય છે એમ નિશ્ચય થાય તો બુદ્ધિ શાંતજ થાય છે. ( અમારી બુદ્ધિ મૂર્છિત થાય છે ) જ્યારે ફરીથી વનમાંથી આવે છે ત્યારે સંદેહ થાય છે. તેમાં હેતુ એછે કે આપજ અમારૂં આયુષ્ય છે. આપની લીલાને માટેજ આયુષ્ય છે. પ્રથમ ખેદથી મનની પીડાનું નિરૂપણ કર્યું. હવે મૂર્છાનું નિરૂપણ કરે છે. આ પ્રમાણે સર્વની મૂર્છા પર્યંત સ્થિતિ જાણવી જોઇએ. વળી લીલા પ્રવેશમાં પ્રલાપ, અને સ્વરૂપ સ્થિતિમાં ગાન એ પ્રમાણે આ રીતે જ્યાં સુધી સાધનનો પરિક્ષય ત્યાં સુધી તેમના તાપનું નિરૂપણ કર્યું.

વિવેચન—આ શ્લોકમાં રાજસતામસીની ખેદયુક્ત યુક્તિ છે. અહિંઆં ગોપીને પ્રભુ માટે ઘણો પ્રેમ થાય છે માટે કહે છે હે પ્રિય, આપનું ચરણકમળ એટલું સુંદર અને કોમળ છે કે તેને અમારા કર્કશ સ્તન ઉપર પણ મૂકતાં અમે ડરીએ છીએ. શામાટે ડર થાય છે ? તો તેનું કારણ કહે છે કે અમારા સ્તન કર્કશ છે અને તેથી આપના કોમળ ચરણને તેની કર્કશતાથી વ્યથા થાય, તો પછી હે પ્રભુ, આપનાં ચરણ જ્યારે વનમાં કાંટા, કાંકરીવાળી જગ્યાએ ફરતાં હશે તે સમયે આપના ચરણને શી વ્યથા થતી નહિ હોય ? અને તે વ્યથાના વિચારથી અમને કેટલો ખેદ તથા પરિતાપ થતો હશે તેનો પણ આપ વિચાર કરો ? માટે હે પ્રભુ આપ વનમાં હવે ન પધારો–તેથી આપને અત્યન્ત શ્રમ પહોચશે. આપને શ્રમ પહોંચે તેથી અમને પણ ખેદ થાય છે. અહિંઆ પ્રભુના ચરણને કમળની સાથે સરખાવ્યું છે. અને તેને માટે "સુજાત" વિશેષણ વાપર્યું છે. તેથી ચરણની મહત્તા દર્શાવી છે. તેને કમળની સાથે સરખાવામાં કમળમાં રહેતા ગુણો–શિતલત્વ, સુંદરત્વ, તાપનાશકત્વ, તથા સુગન્ધયુકતત્વ–પ્રભુના ચરણ કમળમાં છે એમ ગોપીઓ કહે છે, એ ચરણમાં એ બધા ગુણો છે તેથીજ તેમને તે પ્રિય છે. અને પ્રિય હોવાથી હે પ્રભુ અમે સ્નેહથી અમારા કોમળ ઉર: પ્રદેશમાં તેને સ્થાપન કરવા પ્રાર્થીએ છીએ. આવા નાજુક અને સુંદર ચરણે કાંટાવાળા વનના પ્રદેશમાં ફરવું ન જોઈએ. કમળની સ્થિતિ તો જળયુકત સરોવરમાં હોય તેમ આપના ચરણની

સ્થિતિ રસયુકત પ્રદેશમાં હોવી જોઇએ ઉર "પ્રદેશ" અહિંઆં રસયુકત પ્રદેશનું સૂચન કરે છે. પ્રભુના ચરણની સ્થિતિ ઉન્નત પ્રદેશમાં હોવી જોઇએ. ઉર પ્રદેશ તે ઉન્નત પ્રદેશના અર્થનો બોધ કરે છે. અર્થાત્ પુષ્ટિ ભકિતના ઉન્નત શિખર પ્રદેશમાં જ્યારે ભકતનું હૃદય આરૂઢ થાય છે ત્યારે તે હૃદય રસ સરોવરના તટને અવલોકે છે અને તેમાં મજ્જન કરવાને ભાગ્યશાળી થાય છે.

રસ સરોવરના શીળા તટ ઉપર શાન્તિની કુન્જો આવેલી છે, જ્યાં તે સુંદરતાના ઓઘ અને રસિકતા રૂપી મેઘની ઘટાની છાયાઓ પથરાયલી જુએ છે; અને આ ઘટામાં રસેશ પ્રભુની સક્ષાત્ મૂર્તિ પોતાના હાસ્યથી તેજના અંબારને પાથરીને નૃત્ય કરી રહેલી હોય છે એ ભગવન્મૂર્તિનાં દર્શન કરવાને ઉત્તમ કોટિના ભગવદીયોને ઇચ્છા થાય એ સ્વભાવિક છે તેને માટે તેમને તાપ, વિરહ કલેશ ઈત્યાદિ પણ થાય એ સ્વભાવિક છે. પણ ભગવાન તેમના કોમળ ચરણકમળને કણ્ટકથી પૂર્ણ નીચલી ભૂમિમાં ફેરવે તો તેથી તે ભકત હૃદયને અત્યન્ત ગ્લાનિ થાયજ. માટે ગોપીજન પ્રભુને પ્રાર્થના કરે છે કે હે પ્રભો ! આપનાં ચરણ કમળ અમારા ઉરઃ પ્રદેશ ઉપર સ્થાપન કરવાદો



# परिशिष्टम्

( શ્રીગોપીગીતના શ્લોક. ૭ માં ટિપ્પણ વિભાગમાં મૂકવાનું રહી ગયેલું ટિપ્પણ. )

**श्रीकृष्णाय नमः** શંકા—પ્રણામ કરનારને પાપ શી રીતે સંભવે ? ઉત્તર—એમ નથી. સ્વધર્મનું મહાત્મ્ય લોકમાં પ્રકટ કરવાને સ્વધર્મનો આવિર્ભાવ કરીને પણ દોષનો નાશ કરે છે, અધર્મથી નહિ; કારણકે ભગવાન્ તે પ્રમાણેની ઇચ્છાવાળા હોય છે. ભોગ વગર પાપનો નાશ પ્રમેયબલથીજ થાય છે માટે તે નાશ પહેલાં અપેક્ષિત છે. પ્રભુની સાથે સંબંધના અભાવમાં તે પ્રમાણે બનતું નથી, માટ સ્વધર્મલક્ષણ પ્રમેયબલથી તેમનો ઉદ્ધાર કરવાની ઇચ્છાવાળા ભગવાન્ તે પ્રમાણે કરે છે તો તેમાં કાંઇ અનુચિત નથી. શાસ્ત્રાર્થ જાણીને મનથી શરણ ગયેલાજ પ્રણત છે. દેહનું અભિમાનવાળાઓ હીન અધિકારમાં હોય તોપણ તે તેટલું સાધન મેળવે છે, જેથી ચરણકમળ પ્રકટ કરીને તે દુઃખ આપનાર હોવાથી વિરહાત્મક પાપને ઉત્પન્ન કરે છે. તેથી જીવકૃત સાધનની અપેક્ષા નથી. પોતેજ ભગવાન્ સર્વ કંઇ કરે છે. માટે અહિંઆં પણ તેમ કરવું જોઇએ એવો ભાવ છે. અથવા અહિંઆં દ્વન્દ્વ સમાસ સમજવો. સર્વ ત્યાગપૂર્વક કેવલ તેને (ભગવાનને) આધીન થવું તેમાંજ નતિ (નામ)નો પ્રકર્ષ છે. તેમાં પ્રથમનો વિરહજ પાપ શબ્દથી વાચ્ય છે, કારણકે દુઃખ આપનાર છે. તેથી નિષિદ્ધ કર્મની કૃતિથી કરાયલું પાપ છે, તે અહિંઆં માનરૂપ છે, તેમનું દુઃખ ઉચિત છે. પણ આપનો સ્વભાવ કર્ષણનો છે. બીજાનું કર્મથી પાપ ઉત્પન્ન થાય છે તે શ્રવણ કીર્તન સ્મરણ વગેરેથી દૂર કરે છે. અથવા અહિઆં કર્મધારય પણ લેવાય. પ્રકર્ષથી નમન એ સર્વાત્મભાવ છે. તે હોય ત્યારેજ પ્રભુમાં સમર્પણ માટે દેહ એટલે અભિમાનાદિ હોય છે. આ પ્રિયસ્વરૂપથી અતિરિક્ત હોવાથી સંગના પ્રતિબન્ધ તે પ્રમાણે મનાય છે, માટેજ '**विश्वतोभयात्** કહ્યું છે. ભગવાનના ગુણો પુણ્યરૂપ કહેવાય છે. હૃચ્છય (કામ) એકદમ દુઃખનો આપનાર છે. તેથી તે પણ એવો મનાય છે. તેથી તેની પ્રાર્થના કરી છે. જો કે સંગમાં ઉપયોગી છે તો પણ સંગના પ્રતિબન્ધક માનના હેતુરૂપ છે એમ જાણવું. અથવા જેમનો દેહ પ્રણત છે; અંતઃકરણાદિ નહિ, તેમનો એવો અર્થ પણ લેવાય. અથવા પ્રણતદેહિના સંબંધવાળા જાતે પ્રણત થયેલા નહિ. તેમના પણ પાપ દૂર કરનાર એવો અર્થ છે. આથી સાક્ષાત્ અથવા પરંપરાથી અનિષ્ટની નિવૃત્તિ કરે છે. વળી અંગીકૃતના પાલનમાં આપની યોગ્યતા તથા અયોગ્યતાનો વિચાર અમે જોતા નથી, કારણકે તૃણચરની પાછળ પણ આપનું ચરણકમળ ગમન કરે છે. પશુઓનું જીવન તૃણથીજ છે. તે તૃણ ગમે તેવા માર્ગમાં હોય છે. આપના અનુરોધથી તે પશુઓને આપ અટકાવતા નથી પણ તેઓ જ્યાં પોતાનું ભક્ષ્ય જુએ છે ત્યાંજ વિચાર વગર મુંજ અટવીની માફક જાય છે. તેની પાછળ તેમને અધીન થઇને આપ પણ પધારો છો. આથી અમારા જીવનનો હેતુ આપનું ચરણકમળજ છે. તે ચરણકમળનો રસ મદ ઉત્પન્ન કરનાર છે, તેથી તે માનરૂપ ઉન્માર્ગમાં ગમન કરવામાં આપે ઉપેક્ષા દર્શાવવી નહિ. કારણકે આપે અમારો અંગીકાર કર્યો છે. નહિ તો જીવનજ ટકી શકે નહિ. માટે અમને ઘણોજ કલેશ થાય છે. આથી આપેજ આ રીતિ પ્રકટ કરી છે, એમાં અમારા અંતરનો દોષ નથી એમ જણાવ્યું છે. નહિ તો કૃષ્ણના મુખમાંથી નીકળેલું વેણુગીતનું અમૃત ઉંચા કાનના પુટથી પ્રથમ પીને, અતિ સુખિતને લોકમાં લૌકિક તરીકે દેખાતાં પણ વસ્તુતઃ અલૌકિક તૃણમાં ઉપર જણાવેલા પીયુષની અતુલ્ય બનેલાં તેમાં તેમની પ્રવૃત્તિ શી રીતે થાય ? જો આપ સ્વલીલાના વિશેષ અર્થ માટે તેમની તેમાં પ્રવૃત્તિ ન કરો તો વસ્તુતઃ તો ઉક્તરૂપ તે પશુઓની તૃણમાં

રુચિ ઉત્પન્ન થાય તે માટે આપની પાછળ તેઓ આવે છે. તેથી ભક્તિરસથી પોષિત તૃણ બને છે તેથી તેમની તેમાં રુચિ થાય છે. તે રસને અમારામાં સ્થાપન કરવાથી અમને પણ તે ઈચ્છિત વસ્તુઓ આપનાર તથા પાલક બનશે. કારણ કે તેનો સ્વભાવજ છે વળી તે શ્રીનું સ્થાન છે તો તેની જાતનાં અમારામાં પણ તેનું સ્થાપન કરવું ઉચિત છે. વળી તે નાયિકા હોવાથી રસને પોષણ કરતી વખતનો સંબંધ ઇષ્ટ છે, તૃણ સંચાર નહિ, ક્રમથી આ બે વિશેષણથી આટલું જણાય છે. અહિંઆં પોતાને સાક્ષાત્ સંબન્ધનો સમય નહિ મળવાથી શ્રીએ વિચાર કર્યો—પ્રભુ પશુઓને તૃપ્તિ થાય તેવી રીતે ચારીને સંધ્યાકાળે વ્રજમાં તેમને લઇ જઇને રાત્રે સ્વપ્રિયાઓની સાથે ક્રીડન કરશે. ત્યારે તે સંબન્ધથી રમણની માફક મારે પણ સંબન્ધ થશે. તેથી શ્રીનું દૂર પર્યંત હૃદય છે. તેની પાછળ જવાથી રજથી તથા શ્રમથી સૌંદર્યના અભાવની શંકા પણ દૂર કરી છે. તેથી જેમ જેમ ચારણ કરે છે, તેમ તેમ શોભાની અતિશયતા જણાય છે; અથવા પશુઓની પાછળ ગમન કરવામાં અતિશય સ્નેહથી કણ્ટક વગેરેના સ્પર્શની શંકાથી પોતે સૂક્ષ્મરૂપથી ચરણ-કમલના તલમાં, સ્થિત થઇને તે સંબંધનું વારણ કરે છે, તે વખતે પોતે પશુઓને દોરી જાય તો આગળ વિષપાનરૂપી અનિષ્ટ સંબંધ થાય, પણ તેઓ સ્વેચ્છાથી જાય છે, પ્રભુ તેમની પાછળ તેમને અધીન હોવાથી પધારે છે માટે આગળ અનિષ્ટ સંબન્ધમાં તેના નિવા-રણ માટે કમળ તરીકે અતિ સુકુમાર પદને અતિક્રૂર સ્થાનમાં પણ મૂકે છે ત્યારે વ્રજવાસિના અતિસ્નેહની પરીક્ષા વખતે અતિ સંતોષથી તે દ્વારા સંપન્ન થાય છે; તેથી તેમાં સંતુષ્ટ પોતે તેમના માથા ઉપર બ્રહ્માદિને દુર્લભ એવા રજયુક્ત પદથી નૃત્ય કર્યું. ફક્ત અલ્પકાળ સુધી તે નૃત્ય કર્યું નથી. પણ તેના રિપુનો ભય સર્વકાલને માટે દૂર કર્યો. ગરુડ હમેશાં તેના માથા ઉપર ચરણકમળને જુએ છે. માટે અર્પણ કર્યું છે, કેવલ સ્પર્શ નહિ. અમારી પરીક્ષા પૂર્વે થયેલી હોવાથી દુઃખ આપનારનું નિવારણ કરવું જોઇએ. તે અંતર શયન કરતાં ચોરની માફક બાધા કરે છે. ચરણકમળની સાથેના સંબન્ધથી અમારા દ્વારા તે પણ તાપરહિત થવાથી અમને પણ તાપ કરશે નહિ એવો ભાવ છે. એ તાપ કરે છે માટે તેમનામાં પણ તાપ છે એવું લક્ષિત થાય છે. દૂર અગર તપમાં સ્થાપન કરેલી વસ્તુ વિકૃત થતી નથી એવું જણાવવાને તમારૂં (તે=તવ) કહ્યું છે. કારણકે તમે અવિકૃત છો. સર્વાત્માથી આપમાં આસક્ત થયેલા સ્વાર્થપરાયણ સહજ દોષથી દુષ્ટ હોય તેની ઉપર પણ આપ કૃપા કરો છો; તો દોષરહિત એવાં અમારા ઉપર કૃપા કરવી જોઇએ એવો ભાવ છે. વળી વિપરીત રસમાં પૂર્વ વિશેષણવાળાના અતિભારથી અતિશ્લેષની સંભાવનામાં પોતાને ઉદ્વેજક હોવાથી તેની માફક વેણીરૂપનું કર્ષણ કરે છે. "હું તમને જીતીશ" એવી જીગીષા વચનથી, મન અને વચનમાં નમનનો અભાવ હોવાથી દેહજ માત્ર કહ્યો છે. અને પુલ્લિંગ પ્રયોગ કર્યો છે. તે ભાવનું પ્રાધાન્ય હોવાથી તૃણચરમાં સ્વભોગ્યરસનું સંપાદક છે. ગાય તે ખાય છે તેથી તે તૃણચર કહેવાય છે. ઉપર જણાવેલા લીલામાં ઉપયોગિ શાદ્વલ પ્રદેશમાં ગમન કરવાથી તે રૂપ થાય છે અથવા તૃણ એ સર્વ રીતે લઘુ વસ્તુ છે તેની માફક જે કરે છે તે તૃણચર કહેવાય છે. ચલનના અતિચાલનને લીધે રસની અતિશયતાએ કરીને ફરી તે પ્રકટ કરવાને પ્રેરણા કરીને પાછળ રહીને તેમનો વ્યપાર કરાવે છે તેથી એ અર્થમાં ભગવાનના ચરણનું અનુગત્વ છે. આગળના વિશેષણથી વિવિધ બન્ધોમાં જાણે નૃત્ય કરતા હોય એવા આપના ચરણકમળને તે પ્રમાણે કરો (સ્થાપિત કરો) એવો ગૂઢ અર્થ વ્યંજીત થાય છે.

(આ સ્વતંત્ર લેખ શ્રી પ્રભુચરણનો હોય એમ જણાય છે.)

# નોંધ.

શ્લો. ૧ ] " વિશુદ્ધ રસદીપિકા "—અહિંઆં પ્રભુના અંતર્ધાનથી બાદરાયણને પણ અત્યન્ત આર્તિ થઇ, તેથી કથાનો એકદમ વિચ્છેદ થયો હતો પણ હવેથી અધ્યાય ફરીથી શરૂ થયો. " ભાવભાવ વિભાવિકા "–ભગવાન્ વિભુ છે તેથી તેમનું કોઇપણ સ્થળે ગમન થવાથી અદર્શન થતું નથી. પણ પોતાની ઇચ્છાથી અહિંઆં તિરોધાન છે. પ્રભુને નહિ જોવાથી એકદમ તાપ તેમને થયો. આનંદઘન સ્વરૂપ વગર તેમને બાહ્ય અને આન્તર વ્યાપ્ત વિરહાનલથી તપ્ત મનવાળાં તે ગોપીજનોને પૂર્ણ ચંદ્ર પણ પ્રલયકાળના એકઠા થયેલા બાર સૂર્યની માફક સંતાપ કરવા લાગ્યો. કિંશુક વગેરે કુસુમો અગ્નિની માફક બાળવા લાગ્યાં. પોતાનાં અરુણ વસનને તપ્ત શુષ્ક સ્વતનુને વ્યાપ્ત દાવાગ્નિ માફક માનતાં હતાં. શ્રુતિમાં કહ્યું છે કે **एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति** આ આનંદના અંશથી અન્ય ભૂતો જીવે છે. આ શ્રુતિઅનુસાર પૂર્વે સર્વે ચંદ્ર વગેરે આનંદની માત્રાથી આહ્લાદક હતા, અને તેમના અંતર્ધાન થતાં જીવનનું અસ્તિત્વ સંભવતું નથી, તો પછી અધિક તાપ થાય એમાં તો કહેવુંજ શું ? પ્રાણનો વિયોગ થતાં જીવનનો અભાવ છે તો પછી પ્રભુ જે પ્રાણના પણ પ્રાણ છે, તો તેમના વિરહમાં શું શું દુઃખ ઉત્પન્ન ન થાય ? **चक्षुषः चक्षुः श्रोत्रस्य श्रोत्रमुत प्राणस्य प्राणं मनसो ये मनो विदुः** એ વાક્ય પ્રમાણે બ્રહ્મ પ્રાણના પણ પ્રાણ છે.

શ્લો ૨ ] " સારાર્થદર્શિની "—મનોરમ આલાપ. જેમકે હે સ્થલપદ્મિની અતિ તૃષાર્થી આતુર મધુપને તારો મકરન્દ આપીશ કે નહિ ? અથવા હે ભ્રમર, પદ્મિનીનો પતિ સૂર્યજ છે તું નહિ, તો પછી કેવી રીતે એ તને મકરન્દનું પાન કરાવશે. હે પદ્મિની ! પદ્મિનીનો સ્વભાવ એવો છે કે તે સ્વપતિ સૂર્યને પોતાના મકરન્દનું પાન કરાવતી નથી, પણ ઉપપતિ ભ્રમરનેજ કરાવે છે આવી રીતનો મનોરમ આલાપ તે કરવા લાગ્યાં. ભગવાનના વિહાર અને વિભ્રમનું પણ અનુકરણ તેમણે કર્યું તે કેવી રીતે તો આજ ટીકામાં કહે છે " કૃષ્ણ મુખ્ય ગોપીને લઇને ગયા ત્યારે તેની સાથે આ રીતે કહેવા લાગ્યાં," હે પ્રિયે ! તું મારી પાસેના નીપતરુના તલમાં જતી રહે છે તેથી હું જાણું છું કે તને કોઈ મોટો, દર્પવાળો સર્પ કરડ્યો હશે; અને તેનું વિષ તારી છાતી સુધી વ્યાપી ગયું છે. પણ તું કુલવધુ હોવાથી મને તે શાન્ત કરવાને પુછતી નથી, તો પણ હું તો દયાલુ છું તેથી જાતેજ તારી પાસે આવ્યો છું અને તે વિષની શાન્તિનો ઉપચાર મંત્રનો ઉચ્ચાર કરીને કરતલથી કરૂં છું. ત્યારે તે સ્વામિનીએ ઉત્તર આપ્યો હે જાંગલિક ! મને સર્પ કરડ્યો નથી, જેને સર્પ કરડ્યો હોય તેનાં ગાત્રોને કરતલથી સ્વસ્થ કરો. ત્યારે કૃષ્ણે પુનઃ ઉત્તર આપ્યો, અરે કુલાંગના ! તારા ગદ્ગદ સ્વરથીજ વિષજ્વાલાની આકુલતા જણાય છે એવું હું જાણું છું છતાં જો તેના તરફ બે દરકારી દેખાડું તો મને સ્ત્રીવધની હત્યા લાગે. માટે હું તો તારા વિષની શાન્તિ કરીશ જ, આમ કહીને તેની છાતી ઉપર નખરનું અર્પણ કર્યું. આ રીતે કૃષ્ણે વિહાર કર્યો, અને તે પછી વિભ્રમ થયો. વિભ્રમ એટલે કામથી ઉન્મત્તતા. વિભ્રમનું લક્ષણ આ રીતે આપવામાં આવ્યું છે, **चित्तवृत्त्यनवस्थानं शृङ्गाराद्वि**

**भ्रमोमतः** ચિતવૃત્તિની અનઅવસ્થાન દશા તેનું નામ વિભ્રમ છે.–" વિશુદ્ધરસ દીપિકા " ચિત્તભ્રમને શૃંગાર ચેષ્ટાની અનુકૂલ મધુર લીલા કહે છે, **शृङ्गारचेष्टा विहति विभ्रमो मधुरा कृतिः** । પ્રમદા દિવ્ય ઉન્માદથી પરમભૂમિમાં આરૂઢ થયેલાં " રમાપતિ " રમા એટલે શ્રીરાધા અને તેમના પતિ કૃષ્ણ.

શ્લોક ૪ ] " ભાવભાવ વિભાવિકા "–આ ગોપીઓ પ્રેમથી વિકલ થયેલાં હતાં અને તેમને જે ઉન્માદ થયો હતો તે દિવ્ય દષ્ટિનો સંપાદક બન્યો હતો, તેથી ઉન્માદ થયો. ઉન્મત્તની માફક એક વનથી બીજા વનમાં ભમવા લાગ્યાં ઇર્ષ્યા, દ્વેષ, માત્સર્ય, વગેરેનો ત્યાગ કરીને ભગવાનના પરિજનની સંગમાં ગાન કરવા લાગ્યાં. ભગવાનનું અન્વેષણ કરનાર, પ્રેમ પથમાં પ્રવૃત્તજનોને માટે પ્રથમ સાધન ગાન હોય છે, માટે અહિંઆં ગાન કરવા લાગ્યાં. ભગવાનને ગુણ ગાન પ્રિય છે અને તેથી ભક્ત ભગવાનનું ગુણગાન કરવું જોઇએ એવો ઉપદેશ આપેલો છે." **नाहं वसामि वैकुण्ठे योगिनां हृदये न च । मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद** " આ ટીકાકાર શ્લોકમાં આવેલા **आकाशवत्** પદનો એવો અર્થ લે છે કે બ્રહ્મને અહિંઆં આકાશની સાથે સરખાવ્યું છે. જો કે દેશ કાલના પરિચ્છેદથી શૂન્ય હોવા છતાં પણ વસ્તુના પરિચ્છેદ યુક્ત હોવાથી ત્રિવિધ પરિચ્છેદ રહિત ભગવાનનું દૃષ્ટાન્ત આકાશ થવાને યુક્ત નથી છતાં પણ ચંદ્ર તેમજ કમલ ન્યૂન હોવા છતાં પણ મુખ નેત્રના દૃષ્ટાન્ત તરીકે અપાય છે એવી રીતે અહિંઆં સમજવું. "વનસ્પતિને પૂછ્યું " આ શબ્દોથી વનસ્પતિ અચેતન ગણવાની નથી. પણ એ વૃંદાવનની ભૂમિનાં વૃક્ષો મુનિ તથા દેવ રૂપ છે માટે તેમને પૂછેછે.

શ્લો ૫ ] " બૃહત્તોષિણી "—અશ્વત્થ એ વિષ્ણુની વિભૂતિ છે; તેથી તે વૈષ્ણવ છે. પ્લક્ષ અને ન્યગ્રોધ એ રૂદ્ર અને બ્રહ્માનાં રૂપ છે. અમારૂં મન હરણ કરીને કૃષ્ણ ગયા છે." એ વાક્યથી એમ સૂચવ્યું કે મન એ રત્ન રૂપ છે. કૃષ્ણ રૂપી ચોરે અમારૂં મનરૂપી રત્ન દ્રવ્ય હરી લીધું છે. તેને હે સાધુ વૃક્ષો તમે જોયા છે, જોયા હોય તો અમને ખબર આપો." સારાર્થદર્શિની ઉપરનું વાક્ય એવી રીતે જ સમજાવે છે: પણ તે આ રીતે છે. સાધુ નંદના પુત્ર કૃષ્ણે અમારૂં એટલે સ્ત્રીઓનું મન હરણ કર્યું છે. એ કૃષ્ણે જાતે આવીને મનરૂપી રત્ન ચોર્યું નથી. પણ પોતાના પ્રેમ તથા હાસ્ય તથા અવલોકન રૂપી ભૃત્યોને મોકલીને નેત્રરૂપી દ્વારમાં થઇને અમારા અંતઃપુરમાં પ્રવેશ કરાવીને ચોરી કરાવી છે અને પછી જતા રહ્યા છે.

" વિશુદ્ધ રસદીપિકા "—પ્રથમ ગોપીઓ અશ્વત્થને પૂછે છે. અશ્વત્થનો અર્થ **न श्वः स्थास्यति इति** જે આવતી કાલે સ્થિર નથી તેવો અર્થાત્ જેનું જીવન નિત્ય નથી. હે અશ્વત્થ તેં કૃષ્ણને જોયા છે ? એવો પ્રશ્ન હતો, છતાં અશ્વત્થે કોઈ પણ ઉત્તર ન આપ્યો પણ તેનાં પાંદડાંને હાલતાં જોઇને અનુમાન કર્યું કે તેણે પ્રભુને જોયા નથી, એટલે એક બીજા પ્રતિ કહ્યું હે સખીઓ, આ અશ્વત્થે, બરાબર ઉત્તર આપ્યો છે. તે બીચારો અંધ છે તેથી પ્રભુને શી રીતે જોઈ શકે; માટે આપણે આ સામે પ્લક્ષ નામના ઝાડને પૂછો; તેની આંખો મોટી છે **लक्ष्येते प्रकृष्टे अक्षिणी यस्य** પણ તેના તરફથી કંઈ પણ ઉત્તર ન મળ્યો, એટલે તેમણે ધાર્યું કે તેનામાં વાક્-ઇન્દ્રિયનો અભાવ છે. એટલે શી રીતે ઉત્તર આપી શકે માટે આપણે ન્યગ્રોધ-વટ વૃક્ષને પૂછો. ન્યગ્રોધનો અર્થ આ

પ્રમાણે છે **नवपल्लवान्यस्य जिह्वाकाराणि प्रकल्प्य न्यश्चि अथ कृतानि रोधांस्य-प्राणि येन** વટવૃક્ષનાં નવપલ્લવને જીહ્વાકલ્પીને તેને પૂછવાને લલચાયાં. મનનું હરણ પ્રેમ, હાસ અને અવલોકનથી કરે છે તેનો ભાવાર્થ આ રીતે છે. અહિંઆં મનને રત્નની ઉપમા આપી છે. પ્રેમથી તે રત્નને–મનને પોતાને વશ કર્યું, હાસથી તેને હાથમાં પકડયું અને અવલોકનથી બહાર ખેંચી કાઢયું. "ભાવભાવ વિભાવિકા"—મન પ્રધાન હોવાથી તેનું હરણ થતું કંઇ પણ અમારામાં બાકી રહ્યું નથી, તેથી અમારી દશા તદ્દન વિહ્વળ બની ગઇ છે.

શ્લો. ૬] "સારાર્થદર્શિની"—ગોપીઓએ પ્રભુનું અન્વેષણ કરવાને પ્રથમ પુષ્પોદ્યાનમાં પ્રવેશ કર્યો. અને પછી કુરબક, અશોકને જોઇને કહેવા લાગ્યાં. હે સખીઓ, આ વૃક્ષો શુદ્ધ અંતઃકરણ વાળાં છે. કારણ કે તે પોતાના મકરન્દથી ભ્રમર રૂપી અતિથિને સેવે છે, માટે આપણે તેમને પૂછો એમ કહીને પ્રશ્ન પૂછેછે. "વિશુદ્ધરસદીપિકા"—આ કૃષ્ણમાં કાન્ત ભાવનો અભિનિવેશ કર્યો હતો; તેથી કૃષ્ણનું નામ તેઓ દઇ શંકે નહિ.

શ્લો. ૭] તુલસીને પૂછવાનું કારણ એ છે કે તેનો સ્વભાવ સ્ત્રી તુલ્ય હોવાથી તેનું હૃદય કોમલ છે, માટે તે કૃષ્ણની ખબર આપશે. આ રીતિ "બૃહત્ક્રમ સંદર્ભમાં" જણાવ્યું છે.

"વિશુદ્ધ રસદીપિકા–" કેટલીક ગોપીઓ લતાઓને પોતાની દાસીઓ ગણીને તેમનામાં પોતાની સજાતીયતા પ્રકટ કરે છે. શ્રીકૃષ્ણયામલમાં કહ્યું છે **गोपयन्ति यतो देवि ! श्री कृष्णं विश्वनायकम् । अतस्ता गोप्य उच्यन्ते स्थानस्था व्रजनाथयोः गोप्यः पञ्चविधाः साध्वि ! स्थायि गोप्यः इमाः स्मृताः । तासां मध्ये प्रधाना यास्तासां नामानि मे शृणु । माधवो मालती जाती लवङ्गा मल्लिकाह्वया । अशोक लतिका कुन्दी शेवती शतपर्विका । इत्येताः कथिताः स्थायि प्रधानाः सर्वकामदाः । याः कृष्णमङ्कमारोप्य रमयन्ति व्रजाङ्गनाः । समस्तवैभवैर्युक्ता रहस्या रासमण्डले । क्रीडाकुञ्जानि भूत्वा ताः सुपुष्पफलवैभवैः तर्पयन्त्यो वसन्त्यत्र वृन्दासख्यो लताह्वया ।"** ધ્યાનશતકમાં પણ તેનું સ્વરૂપ આપ્યું છે. **लोलश्रेण्यः पृथु-भुजघनाः क्षाममध्याः किशोरीः संवीतश्रीस्तनमुकुलयोरुल्लसद्भाग्यष्टीः । नाना-दिव्याभरणवसनाः स्निग्धकाश्मीरगौरी वृन्दाद्व्यां स्मररसमयी राधिका किङ्करीस्ताः"**

શ્લો. ૯] "વિશુદ્ધરસદીપિકા"–મુખ્યા ગોપીની સાથે કૃષ્ણનો વિહાર એ નિત્યાનંદ કહેવાય છે. (**तया सह विहारोयः कृष्णस्य परमात्मनः । स एवोपर्षिद्भिस्तु नित्यानंदे इतीर्यते** । ભાવભાવભાવિકા—આમ્ર. રાયણ વગેરે વૃક્ષોને પૂછવાનું કારણ એ છે કે તેઓ ફલયુક્ત તથા ફલનાં આપનાર છે, માટે તેમને પ્રશ્ન પૂછવાથી તેમના પ્રશ્નોનું પણ ફળ મળશે. **चूत** એટલે આમ્ર તેની વ્યુત્પત્તિ આ પ્રમાણે છે **परदुःखकरुणया द्रवतीति** જે પારકાના દુઃખની કરુણાથી દ્રવે છે તે ચૂત આમ્ર વૃક્ષ છે. **प्रियाल**નો. અર્થ **प्रिया आलयो सख्य यस्येति** જેને સખીઓ પ્રિય છે એવો. **पनस** શબ્દ પણ એવીજ રીતે સમજાવ્યો છે.

**पन+सः पनं नमनं स्यति, तनुकरोति. ता मेलयितुम् निरोधयति** તેમને

ભગવાનનો મેળાપ કરતાં જે અટકાવે છે તે પનસ. એ પ્રમાણે દરેક વૃક્ષના નામની વ્યુત્પત્તિ આપીને પ્રસ્તુત વિષય સાથે અર્થની સંગતિ કરી બતલાવી છે.

શ્લો. ૧૦] આ શ્લોક વિષે સારાર્થદર્શિની નીચેનો પ્રસ્તાવ કરે છે. શ્લોક ૯માં તે ગોપીઓએ પ્રભુ વિષે ખબર આપવાને વૃક્ષોને પૂછ્યું, પણ તે વૃક્ષોએ બિલકુલ ઉત્તર આપ્યો નહિ એટલે તેમણે ધાર્યું કે આ વૃક્ષો સમાધિની સ્થિતિમાં ઉભાં છે, તેથી આપણા પ્રશ્નને સાંભળતાં નથી. અથવા તો તે તીર્થસ્થાનનાં વાસી હોવાથી કઠોર થઇ ગયાં છે, એટલે તેમને આપણી દરકાર નથી માટે તેમને પૂછવું નકામું છે. તેવામાં એક ગોપીએ બીજીઓને અંગુલી દર્શાવીને કહ્યું કે શા માટે તમે બીજાં બધાંને પૂછો છો? આ પૃથ્વીને ખાસ પૂછો અને તે પ્રભુ વિષેની ભાળ ચોક્કસ તમને આપશે. કૃષ્ણ ક્યાં છે તે પૃથ્વી જાણે છે. એનાં ધન્યભાગ્ય છે કે આ વિરહનું દુઃખ શું છે તે જાણતી નથી, ખરેખર એનું કારણ એ છે કે તેણે પૂર્વ જન્મમાં ઘણુંજ તપ કર્યું હશે. આપણે પણ સખ્ત તપ કરીએ તો જરૂરથી કૃષ્ણના વિરહના અભાવનું સુખ મેળવી શકીશું. માટે ચાલો આપણે આ પૃથ્વીને પૂછીએ.

શ્લો. ૧૧] "વૈષ્ણવતોષિણી"–અહિંઆં આ પ્રમાણે વિચાર કરેલો છે. દરેક સ્વામિનીને લઇને ભગવાન અંતર્ધાન થયા, એવું સ્પષ્ટ જાણવા છતાં પણ પ્રથમ મુનીન્દ્રે સ્પષ્ટ કહ્યું નહિ. તેનો અભિપ્રાય આ છે. એમણે ધારેલું એમ જો કે ભગવાનના અનેક અવતારો થયા છે છતાં પણ શ્રીકૃષ્ણ તરીકેના રૂપમાંજ મારો આગ્રહ છે અને તેમાં વળી જો કે અનેક વ્રજવાસીઓ છે તોપણ શ્રી વ્રજદેવીઓમાં અને તેમાં વિશેષ રીતે શ્રીરાધિકામાં અધિકતમ છે. તેજ અહિંઆં તારતમ્ય છે. શ્રી રાધિકા પરમરહસ્ય રૂપ હોવાથી તેને સ્પષ્ટ શબ્દમાં જણાવવામાં મારૂં ચિત્ત સંકોચ પામે છે. જ્ઞાનની શઠતાના ભયથી વિનતિ કરવાને પણ ઇચ્છે છે, તેથી સ્વામિનીની સખીઓના વચનમાં તેની અપ્રતીતિ છે. એટલુંજ નહિ પણ પ્રતિપક્ષકોના વચનથી વ્યંજનાવૃત્તિથી યથાવસરે પ્રકટ થશે, આમ છતાં પણ અહિંઆં સાક્ષાત્ નામ તો નહિજ દેવું એમ પોતે પ્રતિજ્ઞા કરે છે. સર્વત્ર વ્યંજનાવૃત્તિથી જે અર્થની ચમત્કૃતિ છે તે મુખ્યાવૃત્તિમાં નથી; પણ અમુક પ્રસંગ ધ્યાનમાં રાખીને તે વૃત્તિનો આશ્રય કરવામાં આવે તો વિશેષ અર્થનું સૂચન કરે છે. આ અર્થ ધ્યાનમાં રાખીને પ્રથમ સખીદ્વારા તે જણાવે છે. જ્યારે તે સ્વામિનીને લઇને ભગવાન સહસા અંતર્ધાન થયા ત્યારે તેમની સખીઓને તો શંકા થઇ, પણ કેવલ કૃષ્ણનું અન્વેષણ કરવામાં રોકાયલાં તેમણે તે બન્નેની શોધમાં વ્યગ્ર બનીને આમ તેમ ફરવા માંડયું એટલામાં તેઓએ મૃગપત્નીને જોઇ; એથી તેને પૂછે છે. **अपि** શબ્દ અહિંઆં પ્રશ્નનું સૂચન કરે છે અગર સંભાવનાના અર્થમાં છે.

"વિશુદ્ધરસદીપિકા" આ એણુપત્નિ–હરિણીનું નામ સુરંગિણી હતું, અને તે હમેશાં કૃષ્ણની પાસેજ રહેતી હતી. તેને આ વનમાં એકાએક આવેલી જોઇ પ્રભુ સંબંધી સમાચાર તે પૂછવા લાગ્યાં.

શ્લો. ૧૨] લતાને પૂછવાનું કારણ "ભાગવતગૂઢાર્થદીપિકા" નીચે પ્રમાણે આપે છે. વૃક્ષોને તેમની સ્ત્રીની સન્નિધિમાં પ્રશ્ન પૂછવાથી તેઓ આપણને શી રીતે ઉત્તર આપે? વળી તેમાં સભ્યતાનો પણ ત્યાગ છે? પોતાની સ્ત્રીની સાથે બેઠેલા પુરૂષો પરસ્ત્રી સાથે વાત કરતા નથી, તેમ અહિંઆં લતારૂપી સ્ત્રીવાળાં વૃક્ષો આપણી સાથે વાત નજ કરે એ સ્વાભાવિક છે, માટે આપણે તે વૃક્ષોને નહિ પણ તેમની સ્ત્રીઓને–લતાઓનેજ પૂછવું

જોઇએ. " સિદ્ધાન્ત પ્રદીપ" જણાવે છે કે લતાઓ તેમના પતિ વૃક્ષોના બાહુને-શાખાઓને આલિંગન કરે છે અને તેથી શ્રીકૃષ્ણના નખના સ્પર્શથી તેમનાં રોમાંચ ખડાં થયાં છે અને આનંદના અનુભવ કરે છે, માટે એ લતાઓને આપણે પૃછવું જોઇએ.

શ્લો. ૧૪] "**उन्मत्तवच**"નો અર્થ ભાવ ભાવ વિભાવિકા ત્રણ રીતે કરે છે. (૧) ઉન્મત્તોની માફક વૃક્ષ લતા વગેરેના પ્રશ્નરૂપ વચનવાળાં **उन्मत्तानामिव वृक्षलतादि प्रश्नरूपाणि वचांसि यासां ताः** સર્વજ્ઞ ઈશ્વરના સ્વઐશ્વર્યનું વિસ્મરણ કરાવનાર ઉત્કૃષ્ટમદ-પ્રેમ સુધાના આસવ તેનાથી યુક્ત જેનાં વચનો છે તેવાં **उत्कृष्टसर्वज्ञस्यापि स्वैश्वर्यादि विस्मारकों मदः प्रेमसुधासवस्तदयुक्तानि वचांसि यासां ताः** । (૩) ઉત્કૃષ્ટ બ્રહ્માદિ બ્રહ્મવિદની જેમનાથી મત્તતા છે તેવાનાં વચનો જેમનામાં છે તેવાં-**उत्कृष्टानामपि ब्रह्मादिनां ब्रह्मविदां मत्तता येभ्यस्तादृशानि वचांसि यासां ताः** ।

૧૫ **अपिबत स्तनम्**" નો આશય " ભાગવત ગૂઢાર્થ દીપિકા"ના મતે એવા છે કે, પૂતના બનેલી ગોપી જેણે કૃષ્ણ બનેલીને પોતાના અંકમાં લીધી હતી, તેના અસુનું હરણ કરવાનું શકય નહિ હોવાથી માત્ર સ્તનપાનજ કર્યું.

૧૭-૨૦ **तत्रैका बकायतीम्** "નો ભાવાર્થ ભાવભાવવિભાવિકા" એવી રીતે કહે છે કે-કોઇએક સખી સત્વમય મનમાં અનુરાગ કલાની માફક શુકલવસ્ત્રથી બનાવેલા પક્ષથી વ્યાપ્ત વપુ (દેહ) ઉપર અરુણ રંગના બીજા વસ્ત્રથી તુણ્ડ (માથું) બનાવ્યું અને કૃષ્ણની પ્રાપ્તિ કરવાની ઇચ્છાથી, બકની માફક ધ્યાનમગ્ન બની. અને જેમ હરિ અનુરાગીને અનુરાગનું ગ્રહણ કરીને તેના સાત્વિક ધર્માધ્યાસનું નિવારણ કરે છે તેમ બક બનેલી સખીના દારુણ તુણ્ડનું ગ્રહણ કરીને તેના શુકલવેષને કૃષ્ણ બનેલી સખીએ ચીરી નાખતી હોય એવી શોભવા લાગી. અને તે વખતે મુખમાંથી તેને ચીરવાને માટે તેના તુણ્ડના અધરને ગ્રહણ કર્યું: આમ કરતાં તેના બે કરને રસના આવેશમાં ચુંબન કર્યું એ ભાવ છે. રસનું અનુકરણ કરવામા રસોદ્દભવની આવસ્યકતા છે. આ શ્લોકમાં કુમારલીલાનું કથન કર્યું છે. ત્યાર પછી કૈશોરલીલા શ્લો. ૧૮માં કહી છે. શ્લો. ૧૮ની પ્રથમ લીટીનો આશય એવો છે કે અહિંઆં અનુકરણ કરનાર ગોપી કહે છે. હે પ્રભો આપ દૂર ગયેલી ગાયોને પણ ભૂલતા નથી, તો પછી રસિક અને રસિક શિરોમણી એવાં અમને શા માટે ભૂલી જાવ છો ? શું અમારો અધિકાર તે ગાયો કરતાં ઓછો છે ? વેણુના કૃવણનનો ભાવ એવો છે કે જેવી રીતે વેણુના રવથી મોહિત બનેલાં અમે મૃગલીની માફક આ સ્થાનમાં આવ્યાં તો કૃષ્ણસારની માફક કૃષ્ણ પણ વેણુરવથી મોહિત થઇને અહિંઆં આગમન કરશેજ.

કેટલાંક ગોપીઓ સર્વ ગોપીઓને વિરહના દુ:ખ તથા ઉચ્છવાસ તેમજ અશ્રુધારામાં પ્રલય કરનાર વાત અને વર્ષાની કલ્પના કરીને, પોતાનામાં તે ભાવનાનો આવિર્ભાવ કરવાને કૃષ્ણસ્વરૂપને જાણીને બીજીઓને કહે છે. "હે ગોપો તમે પવન તથા વર્ષાદથી ડરતા નહિ હું તમારૂં રક્ષણ કરવાને તૈયાર છું." આ પ્રમાણે કહીને યત્ન કરતી અનુભવેલા વિરહના દુ:ખની કૃશતાથી, શક્તિના હ્રાસથી પ્રયત્ન કરતી તેણે એક હાથથી વસ્ત્રને ઉંચું કર્યું અને તે ગોવર્ધન પર્વત છે એમ જણાવીને તેને ધારણ કર્યો.

૨૧ કાલિયનાગ બનેલીના પગઉપર કૃષ્ણ બનેલી ગોપી પોતાનો પગ મૂકે છે, છતાં

અહિંઆં ઈર્ષા તથા માત્સર્ય વગેરે નથી પણ આહ્લાદ છે. કારણ કે આ સ્નેહ ચરિત્ર છે–ભા. ભા. વિભાવિકા

૨૨ કેટલાંક ગોપીજનોને એટલો બધો વિરહ થયો કે તે વિરહની જ્વાલા તેમના દેહ ઉપર આવેલા વાળરૂપી વૃક્ષોનાં વનમાં વ્યાપી ગઈ, અને તેથી પ્રેમના વૈકલ્યથી તે દાવાગ્નિ છે એમ માનીને, તેનાથી જાણે ડરતી હોય તેમ, રક્ષણને માટે ગોપાલની પ્રાર્થના કરે છે–ભા. ભા. વિભાવિકા.

૨૩ અનુકરણ કરતાં ફરીથી શોધ કરતાં તેમણે ભગવાનનાં ચરણચિન્હ જોયાં તે કહે છે. પ્રથમ તાપ થયો હતો, ત્યાર પછી બાહુપ્રસાર તથા ગાન સહિત શોધ, પૂતનાના વધ વગેરેનું અનુકરણ અને છેવટે ચરણચિન્હનું જોવું આ ક્રમ પ્રમાણે શોધ કરતાં ચરણચિન્હ જુએ છે. ભગવાનના ચરણમાં નીચે પ્રમાણે ચિન્હો છે. દક્ષિણ પદમાં ધ્વજ, પદ્મ, વ્રજ, અંકુશ યવ, સ્વસ્તિક, ઉર્ધ્વરેખા તથા અષ્ટકોણ એ આઠ. ડાબા પગમાં ઇન્દ્રધનુ, ત્રિકોણ, કલશ, અર્ધચન્દ્ર, અમ્બર, મત્સ્ય અથવા ગોષ્પદ એ સાત;

આ ઉપરાંત જંબૂફલના આકારનું ચિન્હ કેટલીક વખત જણાય છે. આ રીતે કુલે ૧૬ ચિન્હો પદ્મ પુરાણમાં બ્રહ્મ નારદના સંવાદમાં આપ્યાં છે.

૨૭ ભગવાનને નન્દસૂનુ કહીને તેમના તરફ આ ગોપીઓ પોતાની અવજ્ઞા દર્શાવે છે. "નન્દસૂનુની સાથે જનાર તે ગોપી" એ શબ્દોથી અસૂયા જણાવી છે. છેલ્લી લીટીમાં ઔદાસીન્ય જણાવ્યું છે.–વિશુદ્ધરસદીપિકા.

૨૮ શ્રીસ્વામિનીજીનું નામ રાધા પાડવાનું કારણ આ પંક્તિમાં આપેલું છે એમ "સારાર્થદર્શિની" જણાવે છે. તેમણે ભગવાનનું આરાધન કર્યું છે માટે રાધા નામ પાડ્યું છે.

૨૯ **आलय**: એ શબ્દથી બધી સખીઓને સામટું સંબોધન કરવાનું કારણ માત્ર એટલુંજ છે કે આ સર્વ સખીઓને એક સરખું દુઃખ થયેલું છે. તેથી તેમના ભાવ પણ સરખા છે, આથી સર્વને એક સાથે સંબોધન કરવાથી અર્થમાં ચમત્કૃતિની અતિશયતા જણાય છે. બ્રહ્માદિનાં નામ બીજી લીટીમાં આપ્યાં છે તેથી એક પછી એકની શ્રેષ્ઠતા જણાય છે. **अघ**નો અર્થ અપરાધ અગર વિરહાદિ દુઃખ લેવાનો છે. આ શ્લોકનો ભાવાર્થ એવો છે કે હે સખીઓ, આ રેણુને ધન્ય છે; કારણકે તેમને ભગવાનના ચરણ સ્પર્શનો લાભ મળ્યો છે પણ આપણાં કમભાગ્ય છે કે આપણને એટલો પણ લાભ તથા અધિકાર મળ્યા નથી. આ રીતે પ્રેમથી તે પાદરેણુની મહત્તા જણાવી છે. પ્રેમ એવી વસ્તુ છે કે જો મહાત્મ્ય ન હોય તોપણ તેનું સ્ફુરાયમાન કરે છે તો પછી તે હોય તો શું ન કરે.

વૈષ્ણવતોષિણી.

૩૦ અચ્યુત ભગવાનનો અધર એ સર્વ ગોપીઓનું સામાન્ય ધન છે. સઘળાંનો તેના ઉપર હક્ક છે. પણ એક ગોપી જે મુખ્ય છે તે બધાંનાથી છૂટી પડીને છાનીમાની તેનો ઉપભોગ કરે તે ઠીક ગણાય નહિ; લોકરિવાજ એવો છે. કોઈએ એકલા મિષ્ટ અન્નનો ઉપભોગ કરવો નહિ પણ અહિંઆંતો તે નિયમનો ભંગ પ્રધાનગોપીએ કર્યો છે એવો આશય વ્યક્ત કરવાને આ શ્લોકની બીજી પંક્તિ કહી છે એમ અહિંઆં જણાવે છે.

—બૃહત્ક્રમ સન્દર્ભ.

૩૧ "**न लक्ष्यन्ते**" દેહલી દીપક ન્યાયથી–જેમ ઘરના ઉંમરા ઉપર દીવો મૂક્યો હોય અને તેનો પ્રકાશ પાસેના બન્ને ઓરડામાં પડે તેમ અહિંઆં–પ્રથમ શ્લોક તેમજ આ શ્લોકની સાથે સંબંધ લેવાનો છે–વિશુદ્ધ રસ દીપિકા. "પ્રિય" શબ્દનું પ્રયોજન એવું છે કે કોઇને અહિંઆં શંકા થાય કે ભગવાનનો સર્વ પ્રતિ સમાન છે. **ननु समोहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः**" આ પ્રમાણે શ્રીમુખે ભગવદ્ગીતામાં કહેલું છે તો પછી અમુક ગોપીના તરફ આટલો બધો પ્રેમ શામાટે રાખતા હશે ? તેના ઉત્તરમાં જણાવે છે કે ભગવાન સર્વના તરફ સમાન છે, છતાં પણ પ્રેમનો એવો સ્વભાવ છે કે આત્મારામ એવા ભગવાન પણ તે ગોપીના પ્રેમથી વશ થઇ ગયા છે; ભગવદ્ગીતામાં **ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् । ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहमिति ॥** જેઓ મને ભક્તિથી ભજે છે તેઓ મારામાં છે. અને તેઓમાં હું છું. જેઓ મને જે ભાવથી શરણે આવે છે તેમને તે રીતે હું ભજુ છું.

—ભાવ ભાવ વિભાવિકા.

૩૩ કાન્તા શબ્દનો અર્થ **कामानामखिलसुखानां पर्याप्तिर्यस्यां सा परमानन्दरूपिणी** એવો છે. એટલે સ્વામિની અખિલ સુખના–કામના અન્તરૂપ છે–પરમાનંદ રૂપિણી છે.

—વિશુદ્ધ રસદીપિકા—

૩૪ **रेमे** આત્મને પદનો પ્રયોગ એવું સૂચન કરે છે કે સ્વામિની પ્રભુના આત્મારૂપ છે, અને તેમના લાભની ખાતર તેમણે રમણ કર્યું. **आत्मरत** આત્મામાં રમનાર–અહિંઆં સ્વામિની પ્રભુનો આત્મા છે, અને ભગવાન રમણ કરનાર છે. બ્રહ્મસંહિતામાં પણ કહ્યું છે **आत्मना रमया रेमे** આથી શક્તિવાદનું પણ અહિંઆં નિરાકરણ કર્યું છે. અન્ય સખીઓ પણ શક્તિઓ તથા પરિકર છે એમાં કોઇપણ વિરોધ નથી. શ્રીકૃષ્ણયામલમાં પણ કહ્યું છે કે **याःशक्तय समाख्याताः गोपीरूपेण ताः पुनः । सख्यो भूत्वा राधिकायाः कृष्णचन्द्रमुपासते ॥** જે શક્તિઓ હતી તે ગોપી રૂપ થઇને રાધિકાનાં સખીઓ બન્યાં અને કૃષ્ણચંદ્રની ઉપાસના કરવા લાગ્યાં–વિશુદ્ધ રસદીપિકા. અહિંઆં કૃષ્ણ કામીઓની દીનતા અને સ્રીઓની દુરાત્મતા અનુમાન પ્રમાણથી નીચે પ્રમાણે દર્શાવે છે.

જે જે કામી હોય છે, તે તે દીન હોય છે (પ્રતિજ્ઞા)

કારણ કે તે પોતાની જાતને વશ કરી શકતો નથી (હેતુ)

જ્યાં જ્યાં પોતાની જાતને વશ કરાતી નથી ત્યાં ત્યા દીનતા હોય છે.

દૃષ્ટાંત તરીકે પુરુરવ, યયાતિ વગેરે (સપક્ષ દૃષ્ટાંત)

જ્યાં જ્યાં દીનતા નથી. ત્યાં ત્યાં પોતાની જાતને વશ કરે છે.

"જેમ હું" (શુકદેવજી) વિપક્ષ દૃષ્ટાંત

આ રીતે અન્વય અને વ્યતિરક ઉદાહરણોથી કામીઓ દીન હોય છે એ પ્રતિજ્ઞાનું અનુમાન કરાવાય છે. તેમજ સ્રીઓની દુરાત્મતા દર્શાવી છે. પણ ગોપીઓની નહિ; કારણકે ગોપીઓ પ્રભુના અંગના સંગવાળાં છે. જ્યાં જ્યાં પ્રભુના અંગના સંગવાળાં હોય છે ત્યાં ત્યાં દુરાત્મતા હોતી નથી, જેમકે લક્ષ્મી વગેરે. પણ જે પ્રભુના અંગ સંગવાળાં હોતાં નથી તે દુરાત્મા હોય છે, જેમ ગોપીઓથી ભિન્ન પ્રકારની સ્રીઓ. આ

રીતે અહિંઆં પણ અન્વય અને વ્યતિરેકથી સામાન્ય સ્ત્રીઓની દુરાત્મતા જણાવી છે. અર્થાત્ પ્રભુ એવું જણાવે છે કે હું કામી નથી તેમ આ ગોપીઓ તે સ્ત્રીઓની માફક દુષ્ટ નથી. પણ તેઓ મારી લીલામાં ઉપયોગી છે અને તેથી તેમનામાં સ્ત્રીત્વ છે, તો પણ સ્ત્રીઓની દુરાત્મતા તેમનામાં નથી.—બૃહત્ક્રમસંદર્ભ

૩૫–૩૬ "ગોપી" શબ્દનો અર્થ જૂદી રીતે કર્યો છે. અમર કોશમાં ગોપનો અર્થ ભૂપ પણ આપ્યો છે. અને તેથી ગોપી એટલે અહિંઆં તે સર્વ સખીમણ્ડલની પટરાણી અર્થાત્ સ્વામિની એવો થાય છે.—વિ. ર. દીપિકા. ભાવભાવિકાના મતે પ્રથમ **गोप्य** પદનો અર્થ આ રીતે છે. **गा इन्द्रियाणि सर्वतोऽसद्विषयेभ्य आकृष्य भगवदेकपरत्वेन पान्तीति** । જે ગો=ઇન્દ્રિયો, તેને સર્વ અસદ્ વિષયોમાંથી ખેંચી લઇને કેવલ ભગવાનના તરફ વાળીને રક્ષણ કરે છે તે. પણ **पराञ्चि खानि व्युतृणत्स्वयंभूस्तस्मात्पराङ् पश्यन्ति नान्तरात्मन्निति** શ્રુતિ પ્રમાણે ઇન્દ્રિયોને અન્ય તરફ વાળવામાં હિંસા રહેલી છે. એવો નિર્ણય કર્યો છે, માટે આત્માની અંદરજ તેનું યમન કરવું જોઇએ. આત્મા ભગવાન તરફ વાળવાથી તેમાં હિંસા નથી. (ઇન્દ્રયોનો ઘાત નથી). સ્મૃતિ વાકયોમાં કહ્યું છે કે વાણી તેજ હોઇ શકે જે પ્રભુના ગુણગાન ગાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે પ્રભુનું આરાધન કરવામાંજ ઇન્દ્રિયોનું સાફલ્ય છે. માટેજ લોકવ્યવહારથી જેમણે પોતાનાં ચિત્ત ખેંચી લીધાં છે એવાં તે ભગવાનના વિષયમાંજ આસક્ત થયાં. અને જો કે ઉપર જણાવ્યા પ્રમાણે પ્રિયા અને પ્રિયતમની લીલાને દર્શાવતાં હતાં તોપણ પ્રેમના વૈચિત્ર્યને લીધે જો કે તેમનુ અન્વેષણ કરતાં હતાં તો પણ ભગવાનના આવેશથી ફરવા લાગ્યાં. આથી દેહાદિનું અભિમાન આત્માના સ્વરૂપનું જ્ઞાન થવા દેતું નથી. તેથી પ્રેમ માર્ગનાં આચાર્યરૂપ તે ગોપીઓએ પોતાના ચરિતથી માન ભગવાનનો વિયોગ કરાવનાર છે એમ જણાવ્યું. તથા તેમની પ્રાણવલ્લભા સખીનુ પણ ચરિત કહ્યું અને જણાવ્યું કે તેનો માનભાવ પ્રેમપંથમાં અડચણ રૂપ છે.—ભાવ ભાવ વિભાવિકા.

**केशव**નો અર્થ ભાવ ભાવ વિભાવિકા આ રીતે કરે છે. **केशवं ब्रह्मेशयोरपि कारणं तदुक्तं शिवेन कः प्रजापतिरहं रुद्रिष्ट ईशोऽहं सर्वदेहिनाम् आवां तवाङ्ग संभूतौ तस्मात्केशवनामवान्** ॥ પ્રજાપતિ, બ્રહ્મા: અને ઈશ=શિવ, કારણકે તે સર્વ દેહીના ઇશ છે. તે બન્ને વિષ્ણુના અંગમાંથી ઉત્પન્ન થયેલા છે માટે કેશવ એમ નામ પાડયું છે. અથવા **केशांस्तदीयान्वयते पुष्पादिना ग्रन्थातीति** । તેમના કેશોમાં પુષ્પો ગુંથે છે તે કેશવ.

૩૮ **पवम** પદમાં "અતિ વિલક્ષણ ચાતુર્યથી યુકત માન, પ્રેમ, આસકિત આધીન્ય વગેરે જણાવનાર નર્મવચનો" એટલો અર્થ સમાયલો છે.

૩૯ 'હા' ખેદ દર્શાવે છે; અગર આર્તિનું સંબોધન સૂચવે છે. નાથ=પાલક; રમણ=કાન્તાને ઉચિત સુખ આપનાર; પ્રેષ્ઠ=મારા વિષયને ઉચિત પ્રેમના વિસ્તારક, **क्वासि**=જો કે મારામાં આ પ્રમાણે સ્નિગ્ધ છતાં હમણાં એકાકી આપ કયાં રહો છો ? **क्वासि** પદની પુનરાવૃત્તિ કરવાનું કારણ તેની વ્યગ્ર દશા સૂચવે છે. વળી આલિંગનાદિનીજ સૌભાગ્યના સ્મારકથી નિજરસના ઉદ્દીપક તેમના અંગના વિશેષ સૌન્દર્યના સ્મરણથી જાણે મોહ પામતા હોય તેમ કહે છે.

—વૈષ્ણવતોષિણી

૪૨ "**श्रिय**" પદનું પ્રયોજન સ્ત્રીઓ અંધકારવાળા વનમાં પ્રવેશ કરવાને સમર્થ હોતાં નથી તે જણાવવાનું છે. કેટલાકના મતે અહિંઆં **श्रियः** ને બદલે **हरेः** પાઠ છે. **ततः**નો અર્થ હરિનાઅન્વેષણથી એમ લેવો.–બૃહત્તોષિણી.

૪૩ **गायन्त्यः** પદથી ભગવાન ગાનથીજ વશ થાય છે એમ જણાવ્યું છે. આ વિષે ભાગવાને કહ્યું છે. **नाहं वसामि वैकुण्ठे योगिनां हृदये न वा । मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारदेति** ।। આલાપ તથા ગાન વગેરે સાથે લાગાં થઇ શકે નહિ માટે કોઇક વખત આલાપ કરવા લાગ્યાં, કોઇક વખત ગાન કરવા લાગ્યાં એમ અર્થ સમજવો; અથવા કેટલાંકે આલાપ કર્યો અને કેટલાંએ ગાન કર્યું–બૃહત્તોષિણી.

૪૪ **कालिन्दी**નો અર્થ વિશુદ્ધ રસદીપિકા ત્રણ રીતે આપે છે (૧) કલિન્દ પર્વતની પુત્રી માટે કાલિન્દી (૨) **कानि सुखानि मिलिन्दे यस्याः** જેના મિલિન્દમાં સુખ છે તે (૩) **कानां सुखानांभावपरम्परां ददातीति** સુખની પરંપરા જે આપે છે તે અર્થાત્ અનેક સુખ આપનાર. **पुलिन्द** સુખને પ્રાપ્ત કરવાનું પીઠ.

## अध्याय ३ जो



૧ આ ગોપીગીતના છન્દ પ્રયોગમાં શબ્દાલંકારની ખૂબી સારી જાળવેલી જણાય છે. આ બાબત નીચે આપેલા પહેલા શ્લોક ઉપરથી તે સ્પષ્ટ થશે.

\+\+ \+
**जयति तेऽधिकं जन्मना व्रजः**
\+
**श्रयत इन्दिरा शश्वदत्र हि ।**
\+ \+ \+
**दयित दृश्यतां दिक्षु तावका**
\+
**स्त्वयि धृतासवस्त्वां विचिन्वते ।।**

પ્રથમ પંક્તિના પ્રથમ વર્ણનું સામ્ય તેજ પંક્તિના દ્વિતીયદલના પ્રથમ વર્ણ સાથે છે (તેના તે વર્ણ આવ્યા છે.) તેજ પ્રમાણે ત્રીજી પંક્તિના પ્રથમ વર્ણનું સામ્ય, તેના દ્વિતીયદલના પ્રથમ વર્ણ સાથે છે. વળી પ્રથમ પંક્તિનો દ્વિતીયવર્ણ, ત્યાર પછીનીપંક્તિના દ્વિતીય વર્ણમાં ફરીથી આવ્યો છે. તેજ પ્રમાણે ત્રીજી અને ચોથી પંક્તિમાં છે. આ રીતે આખા ગોપીગીતમાં છન્દ પ્રયોગમાં શબ્દાલંકારનું વૈચિત્ર્ય ગુંથાયલું છે:– વૈષ્ણવ તોષિણી "ઇન્દિરા" પદનો ધ્વનિ વ્રજમાં વસનાર સર્વની મંગલતા તથા સમૃદ્ધિત્વ સૂચવે છે. તે છતાં ગોપીઓ કહે છે કે અમે એકલાં કમભાગ્ય રહ્યાં છીએ. અમારા ભાગ્યમાં તો દુ:ખજ સર્જાયલું છે. તેમાં હે પ્રભુ! આપના વિયોગનું દુ:ખતો અસહ્ય છે. "દિશાઓમાં" એ શબ્દથી આયાસ, પરિશ્રમ તથા પરિભ્રમણ સૂચવાયું છે. "દયિત" શબ્દ અનુકંપા ઉત્પન્ન

કરનાર થાય છે. છતાં અહિંઆં તે ઉપાલંભ દર્શાવે છે. ક્ષીરસ્વામી પોતાની નિરુક્તિમાં તે વિષે નીચે પ્રમાણે કથન કરે છે. કૈતવ વગરનો પ્રેમ આ માનુષ લોકમાં નથી. જો હોય, તો કોને વિરહ થાય? વિરહ થતાં તે જીવી શકે નહિ. એ ન્યાયથી દયિતના વિરહમાં દયિતા જીવી શકેજ નહિ. એમ શંકા કરેતો ગોપીઓ એવો ઉત્તર આપે છે કે તમારી શંકા વાસ્તવિક છે. પ્રિયના વિરહમાં પ્રિયા પ્રાણધારણ નજ કરી શકે. પણ અમારા પ્રાણધારણનું કારણ હે પ્રભુ આપજ છો. આપની પુનઃ અમને પ્રાપ્તિ થશે એ આશામાં અમે આ પ્રાણ ધારણ કરીએ છીએ–વૈ. તો. આ પદ્યમાં પ્રેયસી ભાવવાળી કન્યાઓનું ગાન છે. **दृश्यताम** નો અર્થ **ज्ञायताम्** આપનાથી જણાવો એવો લેવાનો છે. **दृग्ज्ञाने ज्ञातरि त्रिषु इत्यमरः ।** ચકોરીઓને જીવન આપનાર ચંદ્રની માફક આપ અમારી ઇન્દ્રિયોને સંજીવન આપનાર થાવ: નહિતો સમુદ્રના કિનારા ઉપર રહેનારાં પક્ષીઓ સરોવરના જળનું પાન કરે છે તેમાં તે સમુદ્રની અપકીર્તિ સૂચવાય છે તેમ અહિંઆં પણ જો અમને સંજીવન નહિ આપો તો આપની લજ્જા તથા અપકીર્તિ થશે. વળી વિષ વૃક્ષને જાતે ઉછેરીને પછી તેનો છેદ કરવો આપને માટે યોગ્ય નથી. એ ન્યાય પ્રમાણે આપેજ ઉછેરેલી અમારી આશા લતાનો છેદ કરવો તે આપને માટે ઉચિત નથી. અમારૂં જીવન તો આપના ઉપરજ છે. આપ સિવાય અમારી અન્ય ગતિ નથી એવો આ ગીતનો નિષ્કર્ષ છે–વિશુદ્ધ રસ દીપિકા.

૨ "**दृशा**" એ શબ્દથી પ્રભુનાં નયન ચોર છે એમ જણાવ્યું છે. વસ્તુતઃ આનાથી નયનનું સૌન્દર્ય જણાવ્યું છે. **अशुल्कदासीका**, મૂલ્ય વગર લીધેલી દાસીઓ અર્થાત્ અધમ દાસીઓ અમે છીએ માટે અમારો વધ કરવો આપને માટે ઉચિત નથી. **दृशा** નો સંબંધ **सुरतनाथ** સાથે પણ લઈ શકાય. એવી રીતે સંબંધ લેતાં અર્થ એવો કરવાનો છે કે આપ દૃષ્ટિથી સંભોગ સુખ આપનાર છો. તો એ રીતનું દાન અમને નહિ આપો તો અમારો વધ થશે, અને તેમ થવાથી આપને પાપ લાગશે. –બૃહત્તોષિણી. **वरद** નો અર્થ "સારાર્થ દર્શિની" **अभीष्ट द्यत्येव** કરે છે. અભીષ્ટ એટલે ઐહિક તથા પારલૌકિક સુખ તેનું જે ખણ્ડન કરે છે તે વરદ.

૩ આ પદ્યમાં ગોપી કહે છે હે પ્રભુ! આપે અમારૂં દરેક સંકટોમાં રક્ષણ કર્યું છે, પણ અત્યારે કામની જ્વાલાની શાન્તિ માટે આપની પાસે અમે આવ્યાં છીએ તે વખતે આપ કરોડો ગણું દુઃખ વિરહાગ્નિની જ્વાલાથી બાળીને આપોછો. આમ કરવાથી આપ ડરતા નથી? –સારાર્થદર્શિની.

૪ આ શ્લોકનું તાત્પર્ય બૃહત્ક્રમ સંદર્ભના મતે નીચે પ્રમાણે છે. ગોપીઓ ભગવાનને કહે છે. "હે ભગવન્! કેટલાક આપને શ્રી યશોદાના સુત ગણે છે. કેટલાક આપને અન્તર્યામી ગણે છે, જ્યારે કેટલાકનું કહેવું એવું છે કે જગત્‌ના રક્ષણ માટે આપનો અવતાર થયો છે. આમ ત્રણ જૂદા જૂદા મતો આપના વિષે પ્રચલિત છે. તેમાંના આ ત્રણેમાંથી એક મત્ર મતને અનુકૂળ આપ અમારા તરફ વ્યવહાર ચલાવતા નથી. જો આપ યશોદાના પુત્ર હોતો યશોદા એ ગોપી હોવાથી અમે એમનાં સજાતીય છે, એટલે આપ અમારા ઉપર કૃપા કરત. પણ અહિંઆં આપની કૃપાતો નજરે પડતી નથી; એટલે યશોદાના પુત્ર આપ છો એમ અમે માનતાં નથી. તેમજ અખીલ દેહીઓના અન્તરના દૃષ્ટા આપ છો એમ પણ અમે શી રીતે માની શકીએ? જો આપ અન્તર્યામી હોતો અમારાં અંતરમાં શું

દુઃખ છે તે આપ જાણત ? પણ આપની કૃપાના અભાવે એ દુઃખનું આપને જ્ઞાન છે કે કેમ તે બાબતનો અમને સંશય રહે છે; અને તેથી આપના અન્તર્યામિત્વની પ્રતીતિ અમને થતી નથી. વળી બ્રહ્માદિની પ્રાર્થનાથી આપે ભૂતળ ઉપર અવતાર લીધો છે, એમ પણ અમે શી રીતે માની શકીએ. અવતારનો હેતુ અખીલ વિશ્વનું રક્ષણ છે. વિશ્વમાં અમે પણ છીએ એટલે અમારૂં પણ રક્ષણ આપે કરવુંજ જોઇએ, જો આપ રક્ષણ ન કરોતો પછી, અમે શી રીતે માની શકીએ કે વિશ્વનું રક્ષણ કરવાને આપે અવતાર લીધો છે. ખરેખર હે ભગવન્! આપની લીલા અદ્‌ભૂત છે.

૫ "બૃહત્‌ક્રમ સંદર્ભ"ના મતે અહિંઆં પ્રભુના કરનું શિર ઉપર સ્થાપન કરવાને માટે યાચના કરવામાં આવી છે તે યાચકની રીતિથી છે. પ્રથમ અલ્પ વસ્તુનું યાચન કરવું જોઇએ. અહિંઆં તેમનું દૈન્ય પણ સમજાય છે. "વૃષ્ણિ ધુર્ય" નો અર્થ વિશ્વનું રક્ષણ કરવામાં તત્પર એવો આ ટીકા લેછે.

૬ **जलरुहाननं चारुदर्शय** પંકિતને "ભાવ ભાવ વિભાવિકા" એવી રીતે સમજાવે છે કે–ભગવાનનું વદન મંજુ મધુર, સુરભિ, તથા તાપનું વિનાશક તથા આહ્‌લાદક છે તેને જલરુહ (કમળ)ની સાથે સરખાવ્યું છે. અહિંઆં ભગવાન તેમને પ્રશ્ન કરે કે "હે ગોપીઓ! તમે શામાટે મારા કમળ જેવા મુખનું દર્શન કરવાને ઇચ્છો છો? શું તમારા કામની શાન્તિ કરવાને માટે? તેમ હોયતો, તમારા શરીર ઉપર તમે બધાઓએ ઘણાં કમળની માળા પહેરી છે એટલુંજ નહિ પણ તમારા કર અને ચરણ કમળની માફક વિશાળ છે તો પછી કરાલ કામની જ્વાળા તમારા કમળોથી તમે કેમ શાન્ત કરતાં નથી?" આના ઉત્તરમાં તે ગોપીઓ કહે છે. "હે ભગવન્! જો કે અમારી પાસે પણ કમળો છે, પણ અમારાં કમળો આપના મુખકમળની માફક ચારુ નથી; તેથી અમારા શરીર ઉપર અમે કમળની માળાઓ ધારણ કરી છે તો પણ તે સ્મરના શરની માફક અમારા હૃદયને છેદે છે. અમારા કામને શાન્ત કરી શકે એમ નથી. માટેજ તે કામના શમન માટે આપના ચારુ મુખ કમળની અમે પ્રાર્થના કરીએ છીએ!

૭ પાપ=સંસારનું દુખ અગર પરમ ઉત્કટ વ્યસન, તૃણચરાનુગ=સર્વ વ્રજનાં પશુઓ પાછળ ગમન કરનાર. તૃણચર એટલે ઘાસ ચરનાર પશુઓ. અહિંઆં ધ્વનિ અર્થમાં ગોપીઓ પોતાની જાતને પશુઓ સાથે સરખાવે છે. તૃણચર પશુઓ તૃણનોજ ચારો ચરે છે. પણ તેની આગળ શર્કરા (સાકર) વગેરે નાખી હોયતો તે નથી ચરતાં. આ રીતે તેમનામાં રહેલી પરમ અજ્ઞાનતાનું સૂચન થાય છે. એવાં પણ પશુઓ ઉપર અનુકંપા (દયા) દેખાડવી જોઇએ. તેમ હે પ્રભુ! અમે પણ તે પશુઓ જેવાં છીએ, અમારામાં પણ અજ્ઞાનતા છે, તો પણ અમારા ઉપર આપે અનુકંપા દર્શાવવી જોઇએ. બીજી લીટીનો ભાવાર્થ એવો છે કે આપનું ચરણકમળ સર્પની ફણામાં આપે સ્થાપિત કરેલું અને તેથી વિષાદિ અનર્થનો આપ નાશ કરોછો, તો તે વિષના જેવા અમારા કામનો પાદાર્પણથી ધ્વંસ કરો." પ્રથમ શ્લોકમાં **शिरसि** એકવચન પ્રયોગથી, સર્વે ગોપીઓએ ઐકયના અભિપ્રાયથી કરાર્પણની ઇચ્છા દેખાડી હતી. તે સમયે તેમનામાં એક બીજા પ્રતિ સપત્નીનો ભાવ ઉદય પામ્યો નહોતો, અહિંઆં તે **कुचेषु** એમ બહુ વચનમાં શબ્દ પ્રયોગ કર્યો છે.

અહિંઆં રસ વિશેષમાં સપત્નીનો ભાવ ઉત્પન્ન થયો છે અને તેથી દરેકના કુચ ઉપર કરાર્પણ માટે પ્રાર્થના કરવામાં આવી છે—બૃહત્તોષિણી.

૮ મધુર=પ્રેમ અને મૃદુતાથી પ્રાણી માત્રને રુચિર વલ્ગૂ આકાંક્ષા યોગ્યતા, અને આસત્તિ તથા સૌષ્ઠવ યુક્ત વચનો. બુધ મનોજ્ઞ=બુધ એટલે અર્થજ્ઞ તેમને મનોજ્ઞ અર્થાત્ અભિધા, લક્ષણા અને વ્યંજનાદિ વૃત્તિથી પ્રતિપાદિત વસ્તુના રસ, ભાવ, અલંકાર તથા અર્થ ગાંભીર્યથી આનંદ આપનાર "વીર" દયાવીર અગર દાનવીર—વૈષ્ણવતોષિણી **सुरतीरधरसीधुना प्यायस्व नः** પંક્તિનો "સારાર્થદર્શિની" એ રીતે અર્થ આપે છે. (૧) આ માધુર્યના આસ્વાદના આનંદના દાનથી મોહને પ્રાપ્ત થયેલી અમને અધરની સુધાના ઘુંટડાથી પુન ર્જીવન આપો, (વૃદ્ધિ કરો) **आप्यायस्व** (૨) મોહને પ્રાપ્ત થયેલી અમને અધર સીધુથી ફરીથી પણ મોહ પ્રાપ્ત કરાવો. **प्यायस्व नः**

૯ **तव कथामृतम् तप्तजीवनम्** તારી કથા એજ અમૃત છે, અર્થાત્ અમૃતની માફક જાતે ફલ છે અગર અન્ય ફલનું સાધન છે. કથાની અમૃતની સાથેની તુલ્યતા દર્શાવે છે. અમૃત તપ્તોને જીવન આપે છે. અમે પણ આપના વિરહના તાપથી ખિન્ન છીએ, એટલુંજ નહિ પણ સંસારના તાપથી પણ ખિન્ન છીએ, પણ અમૃતની માફક આપણી કથા અમારૂં રક્ષણ કરે છે. "કવિ" બ્રહ્મા, શિવ, ચતુઃ સનકાદિક આત્મારામ કવિઓપણ તેની પ્રશંશા કરે છે તો પછી એ કથામૃતની બીજાઓ પ્રશંસા કરે તેમાં શું આશ્ચર્ય ? "શ્રીમત્," સર્વોત્કૃષ્ટ, "આતત" સર્વ વ્યાપક, આ બે વિશેષણોથી સામાન્ય અમૃત કરતાં કથા રૂપી અમૃતની વિલક્ષણતા દેખાડી છે. કથા રૂપી અમૃત સર્વોત્કૃષ્ટ છે અને સર્વ વ્યાપક છે. **गृणन्ति कथनरूपेण ददाति** કથન રૂપે આપે છે. શ્લેપથી (તપ્તજીવનનો અન્ય અર્થ કેવા લે છે તે માટે આ શ્લોકના ટિપ્પણના 'પ્રકાશ' વિભાગમાં જુઓ ) આ અર્થ પ્રમાણે કથાને અમૃત ગણ્યું નથી, પણ **कथा एव मृतं मृतिः कथैव मारयतो स्मर्थे** કથા જ મરણ છે, કારણ કે આપના વિયોગમાં આપની કથા અમને મારે છે. એ રીતે અર્થ લીધો છે. આ કથા રૂપી મરણ તે તપ્તજીવન બરાબર છે. જીવન, જલ, તપેલા તેલ વગેરેમાં જળબિન્દુ પડે તો તેમા તેનો વિનાશ થાય છે તેવી રીતે આ વિરહાગ્નિમાં આ કથા અમારો નાશ કરે છે. **कविभिरीडितं** અને આ રીતે કવિઓએ પણ આપની કથા નાશ કરનારી છે એમ વર્ણન કર્યું છે. આ અર્થ પ્રમાણે "ભૂરિદા" એટલે મહા પ્રાણ ઘાતક એમ સમજાવ્યું છે. અર્થાત્ આ રીતની ઉકિત આ પરમ આર્તિથી કરેલી છે. વૈષ્ણવ તોષિણી.

૧૦ **संविदः संभाषणादयः** સંભાષણ વગેરે. કુહક=ધૂર્ત આ પ્રણયકોપનું વચન છે આપનું પ્રહસન. પ્રેમથી અવલોકન, વિહરણ તથા ધ્યાન વગેરે મનમાં પ્રવેશ કરીને તુર્તજ સુખ આપીને પછીથી મહાદુઃખ આપે છે. આમ હોવાથી ભગવાનને "કુહક" કપટી કહ્યા છે. સારાર્થ દર્શિની

૧૧ ચલનથી શરૂ કરીને આગમન સુધી કલિલતાનું સૂચન કર્યું છે.

૧૨ આ પદ્યથી ગોપીઓ એવું કહેવા માગે છે કે અમે આખો દિવસ તો દુઃખથી પસાર કર્યો પણ હવે સાયંકાળનો સમય આવ્યો, તે સમયે અમે સુખ પ્રાપ્તિની અભિલાષા

રાખી હતી, પણ અમારૂં દુર્ભાગ્ય તો એવું ને એવું જ રહ્યું. **दिन परिक्षये** "દિવસનો અત્યન્ત ક્ષય હોવાથી" આથી દુ:ખાધિક્યનું સૂચન કર્યું છે—બૃહત્તોષિણી. "પદરત્નાવલી" **वनरजस्वल** ને બદલે **वनरजस्वल** પાઠ વાંચે છે. પ્રણતથી નલ, કૂવર, નાગ, નાગપત્ની વગેરે સમજવાના છે. "પ્રણુતકામદ" વિશેષણથી પ્રભુનું ચરણ સર્વઅર્થનું પ્રદાન કરનાર છે. એમ જણાવ્યું છે. એ ચરણ ધરણીનું મણ્ડન છે, કારણ કે તેમાં ધ્વનિ વગેરે કેટલાંક સુંદર લક્ષણો છે. આ રીતે તેની સુંદરતા જણાવી છે. આપત્તિમાં તેનું ધ્યાન કરવા યોગ્ય છે. એ શબ્દોથી તે આપત્તિનું નિવર્તક છે એમ સૂચવ્યું છે. આ રીતે સર્વ અર્થનું સાધક છે. એટલુંજ નહિ પણ જાતે પરમફલ રૂપ છે. સતત દુ:ખની હાનિ કરનાર અને સુખ પ્રાપ્ત કરાવનાર હે પ્રભો! અમારી વિરહાદિવ્યથાને દૂર કરો અને વિચિત્ર ક્રીડાદિથી સુખ સંપાદન કરો: એવો આ પદ્યનો ભાવ છે.—વૈષ્ણવ તોષિણી.

૧૪ સારાર્થ દર્શિનીના મતે અહિંઆં આ રીતનો અર્થ છે. હે ધન્વન્તરિ પ્રતિમ! ભિષક્ શિરોમણિ! કામરોગથી મૂર્છિત થયેલાં અમને કંઇક ઔષધ આપો! તે ઔષધ બીજું કાંઇ નથી પણ આપનું અધરામૃત છે, તે કેવું છે તો કહે છે કે સુરતની વૃદ્ધિ કરનાર અર્થાત્ પુષ્ટિ કરનાર છે. આપે એમ નહિ કહેવું કે આ ઔષધ તો મોઘા મૂલનું છે. આપ એમ કહેતા હો કે તે એમને એમ આપી શકાશે નહિ? તો અમે કહીએ છીએ કે નિષ્પ્રાણને પ્રાણ યુક્ત કરવાને વગર મૂલ્યે પણ આપ આપો છો કારણ કે આપ દાનવીર છો.

૧૫ ભાવભાવ વિભાવિકા—ભવાન્નો અર્થ આ પ્રમાણે લે છે. ભવ અન્ ભવ=દગ્ધકામ, તેના પણ પ્રાણ રૂપ આપ છો (અન્ધાતુનો અર્થ પ્રાણન થાય છે આથી એમ જણાવે છે કે ભસ્મીભૂત થયેલા કામને આપ સજીવન કરો છો તો પછી કામવાળાં અમોને પ્રાણ આપ જરૂરથી આપશોજ અથવા તો સામાન્યરીતે સર્વ ભવ—જીવોના અધિષ્ઠાન આપ છો. તેથી તમને સત્તા અને સ્ફુર્તિ આપનાર છો. અગર.

**इति अन** એ અર્થ લેતાં આપજ સત્તાલાભ અને જીવનના હેતુ છે. **सर्वं खल्विदं ब्रह्म तज्जलान् इति** એવી શ્રુતિ છે. આ શ્રુતિ કહે છે કે આ સર્વ બ્રહ્મ છે. તે બ્રહ્મમાંથી સર્વ ઉત્પન્ન થાય છે. સર્વની સ્થિતિ છે, અને સર્વનો લય થાય છે આપજ આ રીતે સર્વના પ્રાણ આપનાર હોવાથી અમારા પણ પ્રાણના હેતુ હો એમાં પણ નવાઇ નથી! અથવા ભવ=જન્મ, તેનું જીવન અથવા સાફલ્ય હેતુ આપ છો અથવા આપ કાનનને **भाति** પ્રકાશ આપો છો. **वाति** સુગન્ધિત અને **अनिति** જીવાડો છો. માટે આપ **भवान्** કહેવાવ છો **काननं=का कुत्सितमस्मद् विरहदु:खदत्वादाननं यस्मिन्यस्मिन् इति** જેમાં અમને વિરહનું દુ:ખ આપનાર કુત્સિત આનન (મુખ) છે, અને તેથી અમને વિરહનું દુ:ખ આપ આપો છો. આથી આપનું તે મુખ આનન કુત્સિત અમને જણાય છે. માટે આ સ્થાન કાનન કહેવાય છે.

૧૬ અચ્યુત સંબોધનનો આશય એવો છે કે આપ અચ્યુત છો અને આપની સમીપ આવનારનો નાશ કદીપણ થવો ન જોઇએ. "કિતવ" એટલે પારકાનું સર્વસ્વ હરણ કરનાર તે કિતવ કહેવાય છે એનું કારણ એવું છે કે તે જે માણસને મળે છે તેને એવું કહેછે કે તારૂં શું છે? **किं तवास्ति?** —બૃહત્ક્રમસંદર્ભ

"પદરત્નાવલી" **व्रजवनौकसाम्** [illegible] આ પ્રમાણે ટિપ્પણ આપે છે.

વ્રજનો અર્થ વ્રજભૂમિ, માર્ગ તથા તીર્થ એમ કર્યા છે. એટલે વ્રજૌકસનો અર્થ

ગોપ, માર્ગમાં રહેનારા તથા તીર્થવાસી લીધા છે. અગર વ્રજ એટલે યુદ્ધક્ષેત્ર તેમાં રહેનાર અર્થાત્ સાંગ્રામવાસી. વનૌકસનો અર્થ વનવાસી સંન્યાસી, વાનપ્રસ્થ અગર જલમાં રહેનાર એમ જૂદા જૂદા લીધા છે.

ભાવ ભાવ વિભાવિકા—આ શ્લોકમાં "**अङ्ग**" પદ પ્રિયનું સંબોધન કરે છે તેથી એવું સૂચન કરે છે કે હે પ્રભુ આપ પ્રિય હોવાથી અપ્રિયની માફક આચરણ કરવું જોઇએ નહિ. અથવા "અઙ્ગ" પદથી એમ સમજાય છે કે અંગસંગથીજ અનંગનું ઉપશમન છે, અન્ય રીતે નહિ એમ ભાવ પણ છે. અથવા અંગના વિયોગમાં અમારા અંગનો વિયોગજ થશે એમ પણ આશયથી આ સંબોધન છે. **व्रजवनौकसां** વ્રજમાં (વ્રજમણ્ડળમાં) જેટલાં વન છે તેમાં જેટલાં જેનાં ગૃહો છે તે અર્થાત્ વ્રજમાં આવેલા સર્વ વનવાસીઓના માટેજ આપનું પ્રાકટ્ય છે.

આ સિવાય બીજો પણ અર્થ ગોપાળાંકા (તેમનું સ્થાન વ્રજમાં છે માટે) અને મૃગ, પક્ષિ, દ્રુમ, ગુલ્મ, લતાદિ વગેરે (તેમનું સ્થાન વનમાં છે) થાય છે તેમને માટે આપનું પ્રાકટ્ય છે અગર જંગમ અને સ્થાવર સત્વો માટે છે એવો અર્થ પણ લીધો છે.

૧૯ આ શ્લોકમાં પ્રથમ શ્લોકનાં બોલનાર ગોપીઓ ઉપસંહાર કરે છે. પ્રભુનાં ચરણ અટવીમાં ભમવાથી ખરેખર દુઃખી થાય છે, એમ કહીને એવું જણાવવા માગે છે કે હવેથી હે પ્રભુ અટવીમાં ભ્રમણ કરવાનું રહેવા દો અને અમારી સમક્ષ પ્રાદુર્ભાવ પામો. આ રીતે કહીને બધાંએ પાછું કૃષ્ણનું ગાન કર્યું આ ગાન રાગ, તાલ, સ્વર વગેરેથી યુક્ત છે.

બૃહત્ક્રમસંદર્ભ

ભાગવતગૂઢાર્થ દીપિકા—નિવૃત્તિપક્ષનો અર્થ નીચે પ્રમાણે સમજાવે છે. આપનું પદ સાધકના અનુગ્રહ માટેજ બ્રહ્મ સગુણ સ્વરૂપમાં પ્રકટ કર્યું છે. તે પદ સ્તનસ્થાનમાં કર્મ ઉપાસનાના પ્રતિપાદક ને યોગ્ય તરફ નિર્ગુણ અને નિરવયવનું અર્ચન અમે શી રીતે કરીએ? એથી અમને ભય રહે છે. તેથી સાધકોની ચિત્ત શુદ્ધિ વગેરેના ક્રમથી તત્ત્વજ્ઞાનના ઉદય પર્યંત અમે ધારણ કરીએ છીએ. આથી આપ જીવત્વને પ્રાપ્ત કરીને સંસારરૂપી અટવીમાં અટન કરો છો તે શું આપને વ્યથારૂપ નથી. વ્યથારૂપજ છે. કૂર્પાદિ એટલે આધ્યાત્મિક દુઃખોથી આપને પણ દુઃખ થાય છે એમ વિચારતાં અમારી બુદ્ધિ ભ્રમિત થાય છે. આથી સંસારની અનિર્વચનીયતાનું જ્ઞાન કરાવ્યું છે. " આવી રીતનો નિવૃત્તિપક્ષનો અર્થ આ ટીકામાં લીધો છે. આ અર્થ અન્ય ટીકાકારોના અર્થથી તદ્દન જૂદો છે. એ ટીકાકાર ભક્તિની દૃષ્ટિને દૂર રાખીને નિવૃત્તિપક્ષનો અર્થ લે છે.



# श्री हरिरायजी कृत लेखो.

## ૧

## સ્વમાર્ગીય કર્તવ્ય નિરૂપણ.

શ્રીકૃષ્ણને નમસ્કાર ! શ્રી વલ્લભાચાર્યની કૃપાથી સર્વથા સ્વસંતોષ માટે સન્માર્ગનિષ્ઠનું કર્તવ્ય કહેવાય છે. સેવ્ય કૃષ્ણ સદાનંદરૂપ અને ફક્ત ભક્તના હૃદયના આશ્રય છે. તેના ભાવાત્મા, તે રૂપ સર્વદા સર્વલીલાથી યુક્ત છે. લોકમાં અનુરાગ આ રીતે થાય છે. શ્રવણથી તથા દર્શનથી તેમનામાં (સ્વામિનીઓમાં) જે સહજ રાગ થાય છે તેજ ભગવાન અજ, નંદના ભવનમાં ભૂતલ ઉપર સુખનું દાન કરવાને ઉત્પન્ન થયા છે. તેનું સ્વરૂપ તે પ્રમાણે વર્ણન કરવાને અહિંઆં શ્રુતિઓ પણ સમર્થ નથી. માટે મનની વચનોની અભિવૃત્તિ મનની સાથેની સહરૂપતા છે, અને શ્રી આચાર્યજી ચરણની કૃપાથી કંઇક નિરૂપણ કર્યું છે.

**યશોદાના અંકમાં સ્થિત એવા ભગવાન ગોપીકાના ભાવરૂપ છે. અને યશોદા પણ તે ભાવરૂપ છે એમ જાણો. નંદ તથા તેમનાં બીજાં બધાં–તે ભુમિ, તેમનું ગૃહ તથા ધન તેમનો ઉત્સવ તથા સઘળું ત્યાં તેમના ભાવરૂપજ છે. તે સ્વરૂપ અતિ ગુપ્ત છે, અને બહાર સ્થિત રહેવાને શક્ત નથી તેથી તેમની સાથેનો મેળાપ પૂર્વરૂપથી ( સંયોગ સ્થિતિમાં ) નથી. માટેજ ભેદનું નિરૂપણ કર્યું છે (વિપ્રયોગનું) પણ વર્ણન કર્યું છે.**

કેવલ સ્વરૂપની ઉત્પત્તિ સ્પષ્ટ નિરૂપી નથી. માટે ગોપિકાનો ભાવ સામગ્રી સહિત પ્રકટ કરવામાં આવેલ છે, અને તે ભાવ વ્રજમાં આનંદરૂપ લીલા કરી છે. જે પૂતના વગેરેને મારવા રૂપી સર્વ અવતાર ચરિત્ર તે પ્રાદુર્ભાવ પામીને સ્વયંકૃષ્ણે પુનઃ કરી તે સર્વ આ ઉત્તમ પ્રકરણમાં જણાવ્યું છે. **कस्याश्चित्पूतनायन्त्याः** શ્લોકમાં સારરૂપે જણાવ્યું છેઃ માટે સર્વ લીલા ભાવરૂપ છે. જેમ શ્રુતિથી અગુણવાન્ ભગવાન્ ગુણદ્વારા નિરૂપાય છે તેમ ભાગવત પણ તે સહજ ભાવનું વર્ણન કરે છે. અવતારના ચરિત્રથી તેમનામાં જે ભેદજ્ઞાન થાય છે તે પણ શ્રીમદાચાર્યની કૃપાથી જણાય છે. તે આ છે કે **ભગવાનની સેવા કરવી જોઇએ. આ ભાવસેવા માનસી સેવા છે.** જો આ પ્રમાણે તેનો ઉપયોગ હોય તો આ પ્રમાણે તેનું સમાધાન છે. સ્વામિનીઓમાં સહજ ભાવ સર્વથા સિદ્ધ છે. તે અંન્યત્ર સ્થિત ભાવની આગતિ અહિંઆં કેવી રીતે બને ? તેમ તે પ્રમાણેની અન્યની યોગ્યતા હોઇ ન શકે. એવી કલ્પના ન કરવી. માટે તે પણ તેમની કૃપાથી કંઇક તે બની શકે એમ છે. ( ગોપીજનોને જે ભાવ છે તે બીજાઓમાં ન હોઇ શકે. જો કે સેવા ગોપીજનોના ભાવથી કરવાની છે. પણ કયાં ગોપીજનનો ભાવ અને કયાં સામાન્ય જીવોનો ભાવ ! તેઓમાં યોગ્યતા નજ હોઇ શકે, છતાં ગોપીજનની કૃપાથી તે યોગ્યતા આવે છે). હરિની માફક આ પુરુષને તેમનો પ્રસાદ ઉતરવો કઠિન છે. માટે કૃપાનિધિ કૃષ્ણે સ્વયં પ્રાકટ્ય કર્યું અને સ્વામિની હૃદયમાં સ્થિત જે ભાવરૂપ છે તે ભાવાબ્ધિરૂપ મુખના વાચ્ય વિરહાત્મક ભાવનું રૂપ છે. તેનું દાન કરવાને તે રૂપ સ્વસાન્નિધ્યનું ફલ આપનાર આપણા પ્રભુ કયારે શિર ઉપર સ્થિત થાય છે ? આ ભાવ તેમને નિવેદનથી તથા તેમની સન્નિધિમાં રહેવાથી થાય છે, અને તે મુખ્ય સેવાનું સાધન છેઃ આ ભાવની સિદ્ધિ ગોકુલાધીશમાં જો સર્વ વસ્તુનું સમર્પણ કરવામાં આવે તોજ થાય છે. અને તે પોતાના સર્વ-

સ્વનો વિનિયોગ કરવાથી સિદ્ધ થશે. તેને માટે કાયિકી સેવા છે. શરીર અને દ્રવ્યથી યુક્ત સેવા પણ છે. આ રીતે તેમાં મન રાખીને ચિન્તાનો ત્યાગ કરીને સર્વ કંઇ, કરીને સેવા પરાયણ હૃદયથી વિયોગનો અનુભવ કરીને અને સેવાના અનવસરમાં પ્રભુ ગાયો ચારવા પધાર્યા હોય તેવા ભાવ કરીને, સંન્યાસથી ભાવ કરવો. આ રીતે પરમ અનુભવ કરવો જોઇએ. તે અતિશય વિયોગનું પરમ ફલ છે.

૨

## શ્રીપુરુષોત્તમ સ્વરૂપ આવિર્ભાવ નિર્ણય

પુરુષોત્તમ રસાત્મક છે: આ વસ્તુ શ્રુતિઓથી સિદ્ધ છે. આ રસ શૃંગાર રૂપ છે. તે નાટયના સિદ્ધાંતથી સંમત છે ( નાટ્યશાસ્ત્રમાં મુખ્ય રસને શૃંગાર કહ્યો છે ) ભરતાદિ અન્ય રસોને રસ માનતા નથી. કારણ કે શૃંગાર રસના સંબન્ધથીજ અન્યપણ રસ ગણાય છે. જેમ મહાન પુરુષોનો ઉપકાર સુવર્ણમય ગણાય છે. તેમ શૃંગારના કાર્યમા તે સિવાય ( શૃંગાર સિવાયના ) રસો ઉપયોગિછે. આ શ્રુતિમાં તેને સાકાર, સચ્ચિદાનંદ અખિલ વિરુદ્ધ ધર્મધારણ કરનાર, રૂપવાન, અખિલાધાર, અનંતશક્તિ અને સ્વભાવથી અપ્રાકૃત નિજ આનંદ રૂપ દેહ તથા ઇન્દ્રિયો વાળા છે અને તે શાસ્ત્રમાં સંયોગ તથા વિરહ રૂપે વર્ણવ્યા છે. રસમાં પણ સંયોગથી વિરહનું તારતમ્ય છે, તેમ તેમના સ્વરૂપમાં પણ માનવું જોઇએ. આ ભકતોના અનુભવથી પણ સ્પષ્ટ છે. પ્રથમ સ્વરૂપ શાસ્ત્રીય ક્રિયાના આધાર રૂપ છે તેમ બીજું સ્વરૂપ ભાવ રૂપ હોવાથી ભાવ ક્રિયા માત્રનો આશ્રય છે. પ્રથમનું સ્વરૂપ લોકવેદમાં પ્રસિદ્ધ છે. તે શ્રુતિમાં સિદ્ધ થયેલા અખિલ બ્રહ્મચર્યના આધાર રૂપે છે, જગતના કર્તા છે તથા ચતુર્વ્યૂહથી યુક્ત છે. આ સર્વ આશ્ચર્યથી પૂર્ણ છે. પણ બીજુ સ્વરૂપ ગૂઢભાવ રૂપ હોવાથી, કેવલ ભક્તના હૃદયમાંજ સ્થિત છે માત્ર અનુભવ રૂપી પ્રમાણથી તે જણાય છે, અને અન્ય પ્રમાણોથી તે અતીત છે. તે અનંતકોટિ લીલાનો આશ્રય છે, નિત્ય નવીન છે. અને પ્રકૃતમાં સર્વ રૂપથી હરિનો પ્રાદુર્ભાવ મનાય છે. તેની વ્યવસ્થા શ્રીમદાચાર્ય પંડિતે રચી છે. લોકવેદમાં પ્રસિદ્ધ હરિ વ્યૂહથી યુકત છે, તે વાકય સત્ય કરવાને વસુદેવના ગૃહમાં પ્રકટ થયા. ત્યાં ત્રણ વ્યૂહોનો પણ આવિર્ભાવ કહ્યો છે. વાસુદેવનું કાર્ય તો વ્રજમાં પણ છે તેમાં સંશય નથી. તે પૂતના વગેરે મહાદૈત્યને મુકિતનું દાન આપવાથી જણાય છે. આગળ જે રાજાઓ તથા દૈત્યોને માર્યાનું વર્ણન કર્યું છે તે સંકર્ષણ રૂપથી છે. એ રીતે પૃથ્વીનો ભાર ઓછો કર્યો. માટે વાસુદેવનામના શુદ્ધ સત્વાત્મક જૂદા છે. તે કૃષ્ણના આવિર્ભાવ માટે પ્રકટ થયા હતા એમ કહેવાય છે. શુદ્ધ સત્વમાંજ ભાવાત્મા પ્રભુ પ્રકટ થાય છે તે જણાવવાને માટે વાસુદેવની ઉત્પત્તિનું પણ નિરૂપણ કર્યું છે. તે લઇનેજ શુકદેવ કહે છે કે "ઉત્પન્ન થયા" સ્તન્યની ઉત્પત્તિ તેનાથીજ છે, ભાવ રૂપ પ્રભુની નહિ. આ ઉત્પત્તિ તે શુદ્ધ સત્વમાં હરિની સ્થિતિ છે. નહિતો ભાવરૂપ પ્રભુને માટે ઉત્પત્તિ શબ્દ કહેવાય નહિ. આથી આત્માથી ઉત્પન્ન થયેલા એ પ્રમાણે નંદની મતિ તે વખતે થઇ અને તે એ રીતેજ સમજાય છે. વાસુદેવ તો ભકતોના અંતઃકરણની મૂર્તિવાળા છે. તેનો પ્રથમ આશ્રય કરીને ભાવાત્મા ભગવાન્ પ્રકટ થયા. આથી પ્રાકટ્યોત્સવનાં ગીતોમાં પ્રભુ અજ (અજન્મા) તરીકે ગવાયછે, તેની વિવૃત્તિ [illegible]" માં કરેલી છે. શ્રી આચાર્યજીએ તેને માયા સૂર્યાસહ નંદજીના ઘરમાં મલરૂપથી તે પ્રકટ થઇ એમ કહ્યું છે. આ પ્રભુના પૂર્વ રૂપનો વસુદેવજીના ગૃહમાં અવતાર પ્રથમ

ગણાય છે. અને તેજ નંદજીના ગૃહમાં પધાર્યા અને ગતિની સિદ્ધિ કરવાને તે પ્રાકૃત શિશુ રૂપ યશોદાના ઉત્સંગમાં લાલિત મૂલ પ્રતિકૃતિ રૂપ બન્યા, અને ગમન પછીથી ત્યાં ભાવ રૂપ થયા. માટેજ તે સંયોગ અને વિયોગના અનુભવ રૂપ છે. કેવલ સ્વરૂપ ત્યાર પછીથી છે. પ્રથમ મથુરા પધાર્યા. ત્યારે વાસુદેવ પણ ત્યાં સ્થિત રહ્યા. આ રીતે એકરૂપે થતા જ્ઞાનીઓ તથા ભકતોનો મોહ પ્રભુ કરે છે. આ રીતે સર્વ ચરિત્રોનો સન્નિવેશ પણ સિદ્ધ થશે. માટેજ ભાવાત્મક પ્રભુની લીલા કોક સમયે વર્ણવી છે. "**अंगना**" વગેરે પદ્યમાં આ લીલા ભાવાત્મક છે. શ્રીમદાચાર્યનો આશ્રય કરનારે આ રીતે સમજવું જોઇએ. જો કે આ વર્ણન કરવું તે જીવથી અશકય છે. પણ તેમની કૃપાથી હરિદાસે નિરૂપ્યું છે."

**श्रीहरिरायजी.**

## ૩

## પુષ્ટિમાર્ગીય સ્વરૂપ નિરૂપણ.

પ્રભુ શૃંગાર રસના સ્થાયિ ભાવરૂપ મનાય છે. શાસ્ત્રમાં જેવો રસ મનાય છે તેવોજ અહિંઆં લેવાનો છે. શાસ્ત્રમાં નૃત્ય બંધ વગેરેથી રસ જણાય છે. ક્રિયા ત્યાં પણ કારણ છે. ક્રિયાથી નૃત્ય બન્ધાદિથી શાસ્ત્રના ઉદ્રેકથી પણ પ્રકટ કરવા યોગ્ય સ્વામિની ભાવ તે અમારા મન્મથ રૂપ પ્રભુ છે, તે પ્રભુ હૃદયમાં ગૂઢભાવ રૂપે છે. સ્ત્રીઓના ભાવાત્મક છે. કૃપાળુ તથા સુખરૂપ છે. તથા તેનો અનુભવ કરાવનાર, અને ભક્તના સંબંધથી જનિત, સુખના ભોકતા પ્રભુ છે. "કામ રૂપી ઉત્કૃષ્ટ સુખ" એ વાકયમાં એ કહેલું છે. તેમના ભાવથી તે ભોગ્ય હોવાથી તે ભોકતા કહેવાય છે. તે અતિગૂઢ ભાવ ભગવાન્ છે, તે કૃપાબલથી સમજવા જોઇએ, અને તેમનો આશ્રય કરનાર સદા સિદ્ધોએ પ્રીતિની સેવાથી તેમનું સેવન કરવું જોઇએ,

**श्रीहरिरायजी.**

## ૪

## ભક્તિ દ્વૈવિધ્ય નિરૂપણ.

ભક્તિના બે પ્રકાર છે. ચરણકમળના ભેદવાળી તથા વદનકમળના ભેદવાળી. પ્રથમ પ્રકારની ભકિત શીતલ છે, કારણકે તે શ્રવણ તથા કીર્તનથી થાય છે તેમાં મુખ્ય સંબંધ નારદાદિમાં સુલભ હોય છે. બીજા પ્રકારની ભકિત દુર્લભ છે, કારણકે અધરામૃતના સેવનથી તે બને છે. તેના ભાવના ચિંતનરૂપ તથા વિરહના અનુભવ રૂપ છે વ્રજ સીમન્તિઓને પ્રભુએ જાતે તેનું દાન કર્યું છે, તેટલા માટે કરુણ ભાવાત્મક કૃષ્ણે પોતાનું ઉત્તમ ભાવાગ્નિ રૂપ મુખને જગત્‌માં પ્રકટ કર્યું. તે અગ્નિ સ્વરૂપ શ્રીવલ્લભાચાર્ય છે તેમણે વિશ્વનો ઉદ્ધાર કરવાને માટે વેણુનાદની માફક સ્વવદનના દર્શનથી વચનામૃતના બિંદુથી સ્વીયભકતોને અધરામૃતનું પાન કરાવ્યું અને મુખારવિંદ રૂપને ભાવાત્મક ભકિતનું દાન કર્યું. તે રીતે સ્વવદનની ભક્તિના દાનથી સર્વ અંતરંગ દૈવી જીવોને કૃતાર્થ હરિએ કર્યા.

## ૫

## સ્વમાર્ગીય સાધન રહસ્ય.

શ્રીમદાચાર્યજીનો આ માર્ગ પુષ્ટિમાર્ગ નિઃસાધન ફલ રૂપ છે. તેમાં તે ફલની ઉત્પત્તિનું સાધન ભાવ છે અને તેમના કૃપાવાળાને થાય છે. સંગના અભાવમાં તે ભાવ હોવાથી સર્વથા બનતો નથી. ગૃહાદિમાં સર્વરાગનો ભાવ તે સંગનું સાધન છે. રાગનો અભાવે તો

તેમના કૃપાવાળાને સતત સેવાથી થાય છે. તે કૃપા **અગર સાધન પ્રભુની પ્રસન્નતાથી થાય છે.** અને ભકિત ભાવની વૃદ્ધિથી તે પ્રસન્ન થાય છે. ભાવ જ માર્ગનું સર્વસ્વ છે. તેનું રક્ષણ કરવુંજ જોઇએ. ભાવનાત્મક સેવા પણ ચિત્તમાં ત્યારેજ થાય છે. આ "નિવેદનનું સ્મરણ કરવું જોઇએ એ વચનમાં જણાવ્યું છે. તે પરમ સાધન છે." તાદૃશોની સાથે તે કરવું જોઇએ એ વાકયમાં સંગની પણ અપેક્ષા કરી છે. તે સંગ સાધન છે. અને આ માર્ગમાં મોક્ષ છે. માટે સર્વનો પરિત્યાગ કરીને સત્સંગથી સદા હરિની સેવા કરવી જોઇએ. આંતરથી તેમ બાહ્ય મનથી પણ તે સંગ જાણીને સ્વત ફલ કરો.

૬

## સ્વમાર્ગ રહસ્ય નિરૂપણ

**रसो वै सः** એ શ્રુતિથી ભગવાન રસ રૂપે છે. તે સિદ્ધ રૂપે માનવો જોઇએ તેના સંયોગ તથા વિરહ એમ બે ભેદ છે. સંયોગ ક્રિયા પ્રધાન છે, અને રસના ઉદ્‌બોધ માટે તેમાં ભાવ કહ્યા છે. વિરહમાં યુક્ત સ્વરૂપ પણ તે પ્રકારનું ભાવાત્મક છે. તેથી તેની પ્રાપ્તિ પણ ભાવ પ્રાપ્તિજ છે, બીજી રીતે નથી. તે ભાવ સર્વથા પૂર્વ દેહની નિવૃત્તિ નહિ કરીને સર્વ સામર્થ્ય યુકત તથા નિષ્પ્રત્યૂહ નૂતન દેહ ઉત્પન્ન કરે છે જેથી તેના વિયોગનો અનુભવ થાય. તેને પ્રભુ પ્રિયે રોધ શબ્દથી કહ્યો છે. તેનો વિરોધ પ્રપંચના સ્મરણથી થાય છે. તેનો અભાવ માત્ર નિરોધ લીલાથી ગુણગાન કરવાથી થાય છે. આ ભાવ સંગતિ દૈન્યભાવથી સુલભ બને છે. બ્રહ્માદિથી દુર્લભભાવ તાદૃશોને કેવી રીતે સાધ્ય થાય ? એવી ચિન્તાથી કૃપા યુકત ભગવાને પોતાના મુખને પ્રકટ કર્યું તેના આશ્રયથીજ ઘણું કરીને સર્વેના તાપનો સંભવ છે. આ તાપથી સર્વથા સર્વનો પરિત્યાગ થશે. સર્વનો પરિત્યાગ થતાં ખરેખર પ્રપંચનું અસ્મરણ બનશે. પ્રપંચની અસ્મૃતિમાં પ્રભુમાં આસકિત બને છે. આસક્તિ અને વ્યસન થતાં બાકી શું રહે છે ? તે બાધક હોય છે. દુર્લભતમ રતિ હમેશાં બનતી નથી. આથી બુદ્ધિશાળીએ શ્રીમદાચાર્યજીનો આશ્રય કરવો જોઇએ તેથી સર્વ સાધનોનો ત્યાગ કરનાર અનન્ય તેમના આશ્રીત મનુજોએ તેમને સર્વ ભાવથી સેવવા જોઇએ.



अ-२

૧ શુકદેવ ભગવાનના સ્વરૂપને જાણે છે. તે જેના કરપાદ-મુખ-ઉદર વગેરે આનંદ રૂપ છે એવા કૃષ્ણને સર્વત્ર વ્યાપેલા જુએ છે. **જો ભક્તિ સહિત જ્ઞાનનો આવિર્ભાવ થાય તો અન્ય પણ જુએ.**

\+ + + + +

મૂઢ પણ વૈષ્ણવોજ વિષ્ણુની ગતિને જાણે છે. અત્યન્ત નિપુણ હોય પણ અવૈષ્ણવ હોયતો તે જાણતા નથી. (શ્લો. ૪)

૨ સજાતીય માર્ગસ્થ સજાતીયને જોઇને ગમન કરે છે. ) શ્લો. ૮ )

૩ સર્વથા પુણ્ય સિવાય ઇષ્ટની સિદ્ધિ નથી. ( શ્લો. ૧૦ )

૪ (તે) જ્ઞાનીઓ (વૃક્ષો) સ્ત્રીઓની સાથે સંભાષણ કરશે નહિ.

\+ + + + +

અન્ય રસમાં આવિષ્ટ થયેલાંની બીજા રસ માટે સ્પૃહા થતી નથી. ( શ્લો. ૧૩ )

૫ ભગવાનની સર્વ ક્રીડા ભગવદ્રૂપ છે, અને તે તે ક્રીડામાં પ્રવેશ કરવાથી ભગવાનનાં દર્શન થાય છે. (શ્લો. ૨૨)

૬ પોત પોતાના અધિકાર અનુસાર ભગવાનની લીલા પ્રાદુર્ભૂત થાય છે. (શ્લોક ૨૩)

૭ તાપની નિવૃત્તિ માટે તેમના મનમાં ત્રણ પદાર્થો છે. ૧ અન્વેષણ, ૨ લીલાનો આવેશ અને ૩ ભગવદાવેશ.

ભગવચ્ચરણ એ પરમ પુરુષાર્થનુ સૂચન કરે છે.

ભગવાનના આવેશથીજ નિશ્ચય પૂર્વક સર્વજ્ઞતા થાય છે, અને તેનુ કાર્ય ભગવત્ પદદર્શન છે. વિષ્ણુનું પરમપદ સર્વજ્ઞ પુરુષો સદા સર્વદા જુએ છે– (શ્લો. ૨૪)

૮ પ્રભુના ચરણમાં ધ્વજનું સ્થાપન ભકતને નિર્ભય બનાવવા માટે છે, કમળનું સ્થાપન એવુ જણાવે છે કે ભગવાન સુખે સેવવાને લાયક છે. ચક્ર ભગવાન્ ભકતોના રક્ષક છે એમ જણાવે છે; અને અંકુશ પ્રભુ ભક્તના મનનો નિગ્રહ કરે છે એમ સૂચવે છે. કીર્તિની સિદ્ધિને માટે યવ છે. તેમ વજ્રાદિ ચિન્હો પણ છે, અને તે પાપરૂપી પર્વતનું નિરાકરણ કરવાને માટે ધારણ કરે છે. (શ્લો. ૨૫)

૯ જો તેઓને ( ભકતોને ) મત્સર દોષ ન થાય તો તેઓ ભગવાનની સમીપેજ જાય. (શ્લો. ૨૬)

૧૦ ભગવાનનું થોડું આરાધન કરનાર પુરુષોને પણ ભગવત્સંબંધ થાય છે, કારણકે તેમને ભગવાનજ ફલરૂપ છે. પૂર્ણ આરાધન કરનારને ફલરૂપ ભગવાનજ મળે છે.

સામગ્રી ભેદથી સર્વત્ર કર્મ વિલક્ષણ છે.

૧૧ ભગવાન્ ઇશ્વર છે તેથી કોઇ વખતે ભકિતને મુખ્ય માને છે, કોઇ વખતે કર્મને અને કોઈ વખતે પોતાની ઇચ્છાને, ઇશ્વરનું અન્યથી નિયમન શકય નથી.

\+ + + + +

પ્રભુ આપણને (ભક્તોને) ભક્તિમાર્ગમાં યોજે છે, કર્મમાર્ગમાં યોજતા નથી.
(શ્લો. ૨૮)

\+ + + + +

૧૨ કામરસ સ્ત્રી સમૂહની સરખામણીએ એકનેજ મુખ્ય રીતે ઉત્પન્ન થાય છે. તેમાં પ્રીતિજ કારણ રૂપ છે. અને પ્રીતિ થવામાં ભક્તિ અથવા કર્મ એ હેતુ છે.
ફલાત્મા કૃષ્ણ રૂપ ધનથી સર્વાનંદની પ્રાપ્તિ છે. (શ્લો. ૨૯)

૧૩ આત્માને વિષે જેની પ્રીતિ છે તેવા ભગવાન શ્રીકૃષ્ણ નિષ્કામજ તેનો યથેચ્છ કામ પૂર્ણ કરે છે. આ દશામાં પણ કૃષ્ણતો આત્મરતજ છે.

કૃષ્ણનું આત્માને વિષેજ મુખ્ય રમણ એટલે ક્રીડા છે તેથી તે અખંડિત છે. એ ઇન્દ્રિયોથી, અંતઃકરણથી કે વિષયોથી, ખંડિત થતા નથી. જો પ્રભુનો સ્વાનંદ અન્યત્ર હોયતો પછી અન્યત્ર તે રાગવાન્ થાય.

\+ + + + +

કામથી ગ્રસ્ત પુરુષો સ્વભાવતઃ દીનજ હોય છે. (શ્લો. ૩૪)

૧૪ દોષના અભાવ વડેજ ભક્તની ઉત્તમતા છે, અન્ય ધર્મથી નહિ. માટે પોતાને ઉત્તમ માનવું એ ભ્રમ છે. (શ્લો. ૩૬)

૧૫ દુઃખિતને વિષે ક્રોધ થતો નથી. (શ્લો. ૪૦)

૧૬ ભગવદીય કોઇ દિવસ અંધકારમાં પ્રવિષ્ટ થતા નથી. (શ્લો. ૪૨)

૧૭ સદૃશ વસ્તુ, અદૃષ્ટ અને ચિન્તા વગેરે સ્મૃતિ બીજનાં જનક છે.
ભગવદ્ ગુણોથી દુષ્ટ અદૃષ્ટનો નાશ થાય છે. (શ્લો. ૪૩)

૧૮ દોષ નિવારણમાં ભગવાનનું ગુણગાનજ સાધન રૂપ ગણાય છે. (શ્લો. ૪૪)

## અ—૩

૧૯ ભગવાનના અવતારથી વ્રજનો ઉત્કર્ષ છે.
ભર્તાના અદર્શનથી સ્ત્રીઓનું જીવન ઉચિત નથી. (શ્લો. ૧)

૨૦ અંદર રહેલો પુષ્ટરસ જો બહાર ન નીકળેતો તે પૂર્ણ નજ થાય. (શ્લો. ૩)

૨૧ જેમ વિવાહમાં વિધિ છે તેમ શરણાગતના પાલનમાં વિધિ છે. વિવાહની સરખામણીમાં શરણાગતની રક્ષા અધિક છે. વિવાહિતનું પાલન કરવું તે સાધારણ ધર્મ છે, પણ શરણાગતનું પાલન કરવું એ ઇશ્વરનો ધર્મ છે.
દૃષ્ટ અને અદૃષ્ટદ્વારા થયેલા દુઃખના નિવર્તક પ્રભુજ છે. (શ્લો. ૫)

૨૨ વીર પુરુષો અન્યમાં રહેલા કામાદિશત્રુઓનું નિરાકરણ કરવાને યોગ્ય છે. કામ એ મુખ્ય શત્રુ છે. તેના ઘણા પ્રકાર છે—લોકમાં દાતાઓ કીર્તિવાળા ગણાય છે.
માયા મોહ વગર કોઇને ગર્વ થતો નથી. (શ્લો. ૬)

૨૩ દેહાભિમાન વિદ્યમાન હોવાથી જ્ઞાનનો અભાવ છે. (શ્લો. ૭)

૨૪ મોહ માયા રૂપ છે. તે સચ્ચિદાનંદ રૂપ ભગવાનના સ્વરૂપથી દૂર કરાય છે. (શ્લો. ૮)

૨૫ ભગવાનના વિરહમાં ભક્તનું જીવન અશક્ત છે.

ભગવાનની કથા ષડ્ગુણાત્મકી તથા મોક્ષ આપનારી છે. વળી તે પરમાનંદરૂપ છે. ભગવાનનું કથામૃત તેજ અમૃત ગણાય છે.

+ + + + +

ભગવચ્ચરિત્ર સર્વત્ર વ્યાપ્ત છે; રાજ્યાદિક પરિછિન્ન છે. ભગવાનનું ઐશ્વર્ય એવા પ્રકારનું નથી. તેતો સર્વ પદાર્થોની અંદર તથા બહાર દરેક રીતે વ્યાપ્ત છે. તેજ રીતે કથામૃત પણ સર્વત્ર વ્યાપ્ત છે. (શ્લો. ૯)

૨૬ જેમ તાવથી પીડાતા માણસને અન્નમાં વિરસતા થાય છે, તેમ સ્વભાવ દોષથી ભગવાનને વિષે-ભગવાન માયાવડે કપટલીલા પણ કરે છે એવી સ્ફુર્તિ થાય છે. (શ્લો. ૧૦)

૨૭ સ્ત્રીઓ સર્વદા ત્યાગ કરવાને યોગ્યા નથી.

---

## त्रिविधनामावलीस्थ श्रीमत्प्रभुनामरत्न

### ( અનુસંધાન ભાગ ૧. )

ભગવાને કાયિક તિરોધાન કર્યું તે સમયે માત્ર એક નિર્દોષ સ્વામિની એમની સાથે હતાં, તે જણાવનાર નામ કહે છે.

**राधासहचराय नमः ॥**

**રાધાની સાથે ફરનાર પ્રભુને નમસ્કાર.**

રાધા પ્રભુની સહચારિણી છે,અને પ્રભુ તેમના સહચર છે જેવી રીતે તેમની પ્રીતિ છે તેવી આ પણ તેમના તરફ કરે છે એવું સૂચન થયું છે.

પછીથી તિરોધાન પછી તેમની (ગોપીઓની) અવસ્થા શી થઇ તે જણાવનારૂં નામ કહે છે.

विरहव्याकुलगोपांगनान्वेषितमार्गाय नमः ।

**વિરહથી વ્યાકુલ ગોપાંગનાથી જેમના માર્ગની શોધ કરાઇ છે એવા પ્રભુને નમસ્કાર.**

અંતઃસ્થિત સ્નેહ અલૌકિક છે, તે આસેચનક સ્વભાવ વાળો છે. તેથી તાપ કરનાર છે. તેના તિરોધાનમાં તો અદર્શનથી તાપની ઉત્પત્તિ કરે છે. આથી પ્રભુને માટે તે ગોપીઓને વિરહ ઉત્પન્ન થયો અને તેથી વ્યાકુલ થઇ ગયાં. એમનું ચિત્ત લૌકિક વિષયોમાંથી તદ્દન દૂર થયું માત્ર પ્રભુનોજ વિચાર રહ્યો આ પ્રભુને ગમે તે રીતે શોધી કાઢવા જોઇએ એમ વિચાર કરવા લાગ્યાં. કારણકે પ્રભુ સિવાયનું સર્વ કંઇ તુચ્છ છે. પ્રભુથીજ તેમનો આનંદ છે. માટે ગમે તે રીતે અન્વેષણથી પ્રભુની પુનઃ પ્રાપ્તિ તેમણે કરવી જોઇએ. એમ મનથી વિચારીને પ્રભુપ્રાપ્તિના માર્ગને તે શોધવા લાગ્યાં.

ગોપીજનો આ પ્રમાણે જ્યારે અન્વેષણ કરતાં હતાં તે સમય દરમ્યાન પ્રભુ જે સ્વામિની સાથે અન્ય ગોપીઓથી દૂર થયા હતા, તેમની સંગમાં ફરનાર સ્વામિનીને માનભાવ ઉત્પન્ન થયો. એ જણાવનારૂં નામ નીચે પ્રમાણે છે.

### ज्ञानतुल्यभक्तभ्रान्तिजनकाय नमः ।

### જ્ઞાનતુલ્ય ભક્તને ભ્રાન્તિ ઉત્પન્ન કરનાર પ્રભુને નમસ્કાર.

પ્રભુની સાથે ફરનાર ગોપીના મનમાં વિચાર થયો કે અન્ય ગોપીઓનો ત્યાગ કરીને પ્રભુ મારી સાથે ગમન કરે છે તેથી અન્ય કરતાં હું શ્રેષ્ઠ છું એમ ગર્વ થયો. આવું જ્ઞાન થતાં તે ભક્ત ગોપીને ભ્રાન્તિ થઇ અને તેથીજ પ્રભુને કહે છે કે "હું ચાલવાને શક્ત નથી, માટે મને ખભા ઉપર લઇ જાવ." આ સાંભળીને ભગવાને પણ ભ્રમજનક અશક્ય વસ્તુનો ઉપદેશ કર્યો કે મારા સ્કંધ ઉપર, હે ગોપી આરૂઢ થાવ"

આમ કહીને તે ગોપીથી પણ ભગવાન અંતર્ધાન પામ્યા. એટલે તે સ્વામિનીને પણ વિરહથી મૂર્છા થઈ. ત્યારે તેમના જીવનની સંપત્તિ માટે પોતે પુનઃ તેમની સન્નધિમાં સ્થિત થયા. તે સમયનું સૂચક નામ કહે છે.

### निकटस्थितबोधकाय नमः ।

### પોતે નજીક ઉભા છે એવું જણાવનારને નમસ્કાર. ।

ભગવાન તિરોધાન પામ્યા એટલે "હે નાથ, હે રમણ, આપ મને દર્શન દો અને મારી સમીપ પ્રકટ થાવ" એમ તે સ્વામિનીએ આક્રંદ કર્યું. તેમને અત્યન્ત વિરહથી શોક મગ્ન થયેલાંને અન્ય ગોપીજનોએ વનમાં ફરતાં જોયાં, અને તેમની પાસે તે આવ્યાં અને તેમની એ દશાનું કારણ પૂછ્યું એટલે સર્વ વૃત્તાન્ત કહી બતલાવ્યું. આ વર્ણન સાંભળીને સર્વ ગોપી જનને સ્વદોષની સ્ફૂર્તિ થઇ. ખરેખર અમારા દોષને લીધે પ્રભુ અમારા ઉપર રીસાઇ ગયા છે. હે પ્રભુ અમારા અપરાધ ક્ષમા કરો, અને અમને આપનું દર્શન આપો એવા ભાવવાળાં વાક્યો ઉચ્ચારવામાં તે મગ્ન થયાં.

પછીથી પોતાના દોષની નિવૃત્તિ માટે ગુણગાનજ પરમ સાધન છે એમ જાણીને તે ગુણગાન કર્યું. આથી તેનું સૂચક નામ કહે છે.

### गोपीवर्णितनिखिलगुणाय नमः ।

### ગોપીઓએ જેમના સર્વ ગુણોનું વર્ણન કર્યું છે એવા પ્રભુને નમસ્કાર.

પોતાનો અપરાધ દૂર કરવાનો ઉપાય પ્રભુનું ગુણગાન છે એમ જાણીને તેમણે જૂદી જૂદી રીતે પ્રભુનું ગાન કર્યું.



# पारिवृढाष्टकम् ।

આ ગ્રંથ શ્રીમદાચાર્યચરણનો છે, અને તેના ઉપર શ્રીગોપેશ્વરજીની ટીકા છે. આમાં રસ સ્વરૂપ પ્રભુને માટે નિજ હૃદયમાં રતિનો પ્રાદુર્ભાવ થાય તે માટે શ્રીમદાચાર્યજી દરેક શ્લોકમાં પ્રાર્થના કરે છે. વૈષ્ણવોને દરરોજ પાઠ કરવામાં તેના અર્થ સુગમ થાય તેટલા માટે અહિંઆં મૂળ ગ્રંથ તેના અર્થ તથા ટુંક વિવેચન સહિત આપવામાં આવે છે. શ્રીમદ્ગોપેશ્વરજીની ટીકા ઘણીજ વિદ્વત્તા પૂર્ણ છે, અને તેનો અનુવાદ કરવા જતાં, સામાન્ય વૈષ્ણવોને આ પાઠ કઠિન થઈ પડવાનો મને ભય જણાવાથી અમૂક અંશેજ તે ટીકાને અહિંઆં અનુસરવામાં આવે છે. અનુવાદકનો હેતુ વૈષ્ણવોને આ પાઠ સુગમ કરી આપવાનો હોવાથી, માર્ગીય સિદ્ધાન્તોને અનુકૂળ રીતે રહીને સ્વતન્ત્ર અનુવાદ કરવો પડયો છે.

ભગવાન સચ્ચિદાનંદ રસ સ્વરૂપ છે, એવું रसो वै स શ્રુતિમાં જણાવેલું છે, પણ જીવના દુષ્ટ કર્મોથી તથા અદૃષ્ટને લીધે તે સ્વરૂપ સમજાતું નથી. તેમાં અન્યથા ભાવ દૃષ્ટિગોચર થાય છે માટે તે અન્યથા ભાવની નિવૃત્તિ કરવાને માટે ભક્તિની ખાસ જરૂર છે. તેટલા માટે મનુષ્યોને શિક્ષા ( બોધ ) આપવાની ખાતર કૃષ્ણની ભક્તિ કરનાર શ્રીમદાચાર્યજી તે રસ સ્વરૂપના અવિર્ભાવની પ્રાર્થના કરે છે.

कलिन्दोद्भूतायास्तटमनुचरन्तीं पशुपजां
रहस्येकां दृष्ट्वा नवसुभगवक्षोजयुगलाम् ।
दृढं नीविग्रन्थिं श्लथयति मृगाक्ष्या हठतरं
रतिप्रादुर्भावो भवतु सततं श्रीपरिवृढे ॥ १ ॥

ભાવાર્થ—કાલિન્દી ( કલિન્દપર્વતમાંથી ઉત્પન્ન થનાર ) ના તટ ઉપર ગમન કરનાર, નવીન અને સુંદર વક્ષોજ યુગલવાળાં, રાધાને એકાન્તમાં જોઈને તે મૃગનયનાની હઠ પૂર્વક ગ્રન્થિને જે શિથિલ કરે છે એવા પરબ્રહ્મમાં મારી રતિનો પ્રાદુર્ભાવ હમેશાં થાવ.

( વિવેચન )—આ પદ્યમાં શ્રીમહાપ્રભુજી રસ સ્વરૂપ પર બ્રહ્મમાં પોતાની રતિનો પ્રાદુર્ભાવ થાય તેમ પ્રાર્થના કરે છે. પરબ્રહ્મને માટે અહિંઆં પરિવૃઢ શબ્દ છે. એ શબ્દ બૃહધાતુમાંથી વ્યુત્પન્ન કરાય છે અને તે વૃદ્ધિના અર્થમાં આવે છે. તેની પહેલાં "પરિ" ઉપસર્ગ છે તેનો અર્થ પરિતઃ આજુબાજુએ સર્વત્ર એમ છે એટલે જે સર્વત્ર વૃદ્ધિ પામેલ પરબ્રહ્મ સિવાય

બીજું કંઈપણ તત્ત્વ નથી. વેદવેદાન્તમાં નિરૂપિત કરેલા આ તત્ત્વને અહિંઆં પરિવૃઢ કહે છે. આ પરિવૃઢની પૂર્વે "શ્રી" શબ્દનો યોગ કરેલો છે. શ્રીનો અર્થ પરબ્રહ્મની શકિત છે. અને તે સિદ્ધિશકિત સ્વરૂપ છે. તેનાથીજ કરીને રસ સ્વરૂપ સિદ્ધ થઈ શકે છે. માટે એવી શકિતથી યુક્ત પરિવૃઢ—રસ સ્વરૂપ પરબ્રહ્મમાં પોતાની રતિનો પ્રાદુર્ભાવ થાય તે માટે શ્રીમહાપ્રભુજી પ્રાર્થના કરે છે. અહિંઆં "રતિ ઉત્પન્ન થાવ" એમ કહેવાને બદલે તેનો પ્રાદુર્ભાવ થાવ એમ કહ્યું છે, તેનું કારણ એટલુંજ છે, કે ઉત્પન્ન થવામાં જે વસ્તુ ઉત્પન્ન થાય છે, તે અમૂકનું કાર્ય બને છે. ત્યાં ઉત્પન્ન કરનાર કારણ, અને ઉત્પન્ન થનાર વસ્તુ એ બન્ને ભિન્ન હોય છે, કાર્યને ઉત્પન્ન કરનાર નિમિત્ત કારણની જરૂર હોય છે. એટલે રતિને ઉત્પન્ન થતી માનીએ તો તેને સાધનની અપેક્ષા રહે છે. પ્રેમ સ્વરૂપ પ્રભુ માટેની રતિ ( પ્રેમ ) કોઇ પણ સાધનોની અપેક્ષા રાખતી નથી. તે સાધનાતીત વસ્તુ છે. પ્રભુની ઇચ્છાથીજ એનું અસ્તિત્વ છે. અર્થાત્ તે પ્રમેય છે. પ્રમાણ રૂપ નથી. માત્ર જેના ઉપર પ્રભુનો અનુગ્રહ હોય તેજ તેનો અનુભવ કરી શકે છે, માટે અહિંઆં તે રતિનો પ્રાદુર્ભાવ કહ્યો છે. કેવા બ્રહ્મ માટે રતિના પ્રાદુર્ભાવની પ્રાર્થના કરવામાં આવે છે ? આ પ્રશ્નનો ઉત્તર શ્લોકની પ્રથમ ત્રણ પંક્તિઓમાં છે. જે ભગવાન કાલિન્દીના તટ ઉપર ગતિ કરનાર રાધાની ગ્રન્થિને શિથિલ કરે છે. તેમાં રતિનો પ્રાદુર્ભાવ બનો એમ પ્રાર્થના છે. કાલિન્દી એટલે યમુનાજી; તે કલિન્દ પર્વતમાંથી ઉત્પન્ન થાય છે. એ પ્રભુની વિવિધ લીલામાં ઉપયોગી છે; અને તે ઉત્પત્તિ કાલથી આરંભીને પ્રભુની લીલામાં ઉપયોગી છે એવું જણાવવાને "કલિન્દમાંથી ઉત્પન્ન થયેલી" એવો શબ્દ મૂકયો છે. રાધિકા યમુનાજીના તટ ઉપર ગતિ કરે છે ( મૂળમાં **अनुचरन्तीम्** પદ છે તેનો અર્થ **गच्छन्तीम** અથવા **विरहमनुभवन्तीम्** એમ કર્યા છે. "ગતિ કરતાં" અથવા "વિરહનો અનુભવ કરતાં" એમ ઉભય અર્થ લીધા છે ) પ્રભુને માટે રાધિકાજીને વિરહ થયેલો હોવાથી એકાન્તમાં અને એકલાં વિરહ દશાનો અનુભવ કરતાં યમુનાજીના તટ ઉપર આમ તેમ પોતે ફરે છે, એ સ્થિતિ જ્યારે ભગવાન જુએ છે ત્યારે તેમને વિચાર થાય છે કે અહો આ રાધા સ્વામિની મારી સાક્ષાત્ શક્તિ રૂપ, પ્રેમ લક્ષણા ભક્તિની મૂર્તિ મારાથી વિયોગ પામીને વિરહ દશાથી ખિન્ન થયેલાં આમ તેમ ફરે છે. અત્યારે તેમને કેટલો બધો શોક થઇ રહ્યો છે. આ વિરહનો અંગારો તેમના સૌન્દર્ય તથા યૌવનને દાહ આપી રહ્યો છે, આવી સ્થિતિમાં તેમને રહેવા દઇને શોક કરવા દેવો તે કોઈ પણ રીતે ઉચિત નથી, માટે મારે તેમના ઉપર અનુગ્રહ કરવો જોઇએ, એમ વિચારીને પોતે તેના ઉપર અનુગ્રહ કરવાને તેમની પાસે પધારે છે અને શ્લોકમાં જણાવ્યા પ્રમાણે અનુગ્રહનું દાન કરે છે.

રાધાજીને પશુપની પુત્રી કહ્યાં છે. પશુપ એટલે પશુઓનું ચારણ–પાલન કરનાર, એટલે અહિંઆં વૃષભાનુ લેવાના છે. પશુઓના ચારણમાં વિરહ હોય છે. તેથી પશુપત્વનું સ્મરણ થતાં વિરહ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. રાધાને માટે પશુપની પુત્રી એવો શબ્દ પ્રયોગ કરવાથી તેમની વિરહાવસ્થાનું સૂચન કરાય છે. અહિંઆં વિરહની સામગ્રીનું નિવેદન કર્યું છે. સામગ્રીની પૂર્ણતા "નવીન અને સુંદર વક્ષ યુગલવાળાં" એ વિશેષણમાં છે. રાધાજીનું ઐશ્વર્ય સુંદર અને પરબ્રહ્મના સારૂપ્યનું સમાન અધિકરણ વાળું છે, માટે તેમને શ્લોકમાં "**नवसुभगा** કહ્યાં છે અને તેમના વક્ષ સ્થળમાં રમણ માટે જે શ્રી ઉત્પન્ન થાય છે તે યુગલ રૂપ છે માટે **वक्षोज युगला** કહ્યું છે. (શ્રી ગોપેશ્વરજીએ અહિંઆં બીજા પણ અર્થો આપ્યા છે તે જીજ્ઞાસુએ મૂળ ગ્રંથમાંથી જોવા) અહિંઆં આધિ દૈવિક આધ્યાત્મિક અને આધિભૌતિક એ ત્રણ રૂપથી બ્રહ્મની સાથે રાધાજીનું સારૂપ્ય જણાવ્યું છે. આધિદૈવિકરૂપથી પરિવૃઢ સાથે, આધ્યાત્મિકનું હરિ સાથે, અને આધિભૌતિકનું નીલ વર્ણ સાથે આ પદ્યમાં પરબ્રહ્મની રસાત્મક આનંદસ્વરૂપની લીલાનું વર્ણન કર્યું છે. આ સ્વરૂપનું વર્ણન તૈત્તિરીયોપ નિષદ્‌ની બ્રહ્માનંદ વલ્લીમાં છે. બ્રહ્મને ત્યાં રસ રૂપ કહ્યા છે, પણ રસોમાં શૃંગાર રસ પ્રધાનપદ ભોગવે છે, કારણ કે રતિ તે તનો સ્થાયી ભાવ છે, સર્વ કોઇને રતિ તરફ આકર્ષણ થાય છે; એટલે અહિંઆં રસ સ્વરૂપ પરબ્રહ્મ શૃંગાર રસ રૂપ અગર તેના અધિષ્ઠાન તરીકે વર્ણવ્યા છે. શ્રુતિ આ સ્વરૂપનું વર્ણન નીચે પ્રમાણે આપે છે. "**तस्माद्वा एतस्माद्विज्ञानमयात् । अन्योन्तर आत्मानन्दमयः । तेनैष पूर्णः । स वा एष पुरुषविधः एव । तस्य पुरुष विधताम् । अन्वयं पुरुषविधः । तस्य प्रियमेव शिरः । मोदो दक्षिणः पक्षः । प्रमोद उत्तरः पक्षः । आनन्द आत्मा । ब्रह्म पुच्छं प्रतिष्ठा।** તે વિજ્ઞાનમય બ્રહ્મથી આનન્દમય જૂદાછો તેનાથીજ આ પૂર્ણ છે. તે પુરુષની માફક છે (સાકાર છે). તેની પુરુષ વિધતા પછીથી આ પુરુષ વિધ છે. **તેનું પ્રીતિ શિર છે. આનંદ (મોદ) જમણો પક્ષ છે. પ્રમાદ ડાબો પક્ષ છે. આ આત્મા આનંદરૂપ છે. અને અક્ષરબ્રહ્મ તેનું પુચ્છ છે.** શુચિશૃંગાર રસની સંયોગ અને વિપ્રયોગની બે સ્થિતિને અહિંઆ આનંદસ્વરૂપ બ્રહ્મના દક્ષિણ અને ઉત્તર પક્ષ તરીકે કહ્યા છે. એ બન્ને સ્થિતિનું વર્ણન અહિંઆં આ શ્લોકમાં કર્યું છે. કૃષ્ણ એ પરિવૃઢ છે. સ્વામિની રાધા. તેમની સિદ્ધિ શક્તિ છે. તેમને પ્રથમ પ્રભુના વિરહનો અનુભવ થાય છે. પણ પ્રભુ તેમના ઉપર અનુગ્રહ કરીને સંયોગનું સુખ આપે છે. આ રીતે ઉભય ફલાત્મક લીલાનું વર્ણનં આ પદ્યમાં કર્યું છે. રતિનો અર્થ પ્રભુ માટેનો પ્રેમ છે, એટલે તે ભક્તિનુંજ સૂચન કરે છે. રતિની નિત્યતા જણાવવાને તેનો આદુભાવ કહ્યો છે.

સખીવૃન્દમાં પરસ્પર પ્રભુના ગુણાનુવાદમાં લીલાસહિત પ્રિયતમના પ્રાકટ્ય પછીથી વિશેષ ભાવો ઉત્પન્ન થાય છે તેવા સંગમમાં પણ હોતા નથી, એટલે વિરહ એ અન્તરનું પરમ ફલ રૂપ છે એવું બે શ્લોકથી પ્રાર્થે છે.

समायाते स्वस्मिन् सुरनिलयसाम्यं गतवति
व्रजे वैशिष्ट्यं यो निजपदगताब्जाङ्कुशयवैः ।
अकार्षीत्तस्मिन् मे यदुकुलसमुद्रासितमणौ
रतिप्रादुर्भावो भवतु सततं श्रीपरिवृढे ॥२॥
हिहीहीहींङ्कारान्प्रतिपशु वने कुर्वति सदा
नमद्ब्रशेन्द्रप्रभृतिषु च मौनं धृतवति ।
मृगाक्षीभिः स्वेक्षानवकुवलयैरर्चितपदे
रतिप्रादुर्भावो भवतु सततं श्रीपरिवृढे ॥३॥

भावार्थ—જેમના પધારવાથી ઇન્દ્રના સ્થાનની તુલ્ય બનેલા વ્રજની, પોતાના ચરણનાં કમળ અંકુશ અને યવનાં ચિન્હોથી વિશિષ્ટતા જેમણે ઉત્પન્ન કરી છે તેવા યદ્રુફુલના મણિરૂપ શ્રીપરિવૃઢમાં મારી રતિનો હમેશાં પ્રાદુર્ભાવ થાવ.

જે હિ હી હી હીના પોકારો દરેક પશુના તરફ કરે છે, અને જેમને બ્રહ્મા, શીવ, ઇન્દ્ર વગેરે દેવતાઓ નમે છે છતાં પણ તેમના પ્રતિ પોતે મૌન ધારણ કરે છે, અને જેમના પદનું મૃગાક્ષીઓ (વ્રજાંગનાઓ) એ સ્વદૃક્ષિણ રૂપી નવીન કમળોથી અર્ચન કર્યું છે તેવા શ્રીપરિવૃઢ ભગવાનમાં મારી રતિનો પ્રાદુર્ભાવ થાવ. ૩

विवेचन—અહિંઆં પ્રથમ એમ કહે છે કે પ્રભુ જ્યારે વ્રજમાં પધારે છે ત્યારે તે સુરનિલય (ઇંદ્રના ધામની)ની તુલ્ય બને છે; એટલુંજ નહિ પણ તે વ્રજભૂમિને વિશિષ્ટ બનાવવાની જરૂર છે. સુરનિલય કરતાં વ્રજભૂમિ અધિક છે એમ દર્શાવવું જોઇએ, નહિ તો સુરનિલયની તુલ્ય તેને કહેવામાં તેનો કોઈપણ રીતે ઉત્કર્ષ સૂચવાતો નથી. જેમ શ્રી ગોપીગીતના પ્રથમ શ્લોકમાં વ્રજભૂમિનો ઉત્કર્ષ દેખાડયો છે તે રીતે અહિંઆં તે જણાવવાની જરૂર છે, કારણકે વ્રજ એ પોતાનું છે. પ્રભુ ગોચારણ નિમિતે વ્રજમાં જ્યારે વારંવાર પધારે છે ત્યારે પોતાના ચરણનાં કમળ, અંકુશ, યવાદિ ચિન્હોથી તેને વિભૂષિત કરે છે, આ રીતે તેના ભાગ્યને વધારે છે. મૂળ શ્લોકમાં **अकार्षीत्** શબ્દ છે, આ રીતે ભૂતકાળનો અર્થ જણાવનાર પ્રયોગ કરવાથી લીલાની નિત્યતા સૂચવી છે; પણ પ્રાર્થનાકાળે તે લીલા શ્રીમદાચાર્યજીને અપ્રકટિત હતી એમ શ્રીગોપેશ્વરજી ટીકામાં કહે છે. પ્રભુનાં નામ, કર્મ તથા લીલા નિત્ય છે. તેમનો

પ્રભુની ઇચ્છાથી અમુક સમયે પ્રાદુર્ભાવ થાય છે—ઉત્પત્તિ નથી, આ બાબતને વિદ્વન્મણ્ડનમાં શ્રી ગુંસાંઇજીએ સમજાવી છે. આ શ્લોકમાં પ્રભુના વિરહ વખતની રતિનું સ્મરણ કર્યું છે. વ્રજભૂમિમાં પોતે ગાયોને ચારવાને પધારે છે તે સમયે નિજભક્તરૂપ ગોપીજનને જે વિરહ થાય છે, તે સમયની લીલાનો ઉલ્લેખ છે. આ વિષયને દશમ સ્કંધના ફલપ્રકરણના યુગલગીતમાં સારી પેઠે વિસ્તારથી સમજાવ્યો છે.

૩. વનમાં પોતે ગાયોને ચારે છે ત્યારે દરેક પશુને હિ. હી. હી. શબ્દોના પોકાર કહીને બોલાવે છે. પોતે પરબ્રહ્મ છે, છતાં પણ લોકમાં લીલા કરવાની ખાતર લોકવત્ પશુઓને કાંટાવાળાં સ્થાનોમાં ગાયોને ચારવા જાય છે. અને તે ગાયો ચરતાં ચરતાં દૂર જતી રહી હોય તો તેમને પાછી બોલાવવાને બુમો પાડીને બોલાવે છે. પણ બ્રહ્મા શિવ, ઇન્દ્ર વગેરે તરફ પોતે મૌન ધારણ કરે છે. અન્યદેવતાઓ તેમને બોલાવવાને પ્રાર્થના અગર સ્તુતિ કરે છે છતાં પણ પોતે તે લક્ષ્યમાં લેતા નથી. આ રીતે અહિંઆં પ્રભુના વિરુદ્ધ ધર્માશ્રયત્વનું પ્રતિપાદન કર્યું છે. પોતે પોતાની ઇચ્છા થાય તો ગમે તે કરે પણ અન્યની ઇચ્છા પ્રમાણે કંઇ પણ કરતા નથી. તેમની ઇચ્છાને કોઇ પણ નિયમ વશ કરી શકે નહિ. સૃષ્ટિના નિર્વહન માટે પોતે નિયમ ઇત્યાદિ બનાવે છે, પણ પોતે તે નિયમને વશ થતા નથી. પશુઓ મૂઢ હોય છે. તેઓ નિ:સાધન છે—તેમને બોલાવવાને પોતે જાતે શ્રમ કરે છે, અને જો કે તેઓ પ્રભુથી દૂર હોય છે છતાં પણ તેમને પોતે બોલાવે છે અને પોતાની સમીપ ખેંચે છે, પણ બ્રહ્માદિ અહોનિશ રક્ષણ કરે છે તો પણ તેમની તરફ ઉચ્ચાર સરખા કરતા નથી,—એ રીતે તેમના ધર્મોમાં વિરોધ હોવાથીજ પોતાનું પ્રભુત્વ દેખાડે છે. નહિ તો સામાન્ય નિયમને વશ રહે તો તેમાં તેમનું પ્રભુત્વ ન ટકી રહે. નિ:સાધન પશુઓને પોતે બોલાવે છે. એમ કહીને એમ જણાવે છે કે નિ:સાધન ભકતોજ પ્રભુની સમીપ જાય છે—પ્રભુ પોતેજ તેમને પોતા તરફ ખેંચે છે; પણ સાધનવાળા બ્રહ્માદિ દેવતાઓ પણ પ્રભુને બોલાવી શકતા નથી તો સામાન્ય ભકતોનું તો કહેવું શું? આગળ કહે છે કે તે પ્રભુના ચરણનું મૃગાક્ષી (ગોપીઓ) એ પોતાના નયન રૂપી કુવલય (કમળ)થી અર્ચન કર્યું છે. ગોપીઓનાં નયન પ્રભુના પાદ તરફ નમે છે. પ્રભુના દર્શન સિવાય ગોપીઓ એક ક્ષણ પણ જીવી શકે તેમ નથી, તેથી પોતાની દૃષ્ટિ એ દિશામાં ને દિશામાં વાળે છે. ગોપીઓનાં નયનને કમળની સાથે સરખાવ્યા છે. કમળથી જેમ અર્ચન કરવામાં આવે છે તેમ અહિંઆં નયનથી અર્ચન કહ્યું છે. ગોપીઓનાં નયનમાં કાજળ આંજેલું હોવાથી, અને કાજળનો વર્ણ નીલ હોવાથી નયનને કુવલય કહ્યાં છે. કુ એટલે પૃથ્વી અને તેમાં તે વલયની માફક શોભા

કરનારાં છે માટે કુવલય એટલે કમળ કહેવાય છે. પ્રભુના ચરણ પ્રતિ ગોપીઓ પોતાનાં નયન ફેરવે છે તે વખતે વિરહને લીધે જે જે કામથી મિશ્રિત થયેલા ભાવો ગોપીઓને ઉત્પન્ન થાય છે તે અહિંઆં ત્રીજી લીટીમાં જણાવ્યા છે. એ ભાવને સૂચવવાને મૂળ શ્લોકમાં નવ શબ્દ મૂકયો છે. કમળ એ રસના ઉદ્દીપક છે. દૃષ્ટિરૂપી કુવલયથી અર્ચન કરવાનું અહિંઆં જે કહ્યું છે તેનો હેતુ એ છે કે આ ભકતો—ગોપીઓ કુલ લજ્જાને લીધે બહિર્ગમન કરી શકતાં નહોતાં—તેમને પ્રતિબન્ધ હતો, આથી પોતે પોતાનાં નયનરૂપી કુવલય પ્રભુના પાદને અર્ચન માટે મોકલે છે. આ રીતે પ્રભુનું વર્ણન કરીને શ્રીમદાચાર્ય-ચરણ છેવટે પ્રાર્થના કરે છે કે આવી લીલા કરતા (પશુઓને બુમો પાડીને બોલાવતા, બ્રહ્માદિ તરફ મૌન ધારણ કરતા અને ગોપાંગનાના નયનથી અર્ચન પામતા ભગવાન તરફ મારી રતિભક્તિ)નો પ્રાદુર્ભાવ થાવ.

---

હવે પ્રભુના માહાત્મ્યનો શ્લોક કહે છે.

**सकृत्स्मृत्वा कुम्भी यमिह परमं लोकमगम**
**च्चिरं ध्यात्वा धाता समधिगतवान् यं न तपसा ।**
**विभौ तस्मिन्मह्यं सजलजलदालिनिभतनौ**
**रतिप्रादुर्भावो भवतु सततं श्रीपरिवृढे ॥ ४ ॥**

भावार्थ—જેનું એક વખત સ્મરણ કરીને ગજેન્દ્ર પરલોકને પ્રાપ્ત થયો, અને લાંબા વખત સુધી બ્રહ્માએ ધ્યાન કર્યું તો પણ તપથી જેમને પ્રાપ્ત કરી શકયા નહિ, એવા જલ યુક્ત મેઘપંક્તિની તુલ્ય દેહવાળા શ્રીપરિવૃઢમાં મારી રતિનો પ્રાદુર્ભાવ હમેશાં થાવ.

विवेचन—અહિંઆં પણ પ્રભુની પ્રમેય લીલાનું અનુસંધાન કર્યું છે અને પૂર્વ શ્લોકની માફક વિરૂદ્ધ ધર્મોને દેખાડ્યા છે ગજેન્દ્ર જ્યારે ગ્રાહથી પીડાતો હતો ત્યારે તેમાંથી મુક્ત થવાને માટે પ્રથમ પોતાના સર્વ બળનો તેણે ઉપયોગ કર્યો, પણ જ્યારે તે સર્વ બળ ખપી ગયું એટલે આર્ત થઈને મુક્ત કણ્ઠે ઉચ્ચાર કરવા માંડ્યો અને પ્રભુનું સ્મરણ કર્યું આવી રીતે તેને સાધન હીન દશામાં ગર્વથી રહિત જોઈને પ્રભુએ તેના ઉપર કૃપા કરી અને ગ્રાહના પાશમાંથી તેને મુક્ત કર્યો. પણ બ્રહ્માએ ઘણાં વર્ષો સુધી ધ્યાન કર્યું તથા તપ કર્યું તો પણ તે પ્રભુને પ્રાપ્ત થઈ શકયા નહિ. આ બે દૃષ્ટાંન્તોથી એમ સૂચવે છે કે પ્રભુ સાધનથી ગમ્ય નથી. માટેજ શ્રીમદાચાર્યજી પ્રભુ પ્રતિ પોતાની રતિના પ્રાદુર્ભાવ માટે પ્રાર્થના કરે છે, વળી શ્લોકની ત્રીજી લીટીમાં પ્રભુનું વિભુત્વ જણાવ્યું છે. વિભુત્વ પ્રભુના માહાત્મ્ય જ્ઞાન માટે છે.

માહાત્મ્યજ્ઞાન વગર ભક્તિમાં આવશ્યક સ્નેહ હોતો નથી, માટે અહિંઆં પ્રથમ રતિના પ્રાદુર્ભાવ પૂર્વે માહાત્મ્ય જ્ઞાનની જરૂર દેખાડવાને પ્રભુ વિભુ છે એમ કહે છે "જલયુક્ત" પદથી પ્રભુના શ્રમનું જ્ઞાન કરાવે છે જેમ રાસમાં જલ્દીથી આવતાં શ્રમ સંભવે છે. તેમ અત્યારે મારે માટે રતિનો પ્રાદુર્ભાવ કરવામાં પ્રભુને શ્રમ પહોંચશે, એવું આથી સૂચવ્યું છે. "જલદ" એ જલનો આપનાર છે. જલને માટે જીવન પણ શબ્દ છે. જેમ રાસ સમયે ગોપીઓને જીવન આપનાર આપ છો તેમ ગજેન્દ્રના મોક્ષ પ્રસંગે પણ તેને જલ આપીને જીવન આપનાર આપ હતા. એમ ઉભય અર્થ એ શબ્દોમાંથી નીકળે છે. અત્યારે પણ વિરહનો અનુભવ કરનાર મને પણ જીવન આપનાર આપ જ છો. "પંક્તિ" (आली) પદથી બહુવાર જીવન આપનાર છો એવું સૂચવે છે. પૂર્વ શ્લોકના અગ્રભાગમાં શ્રીમહાપ્રભુજીના "પ્રિયવ્રજસ્થિતિઃ" "પુષ્ટિ લીલા કર્તા" તથા "રહઃ પ્રિય" નામની સાર્થકતા જણાવી છે. અહિંઆં વૈકુણ્ઠસ્થ ચતુર્ભુજના રાસરૂપ લીલાને ભક્તિયોગથી નિરૂપિત કરી છે.

---

ક્રિયાત્મકની મનોમય લીલાનું વર્ણન કરતાં પ્રાર્થના કરે છે—

परकाष्ठा प्रेम्णः पशुपतरुणीनां क्षितिभुजां
सुदृप्तानां त्रासास्पदमखिलभाग्यं यदुपतेः ।
विभुर्यस्तस्मिन्मे दरविकचजम्बालजमुखे
रतिप्रादुर्भावो भवतु सततं श्रीपरिवृढे ॥ ५ ॥

भावार्थ—જે ગોપસ્ત્રીઓના પ્રેમની પરાકાષ્ઠા છે, અને દર્પમાં છકેલા રાજાઓના ત્રાસરૂપ છે; તથા યદુપતિના અખિલ ભાગ્યરૂપ છે, તેવા શ્રી પરિવૃઢ વિભુ જેમનું મુખ કંઇક ખીલેલા કમળના જેવું છે—તેમનામાં મારી રતિનો પ્રાદુર્ભાવ હમેશાં થાવ.

विवेचन—આ શ્લોકમાં રસાત્મક પરબ્રહ્મની ત્રિરસતા વર્ણવી છે. ભગવાન ગોપસ્ત્રીઓના પ્રેમની પરાકાષ્ઠા છે. ગોપ સ્ત્રીઓના પ્રેમનું અન્તિમ બિન્દુ પ્રભુજ છે, પ્રભુનેજ તે ચાહે છે. પ્રભુને માટેજ તે તેમના પ્રાણ ધારણ કરે છે, માટે તેમના પ્રેમની અન્તિમ અવસ્થા—કાષ્ઠા પ્રભુ છે. આથી ભગવાનને શૃંગાર રસના અધિષ્ઠાતા જણાવ્યા છે. વળી સારી રીતે દર્પમાં છકેલા એવા પૃથ્વીને ભોગવનારા રાજાઓના ત્રાસના આપનાર પોતે છે. મદવાળા રાજાઓ નિવાસ યોગ્ય ભૂમિનું પાલન કરવાને બદલે તેનો યથેચ્છ ભોગ કરે છે અને પીડા કરી રહ્યા છે. તેઓ એમ સમજે છે કે દુનિઆ ઉપર અમને યથેચ્છ વર્તન કરતાં કોઇ અટકાવી શકે તેમ નથી; પણ તેવા રાજાઓના મદ તથા

દર્પનું ખણ્ડન કરીને તેમને ત્રાસ આપનાર ભગવાન છે; એટલે ભગવાનનું ભયાનક રસની મૂર્તિ તરિકે વર્ણન કર્યું છે. ભગવાનને જોતાંની સાથે તે રાજાઓ થરથરે છે. દુષ્ટ રાજાઓને માટેજ પોતે ભયંકર સ્વરૂપ ધારણ કરે છે. અને તેમને ત્રાસ આપે છે; આથી ભગવાન ભયાનક રસરૂપ છે, વળી યદુપતિ કહેતાં શૂરસેનના ભાગ્ય રૂપ છે. માણસના ભાગ્યના ઉદયમાં તેને હર્ષ થાય છે. પ્રભુ યદુકૂલમાં પ્રકટ થયા ત્યારથી તે કૂલના ભાગ્યની ચઢતી દિવસે દિવસે થઇ. આથી પ્રભુજ તે કૂળનું ભાગ્ય બન્યા. તે કુલના શત્રુઓનો ધ્વંસ થયો, તેની સમૃદ્ધિ વધતી ગઇ, તેના રાજ્યનો વિસ્તાર થતો ગયો—આ રીતે તે કુળનું ભાગ્ય પ્રભુને લીધે વધ્યું—એટલે તેમના હર્ષના પાર રહ્યો નથી. માટે અહિંઆં પ્રભુને હાસ્યરસના અધિષ્ઠાન કહ્યા છે. કારણકે તે કુળનો હર્ષ પ્રભુને લીધેજ છે. આ રીતે પ્રભુ શૃઙ્ગારરસરૂપ, ભયાનક રસ રૂપ તથા હાસ્ય રસરૂપ છે એવું વર્ણન કર્યું અને હવે અદ્દ્ભુત રસરૂપ પણ પોતે છે એ જણાવવાને તેમને વિભુ કહ્યા છે. તે સર્વત્ર વ્યાપેલા છે, અને સર્વ કરવાને અનુપમ શક્તિ ધરાવે છે. એવા જૂદા જૂદા રસસ્વરૂપ પરબ્રહ્મમાં રતિનો પ્રાદુર્ભાવ થાય તે માટે શ્રીમદાચાર્યજી પ્રાર્થના કરે છે. અહિંઆં પ્રભુને માટે ત્રીજી લીટીમાં "કંઇક ખીલેલા કમળના જેવા મુખવાળા એમ વિશેષણ વાપર્યું છે." આ વિશેષણના અર્થમાં રહેલી ચમત્કૃતિ જૂદી જૂદી રીતે શ્રીગોપેશ્વરજીએ પોતાની ટીકામાં ખૂલ્લી કરી છે, (માટે જૂદા જૂદા અર્થ જાણવાની ઇચ્છાવાળાએ મૂળ ટીકા જોવી.)

---

પોતે રાસ સ્ત્રીના ભાવથી પૂર્ણ વિગ્રહવાળા (દેહવાળા) હોવાથી તથા રાસલીલાનાજ તાત્પર્યને જાણનાર હોવાથી પ્રભુની પ્રાણલીલાને બે શ્લોકથી કહે છે.

**दरप्रादुर्भूतद्विजगणमहः पूरितवने**
**चरन्कुहां राकारुचिरतरशोभाधिकरुचि ।**
**हरिर्यस्तस्मिन्स्त्रीगणपरिवृतो नृत्यति सदा**
**रतिप्रादुर्भावो भवतु सततं श्री परिवृढे ॥ ६ ॥**
**स्फुरद्गुञ्जा पुञ्जाकलितनिजपादाब्जविलुठत्**
**स्रजि श्यामाकामास्पदपदयुगे मेचकरुचि ।**
**वराङ्गे शृङ्गार दधति शिखिनां पिच्छपटलै**
**रतिप्रादुर्भावो भवतु सततं श्री परिवृढे ॥ ७ ॥**

भावार्थ—કંઇક ઉદય પામેલા તારા ગણનો પ્રકાશ જેમાં પથરાયલો છે એવા અને રાત્રિની રળિઆમણી શોભાથી અધિક શોભા ધારણ કરનાર

વૃંદાવનમાં જે હરિ ભગવાન રાત્રે ફરે છે અને સર્વદા સ્ત્રીઓના સમૂહથી ઘેરાયલા નૃત્ય કરે છે તેવા શ્રી પરિવૃઢ ભગવાનમાં મારી રતિનો પ્રાદુર્ભાવ થાવ. ૬ જેમનો હાર સ્ફુરાયમાન થતી ગુંજાની માળાથી શબ્દિત થતા નિજપાદ રૂપી કમળ સુધી લટકે છે, જેમનાં ચરણ યુગ વ્રજભક્તોના કામનું સ્થાન છે, જેમની કાન્તિ શ્યામ છે, જે મયૂરના પિચ્છ પટલથી પોતાના શિર ઉપર શૃંગાર ધારણ કરે છે એવા શ્રી પરિવૃઢ ભગવાનમાં મારી રતિનો પ્રાદુર્ભાવ થાવ. ૭

વિવેચન—આ શ્લોકમાં રાસોત્સવ સમયે પ્રભુની લીલાનું વર્ણન કર્યું છે. રતિનું ફલ એજ છે. સર્વ શાસ્ત્રોનો સંદર્ભ પ્રભુની પ્રાપ્તિ છે. એ પ્રાપ્તિ કાલે પ્રભુ પોતાના અન્તરઙ્ગ ભક્તોના મનોરથ રાસથી પૂરે છે. પ્રભુની રાસલીલા પુષ્ટિભક્તિનું ફલ છે. માટે અહિંઆં તેનું વર્ણન કર્યું છે. રતિના પ્રાદુર્ભાવની પ્રાર્થનામાં કહે છે કે જે પ્રભુએ કેવલ ભયાનક રસની મૂર્તિ છે, અગર હાસ્ય રસસ્વરૂપ છે તથા અદ્ભૂત રસ વિગેરે જૂદા જૂદા રસસ્વરૂપ છે તેમાંજ ફક્ત મારી રતિનો પ્રાદુર્ભાવ ન થાવ, પણ જે શૃંગાર રસ રૂપ છે અને વળી તે રૂપે પોતાની પ્રાપ્તિ કરાવવાને પ્રભુએ પોતાના ભક્તો–ગોપીજનને પ્રથમ વિરહ આપ્યો અને છેવટે પ્રકટ થઇને સાક્ષાત્ દર્શન આપ્યું એટલુંજ નહિ પણ રાસનાં અધિકારી પણ બનાવ્યાં. જેમાં રસના અપાર સમુદ્રો ઉછળી રહ્યા હોય તે રાસલીલા કહેવાય છે. રાસ એટલે રસનો સમૂહ. જેમાં અનેક રસના સમુદ્રો ઉત્તરંગિત થયેલા છે તે રાસલીલા કહેવાય છે. ભક્તિનું પરમ સુખ તેજ છે. રાસોત્સવ કાળે પ્રભુએ અનેક સ્ત્રીઓના–ભક્તોના સમૂહમાં નૃત્ય કર્યું અને તેમના મનોરથોને પૂર્યા. આ રાસનું સુખ જે પ્રભુ આપે છે તેમાંજ રતિના પ્રાદુર્ભાવ માટે પ્રાર્થના કરી છે.

કયા સ્થાનમાં હરિનો રાસોત્સવ થાય છે? તો જણાવે છે કે શ્રીવૃંદાવનની ભૂમિમાં જે ભૂમિમાં અનેક નક્ષત્રો–તારાઓ આકાશમાં ઉદય પામેલ છે. અને પોતાના પ્રકાશનું સિંચન સર્વત્ર કરે છે; વૃંદા એટલે ભક્તિ. વૃંદાવન એટલે ભક્તિનો પ્રદેશ; એ પ્રદેશમાં તારાગણનો પ્રકાશ પડે છે. તારાગણ એટલે જ્ઞાન, અર્થાત્ જ્ઞાનરૂપી પ્રકાશ જેમાં પથરાયલો છે એવા સુંદર ભક્તિના પ્રદેશમાં પ્રભુ હરિ રાસલીલા કરે છે. પ્રભુને માટે હરિ શબ્દ વાપર્યો છે. હરિ એટલે હરણ કરનાર અર્થાત્ ભક્તોના વિરહરૂપી અગ્નિથી તપ્ત થયેલા પ્રાણને પાછા આપીને તેમના વિરહ કાળના તાપને પોતે હરે છે. એવા રસરૂપ પ્રભુ ભક્તિનું પરમ ફળ હોવાથી તેમના તરફજ મને રતિ થાવ એવું જણાવે છે.

ત્યાર પછીના શ્લોકમાં રાસ લીલા સમયે પ્રભુ કેવા સુંદર લાગે છે તેનું વર્ણન કરે છે. તે સમયે એ પ્રભુ પોતાના ચરણકમળ સુધી અંગ ઉપર માળા ધારણ કરે છે, અને તેમના એ ચરણ એટલા બધા સુંદર લાગે છે કે વ્રજ-ભકતોના કામનું સ્થાન તે બને છે. બધાં વ્રજભકતોનો પ્રેમ તે ચરણ કમળ ઉપર ઢળે છે. પ્રભુની નૃત્ય સમયની ચારુ ગતિ, અનેક પ્રકારના બન્ધાદિથી તેમાંથી ઝરતી સુંદરતા અને રસિકતાથી વ્રજભકતો તેમાં મુગ્ધ થઈ જાય છે, પ્રભુનું અંગ પણ તે સમયે શ્યામ શોભે છે. વળી પોતાના શિર ઉપર મયૂરનાં પિચ્છનું આભૂષણ મૂકે છે તેથી પણ તેમના રૂપની શોભા અધિક જણાય છે, આવા સુંદર સ્વરૂપમાં પોતાની આસક્તિ વધારેને વધારે બળવત્તર નિત્ય થયા કરો એવું શ્રીમદાચાર્યજી પ્રાર્થના કરે છે.



હવે કામથી કરાયલી લીલાનું વર્ણન કરતાં પ્રાર્થના કરે છે.

दुरन्तं दुःखाब्धिं हसित सुधया शोषयति यो
यदास्येन्दुर्गोपी नयननलिनानन्दकरणम् ।
अनङ्गः साङ्गत्वं व्रजति मम तस्मिन्मुररिपौ
रतिप्रादुर्भावो भवतु सततं श्रीपरिवृढे ॥ ८ ॥

भावार्थ—જે પોતાની સ્મિતરૂપી સુધાથી અપાર દુઃખરૂપી સમુદ્રને શોષી નાખે છે, જેનું મુખચંદ્ર ગોપીનાં નયન કમળને આનંદ કરે છે, જેનાથી અનંગ કહેતાં કામ પણ અંગવાળો થાય છે તેવા મુરના રિપુ શ્રીપરિવૃઢ ભગવાનમાં મારી રતિનો પ્રાદુર્ભાવ થાવ.

विवेचन—આ અન્તિમ શ્લોકથી પોતે કેવા પરબ્રહ્મમાં રતિની પ્રાર્થના કરે છે તે પુનઃ જણાવે છે. જે પ્રભુ પોતાની સ્મિતરૂપી સુધાથી અનંત દુઃખના સમુદ્રને સૂકવી નાખે છે તેવા પ્રભુમાં રતિની પ્રાર્થના કરે છે. જેમ સૂર્ય પોતાના કિરણોથી સમુદ્રના જળને શોષી લે છે, તેમ પ્રભુનું હાસ્ય અનન્ત કાળના દુઃખને પણ શોષી લે છે અથાત્ તેને દૂર કરે છે. અહિંઆં ભકતના કોઈ પણ સાંસારિક દુઃખની વાત કરી નથી. પ્રભુને માટે થતા દુઃખની વાતકહી છે તે દુઃખ પ્રભુના વિરહનું છે. ભકતનું એકજ દુઃખ નહિ પણ અનેક દુઃખો એમ જણાવવાને દુઃખના સમુદ્રો એમ કહ્યું છે, અને વળી તેને દુરન્ત જેના પાર જણાય નહિ તેવા અર્થાત્ ઘણુંજ દુસ્તર અને વિશાળ દુઃખો જે ભકતને વિપ્રયોગ દશામાં થાય છે તેને પ્રભુ પોતાના અમેય બળથી માત્ર સ્મિતથીજ સુકવી નાખે છે. વળી પ્રભુનું મુખચંદ્ર એવું છે કે તે ગોપીઓનાં નયન કમળને આનન્દ આપનાર છે. પ્રભુના મુખને ચંદ્રની સાથે સરખાવ્યું છે અને ગોપીઓનાં નયનને કમળની સાથે

સરખાવ્યાં છે. જેમ ચંદ્રના ઉદયથી કમળ ખીલે છે, તેમ પ્રભુના મુખ દર્શનથી ગોપીઓનાં નયનમાં આનન્દનો ભાવ થાય છે. ચંદ્રનો ઉદય ન હોય તો કમળ ખીલતાં નથી એટલુંજ નહિ પણ ઉલટું ચીમળાઈ જાય છે, અને તેનું અસ્તિત્વ પણ શંકામાં આવી પડે છે, તેમ પ્રભુના મુખના દર્શનના અભાવે, ગોપીઓનાં નયનની દ્યુતિ ઉડી જાય છે. કારણ કે ચક્ષુવાળાનાં ચક્ષુનું ફળ પણ પ્રભુજ છે. જો ચક્ષુ મળવા છતાં પ્રભુનાં દર્શન ન થાય તો પછી એ ચક્ષુનો ઉપયોગ શો ? ચક્ષુઓ કંઇ ફકત દુનિઆના બીજા પદાર્થો જોવાને માટે નથી. એ પદાર્થો જોવામાં તેની કૃતાર્થતા નથી. પણ પ્રભુનાં દર્શન કરવામાંજ તેમની સફળતા છે. માટે મુખદર્શનના અભાવમાં ગોપીઓનાં નેત્રો નિસ્તેજ અને ફિક્કાં પડી જાય છે પણ પ્રભુ ભક્તોને પોતાના મુખચંદ્રનું દર્શન કરાવીને તેમનાં નયન સતેજ કરે છે. શિવના પ્રકોપથી અંગ રહિત થયેલો કામ પ્રભુના પ્રસાદથી પુનઃ અંગવાળો થાય છે; આ રીતે પ્રભુ સર્વ કરવાને તથા અન્યથા કરવાને સમર્થ છે એવા પ્રભુમાં રતિનો પ્રાદુર્ભાવ માગ્યો છે. અહિંઆં "મુર રિપુ" વિશેષણ શ્રીપરિવૃઢ માટે યોજયું છે તેનું કારણ એવું છે કે મુર એ જલના દોષ રૂપ છે. ભગવાન તેના રિપુ હોવાથી મુરરિપુ કહેવાયા છે. આથી ભગવાનમાં કોઇપણ જાતનો દોષ નથી. એ મુખચંદ્ર મુરરિપુ ભગવાનનો મુખચંદ્ર પણ અહિંઆં નિર્દોષ છે. કારણકે તે સુધાશું છે, શશાંક તરીકે દોષ વાળો નથી. ભગવાન સર્વ પ્રકારની લીલા કરે છે છતાં તેમનામાં કોઇપણ જાતનો દોષ યા તો ક્ષતિ સંભવતી નથી. પોતે દોષથી મુકત અને પૂર્ણ રૂપે છે. રાસકાળે પણ ભગવાને ગોપીજનનો માનરૂપ દોષ જોકે પોતાની પ્રાપ્તિમાં પ્રતિબન્ધ રૂપ હતો છતાં પણ પોતે તેનું નિવારણ કર્યું અને રાસમાં તેમનો અંગીકાર કર્યો (તેમને અધિકારી બનાવ્યાં) તે પ્રમાણે શ્રીપરિવૃઢ ભગવાન કોઇ પણ દોષ હોય તો તેને દૂર કરીને અંગીકાર કરે છે માટે રતિનો પ્રાદુર્ભાવ ઇચ્છે છે.

---

આ ગ્રન્થના અન્તમાં ફલ શ્રુતિનું નિવેદન કરવાને માટે નીચેનું પદ્ય કહે છે.

इदं यः स्तोत्रं श्री परिवृढसमीपे पठति वा
शृणोति श्रद्धावान् रतिपतिपितुः पादयुगले ।
रतिं प्रेप्सुः प्रश्वत्कुवलयदलश्यामलतनौ
रतिः प्रादुर्भूता भवति न चिरान्तस्य सुदृढा ॥ ९ ॥

ભાવાર્થ—જે કોઇ રતિના પતિ–કામના પિતા ભગવાનના બે ચરણમાં રતિ મેળવવાની ઇચ્છાવાળો હોય તે જો શ્રીપરિવૃઢની સમીપ આ સ્તોત્રનો

દરરોજ શ્રદ્ધાથી પાઠ કરે અથવા શ્રવણ કરે તેની થોડા વખતમાં સુદૃઢ રતિ કમલદલના જેવા શ્યામતનુવાળા ભગવાનમાં થાય છે.

વિવેચન—દરેક સ્તોત્રના-અંતમાં ફલ શ્રુતિ હોય છે, તેમ અહિંઆં આ સ્તોત્રના શ્રવણ તથા પાઠ કરવાથી ભકતને શું ફળ થાય છે તે જણાવ્યું છે. કર્મ તથા જ્ઞાન માર્ગમાં તે તે સાધનોનું ફળ જૂદું જૂદું હોય છે. અહિંઆં ભકિત માર્ગની રીતિથી ફળ કહ્યું છે. ભકિત જો નવધા ભકિતના રૂપમાં હોય તો તે સાધન રૂપ છે, એ સાધન રૂપા ભકિતથી સાધ્ય (ફલ રૂપ) ભકિત મેળવવાની હોય છે. શ્રવણાદિ એ નવધાનો પ્રકાર છે; માટે આ સ્તોત્રનું શ્રવણ વગેરે કરનારને સાધ્ય રૂપ ભકિત-પ્રભુ માટેની રતિ મળે છે. પ્રભુ માટેની રતિ તેજ ફલ છે; અને ભકતે તે ફળ મેળવવાનું છે. પણ આ સ્તોત્રનો પાઠ શ્રદ્ધાથી અને હમેશાં અને તે વળી કામના પિતા રૂપ ગણાતા રસાત્મક પ્રભુની સમીપ કરવો જોઇએ. શ્રદ્ધાવાળાને સર્વ કંઈ મળે છે એ લોક ન્યાય અહિંઆં પણ લાગુ પાડયો છે! ભગવાનમાં રતિ મેળવવાની ઈચ્છાથીજ પ્રભુની સમીપ આનો પાઠ કરવો જોઇએ. અન્ય કોઈ પણ વસ્તુ મેળવવાને માટે નહિ. આ પાઠથી લૌકિક વસ્તુઓ માગવાની નથી. પ્રભુ માટેનો પ્રેમજ માગવાનો છે. જેની જેવી ભાવનાઓ હોય તેવી તેની સિદ્ધિ થાય છે, તો અન્ય ભાવનાઓ આગળ ધરીને જો રતિ માટેની પ્રાર્થના કરવામાં આવે તો તે વ્યર્થ છે. હૃદયમાં પ્રભુની રતિ મેળવવાનીજ ભાવના હોવી જોઇએ. આવી ભાવનાવાળાના ઉપર પ્રભુ અનુગ્રહ કરશે, અને તેના મનોરથો સિદ્ધ કરશે.

---

## स्फुरत्कृष्ण प्रेमामृतम्.

અખિલ ભૂમણ્ડલાચાર્ય, ભક્તિમાર્ગાબ્જ માર્તણ્ડ, ભગવદ્ વદનાનલાવતાર શ્રીમદ્ વલ્લભાચાર્યે પુષ્ટિમાર્ગનું સ્થાપન કર્યું છે, અને આ કળિયુગમાં નિઃસાધનજીવો ભક્તિદ્વારા પ્રભુની પ્રાપ્તિ શીરીતે કરી શકે તે માટેના માર્ગની દિશા દેખાડી છે. વેદ તથા વેદાન્તાદિ શાસ્ત્રોનું દોહન કરીને તેના સારરૂપ તત્વને નિજ સૃષ્ટિને માટે સ્વગ્રન્થોમાં બતાવ્યું છે. શ્રી મહાપ્રભુજીના સ્વરૂપ, ગુણ, તથા નામનું ભાવુક ભક્તો અહર્નિશ ચિંતન કરી શકે તેટલા માટે શ્રીમત્પ્રભુ ચરણે સર્વોત્તમ સ્તોત્ર, શ્રીમદ્વલ્લભાષ્ટક તથા સ્ફુરત્કૃષ્ણ પ્રેમામૃત રચ્યાં છે. શ્રીગોકુલોત્સવજીએ **सौन्दर्य निजहृद्गतम्**" નામના એક પદ્યમાં તેનું સ્વારસ્ય મૂક્યું છે. શ્રીસર્વોત્તમમાં શ્રીમદાચાર્યજીનાં ૧૦૮ નામો આપ્યાં છે, અને એક એક નામથી તેમણે શું શું કાર્ય કર્યું તેનું જ્ઞાન આપણને તેમાંથી થાય છે. પોતે

અપ્રાકૃત ધર્મવાળા હોવા છતાં પણ નિજ ભક્તોને માટે પ્રાકૃતતનુ ધારણ કર્યું છે. અને વિવિધ ચરિત્રો કરીને કલિકાલના અંધકારમાં સપડાઈ ગયેલી દૈવી સૃષ્ટિને જડતા તથા અજ્ઞાનતામાંથી મુક્ત કરીને પ્રભુભક્તિના માર્ગમાં કેવી રીતે આણી, એ સર્વ વૃત્તાન્ત શ્રીસર્વોત્તમ સ્તોત્રના પ્રત્યેક નામાભિધાનમાંથી લક્ષિત થાય છે. શ્રીમદ્વલ્લભાષ્ટકમાં શ્રીમદ્વલ્લભાચાર્યનું સ્વરૂપ આ લેખેલું છે; અર્થાત્ જેમ શ્રીસર્વોત્તમજી નામલીલાનું વર્ણન કરે છે તેમ આ રૂપ લીલાનું વર્ણન કરે છે. ત્યાં જણાવે છે કે શ્રીમદ્ વલ્લભાધીશ તે શ્રીવૃન્દાવનચંદ્ર -કૃષ્ણે પ્રકટ કરેલા આનંદના સંદોહ રૂપ છે, અને તે મૂળ આનંદસ્વરૂપની ઇચ્છાથી પોતે ભૂમિ ઉપર મનુષ્ય રૂપે પ્રકટ થયા છે. આ "સ્ફુરત્કૃષ્ણ પ્રેમામૃત ગ્રન્થમાં" તેમની ગુણલીલાનું વર્ણન છે. અર્થાત્ શ્રી વલ્લભાધીશે કયા કયા ગુણો પ્રકટ કર્યા તેનો સંક્ષિપ્ત સંદર્ભ, શ્રીમદ્ વિઠ્ઠલેશજીએ આ અષ્ટકમાં આપ્યો છે.

---

स्फुरत्कृष्णप्रेमामृतरसभरेणातिभरिता
विहारान्कुर्वाणा व्रजपतिविहाराब्धिषु सदा ॥
प्रिया गोपीभर्तुः स्फुरतु सततं वल्लभइति
प्रथावत्यस्माकं हृदि सुभग मूर्तिः सकरुणा ॥ १ ॥

पदार्थ–स्फुरत्कृष्ण प्रेमामृतरस भरेण=સ્ફુરિત થતા કૃષ્ણના પ્રેમરૂપી રસના ભારથી, अतिभरिता ઘણીજ ભરાયલી પૂર્ણ, विहारान्कुर्वाणा–વિહાર કરતી, व्रजपतिविहाराब्धिषु–વ્રજ પતિના (કૃષ્ણના) વિહારના સમુદ્રોમાં सदा હમેશાં प्रिया गोपीभर्तुः ભગવાન કૃષ્ણને પ્રિય, स्फुरतु સ્ફુરાયમાન થાવ. सततं હમેશાં वल्लभ इति વલ્લભ નામની प्रथावति अस्माकंहृदि અમારા વિશાળ હૃદયમાં सुभगमूर्तिः સુંદર મૂર્તિ सकरुणा દયાવાળી.

अन्वयार्थ—સ્ફુરિત થતા કૃષ્ણના પ્રેમરૂપી અમૃત રસના ભારથી ઘણીજ ભરાયલી–(રસના ભારથી લચી પડતી), વ્રજપતિના વિહાર સમુદ્રોમાં હમેશાં વિહાર કરતી, ભગવાન કૃષ્ણને (ગોપીના ભર્તાને) વ્હાલી, વલ્લભ નામવાળી કરુણાથી ભરેલી સુંદર મૂર્તિ અમારા વિશાળ હૃદયમાં સ્ફુરિત થાવ.

विवेचन—અહિંઆં વલ્લભાચાર્યને બદલે "વલ્લભ નામની સુંદર મૂર્તિ" એમ કહ્યું છે, અને તેની આગળ ચાર વિશેષણો યોજ્યાં છે. કહેવાનું તાત્પર્ય એટલું છે કે શ્રી વલ્લભાધીશની મૂર્તિ અમારા હૃદયમાં હમેશાં સ્ફુરાયમાન થાવ અર્થાત્ હમેશાં તે મૂર્તિ અમારા હૃદયમાં બિરાજી રહો. રાત દિવસ તેનુંજ ચિન્તનાદિ અમને થાવ. એ મૂર્તિ કેવી છે એવી શંકા થાય તો તેનો ઉત્તર

ચાર વિશેષણોથી આપ્યો છે-પ્રથમ વિશેષણમાં જણાવે છે કે તે વલ્લભાધીશની મૂર્તિ કૃષ્ણચંદ્રના પ્રેમરૂપી અમૃતના રસભારથી અતિ ભરપૂર છે. શ્રુતિ પ્રતિપાદિત પરબ્રહ્મ કૃષ્ણ જે રસરૂપ છે તેને માટે શ્રીવલ્લભાધીશને અત્યન્ત રતિ છે. પોતામાં શ્રીકૃષ્ણ માટે એટલો અતિશય પ્રેમ છે કે તેની સીમા આંકી શકાય નહિ તથા તેનું માપ પણ થઈ શકે નહિ. જેમ કોઈ માણસના દેહ ઉપર ભાર લાદવામાં આવ્યો હોય અને તેનાથી તે નીચે નમી જાય છે, તેમ પ્રભુ માટેના અત્યન્ત પ્રેમથી આ મૂર્તિ પણ નીચે નમી ગઇ છે; એટલુંજ નહિ પણ તે પ્રભુના રસવિહારના સમુદ્રોમાં અહર્નિશ વિહાર કરી રહી છે. પ્રભુના પ્રેમ સિવાય બીજી કંઈપણ વસ્તુમાં તેમની રુચિ થતી નથી. તે પ્રેમમાંજ હમેશાં વિહાર કર્યા કરે છે. તે વિહારનો સમુદ્ર છોડીને બીજે કોઇ પણ સ્થળે પોતે ગમન કરતા નથી. તે ભગવાનનેજ પ્રિય છે, અને વળી કરુણાથી ભરપુર છે. શ્રી મહાપ્રભુજીને પોતાના જીવોને (દૈવી સૃષ્ટિને) આ કરાળ કળિકાળમાં અનેકવિધ વ્યાપારોમાં ઓતપ્રોત થયેલા જોઇને, તથા સ્વધર્મથી વિમુખ થતા જોઇને, તેમના ઉદ્ધાર માટે ચિન્તા થઇ તેથી તેમની આ ચિન્તા જાણીને ભગવાને જાતે દૈવી વાણીથી જીવોના ઉદ્ધારને માટે બ્રહ્મસંબંધ આપવાની આજ્ઞા કરી; તદનુસાર પોતે ભૂમિ ઉપર પર્યટણ કર્યું અને જીવોનો ઉદ્ધાર કર્યો. આ રીતે તેમની કરુણા કેટલીબધી છે તે આ ઉપરથી જણાય છે. આમાં શ્રીમહાપ્રભુજીમાં શ્રીકૃષ્ણ માટે ભકિત તથા પ્રેમ અગાધ હતો, તથા પોતે કરુણાથી ભરપૂર હતા-એ ગુણો જણાવ્યા છે.

---

श्रीभागवतप्रतिपदमणिवरभावांशुभूषिता मूर्तिः ।
श्रीवल्लभाभिधानस्तनोतु निजदास्यसौभाग्यम् ॥ २ ॥

**पदार्थ—श्रीभागवतप्रतिपदमणिवरभावांशुभूषितामूर्तिः** શ્રીભાગવતના દરેક શબ્દ રૂપી ઉત્તમ: મણિના ભાવરૂપી કિરણોથી જેમની મૂર્તિ શોભિત બની છે એવા, **श्रीवल्लभाभिधानः** શ્રી વલ્લભ નામના **तनोतु** ફેલાવો **निजदास्य. सौभाग्यम्** પોતાના દાસ્ય (દાસ)નું સૌભાગ્ય.

अन्वयार्थ—શ્રી ભાગવતના દરેક શબ્દ રૂપી ઉત્તમ મણિના ભાવરૂપી કિરણોથી જેમની મૂર્તિ શોભીતી બની છે તેવા શ્રી વલ્લભાધીશ નિજ દાસના સૌભાગ્યને ફેલાવો.

**विवेचन—**શ્રીવલ્લભાચાર્યે શ્રીમદ્ ભાગવત શાસ્ત્રનું હાર્દ સમજાવવાને શ્રી સુબોધિની ટીકા, વગેરે જે લખ્યું તેનું સ્મરણ અહિંઆં કરાવ્યું છે. શ્રીમદ્

---

× दास

ભાગવતના અર્થનું જ્ઞાન કરાવવાને તે શાસ્ત્ર તેના સ્કન્ધ, પ્રકરણ, અધ્યાય, વાક્ય, પદ, અને અક્ષર—એ દરેક ઉપર પોતે ટિપ્પણ કર્યાં છે. શ્રી ભાગવતાર્થ પ્રકાશ, શ્રીસુબોધિની, ત્રિવિધ નામાવલી, શ્રીભાગવત સૂક્ષ્મ ટીકા, પુરુષોત્તમ નામ સહસ્ર ઇત્યાદિ ગ્રંથો—શ્રીમદ્ભાગવતના અર્થના જ્ઞાપક—પોતે રચેલા છે. સર્વ પુરાણોમાં તથા શાસ્ત્રોમાં શ્રીમદ્ ભાગવત મૂર્ધન્યસ્થાન ભોગવે છે. નિબંધમાં આપ જણાવે છે કે શ્રુતિ અને સ્મૃતિ એ ધર્મનાં નયનરૂપ છે. પણ શ્રીમદ્ ભાગવત એ હૃદયને સ્થાને છે. તેમાં આનંદાત્મક પ્રભુની લીલાનું વર્ણન સમ્યક્ પ્રકારે કરેલું છે. આ ભાગવતમાં પણ ત્રણ પ્રકારની ભાષા છે. લોકભાષા, મતાન્તર ભાષા, અને સમાધિ ભાષા, તેમાં સમાધિભાષામાં ઉંડા ઉતરીને તેનો મર્મ તપાસવો એ ઘણુંજ દુર્ઘટ છે, છતાં આપે સમાધિ ભાષાને સંપૂર્ણ રીતે અવલોકી છે; શ્રીમદ્ ભાગવત એક રત્નાકર સમુદ્રની માફક છે. રત્નાકરની ઉંડી પોલાણોમાં અનેક મણિઓ પડેલા હોય છે, તેમ શ્રીમદ્ભાગવતમાં અનેક મણિઓ છે; આ મણિઓને પ્રકાશયુક્ત કરવાથી તેનું મૂલ્ય અંકાય છે. પદરૂપી મણિઓને પોતે તપાસીને તેમાં રહેલા ભાવરૂપી પ્રકાશથી તેને અંકિત કર્યા છે, આથી તેનું મૂલ્ય ઘણુંજ કિમતી આપે કરી બતલાવ્યું છે. આમાં પોતે શ્રીમદ્ ભાગવત શાસ્ત્રના અર્થના દ્રષ્ટા છે એ ગુણનું સ્મરણ કરાવ્યું છે. શ્રી ગુસાંઈજીએ અન્ય સ્થળે કહ્યું છે કે વિદ્વાનોની તથા પણ્ડિતોની કસોટી શ્રીમદ્ ભાગવતમાં થાય છે. એ શાસ્ત્ર જો કે વેદ વેદાદિ કરતાં આપાતતઃ સરળ દીસે છે, છતાં પણ તેની પરિભાષા એટલી બધી કઠિન છે કે ભલાભલા પણ્ડિતો તેમાં ગુંચવાઈ ગયા છે, પણ શ્રી વલ્લભાધીશે તો એ શાસ્ત્રની પરિભાષા એકદમ સરળ બનાવી દીધી છે, અને તેના અર્થજ્ઞાનમાં ઘણીજ સરળતા કરી આપી છે. જેમ કોઈ પુરુષે મણિની માળા ધારણ કરી હોય અને તેના પ્રકાશથી તેની કાયા ચાકચકયથી વિભૂષિત થાય છે, તેમ અહિંઆં શ્રી વલ્લભાધીશની કાયા પણ શ્રી ભાગવતના પદરૂપી ઉત્તમ મણિઓના ભાવરૂપી કિરણો—પ્રકાશથી સુદેદીપ્યમાન બની છે, એમ કહ્યું છે.

---

मायावादतमो निरस्य मधुभित्सेवाख्यवर्त्माद्भुतं
श्रीमद्गोकुलनाथसंगमसुधासंप्रापकं तत्क्षणात् ॥
दुष्प्रापं प्रकटं चकार करुणारागातिसंमोहनः
स श्रीवल्लभभानुरुल्लसति यः श्रीवल्लवीशांतरः ॥३॥

**पदार्थ—मायावादतमः** માયાવાદરૂપી અંધકાર **निरस्य** દૂર કરીને **मधुभित्सेवाख्यवर्त्माद्भुतं** મધુનો (મધુ નામના દાનવનો) નાશ કરનાર કૃષ્ણની સેવાનામનો

અદ્‌ભુત માર્ગ **श्रीमद्गोकुलनाथसंगमसुधासंप्रापकं** શ્રીમદ્ ગોકુલનાથ (કૃષ્ણ) ને મેળવી આપનાર સુધાને પ્રાપ્ત કરાવનારે **तत्क्षणात्** અલ્પ સમયમાં **दुष्प्रापं** પ્રાપ્ત કરવામાં કઠણ **प्रकटप्रकार** પ્રકટ કર્યો. **करुणारागातिसंमोहन** દયા અને રાગથી અતિ મોહ કરનાર **स** તે **श्रीवल्लभभानु** શ્રી વલ્લભાધીશ રૂપી સૂર્ય **उल्लसति** ઉલ્લાસ પામે છે, ઉદય પામે છે. **यः** જે **श्रीवल्लवीशांतर:** બીજા કૃષ્ણ

**अन्वयार्थ**—જેમણે માયાવાદને દૂર કરીને કૃષ્ણની સેવા કરવાનો અદ્‌ભુત માર્ગ જે શ્રી ગોકુલનાથની સંગમરૂપી સુધાને પ્રાપ્ત કરાવનાર છે અને જે મેળવવો ઘણો કઠણ છે તેને અલ્પ સમયમાં પ્રકટ કર્યો છે તેવા અને જે દયા અને રાગથી અતિ મોહન કરનાર છે, એવા અન્ય કૃષ્ણરૂપ શ્રીવલ્લભાધીશ રૂપી સૂર્ય ઉલ્લાસ પામે છે.

**विवेचन**—શ્રી વલ્લભાધીશે ભૂતળ ઉપર પ્રકટ થઈને ખાસ શું પ્રથમ કર્યું તે આ પદ્યમાં જણાવ્યું છે. પોતે પ્રકટ થયા તે પૂર્વે તેમની આજુબાજુએ માયાવાદનાં કાળાં વાદળાં છવાઇ ગયાં હતાં અને તેથી પ્રભુ પ્રાપ્તિના દરેક માર્ગો અંધકારથી પૂરાઈ ગયા હતા. સમાજમાં અસ્તવ્યસ્તતા ઘુસી ગઇ હતી. જગત્ મિથ્યા છે એવા ખ્યાલથી અનેક લોકો ધર્મથી વિમુખ બન્યા હતા. વેદધર્મ ઉપર આક્રમણ થયું હતું. આવી સ્થિતિમાં આપનું પ્રાકટ્ય થયું હતું. આપે જોયું કે પ્રભુ ભક્તિના ઉત્તમ માર્ગમાં માયાવાદ અંતરાય ભૂત છે. તે માર્ગ જ્ઞાનના બ્હાના નીચે શાસ્ત્રની ખરી સમજ લોકોને થવા દેતો નથી. એટલે આપે શ્રીમદણુભાષ્ય, તત્વદીપ નિબંધ, પત્રાવલંબન, મીમાંસા ભાષ્યો ઇત્યાદિ ગ્રંથો લખીને આ વાદની ખુબ ઝાટકણી કાઢી અને તેને નિર્મૂળ બનાવ્યો અને પછી સત્ય ભક્તિ માર્ગનું સ્થાપન કર્યું. આ માર્ગજ પ્રભુને પ્રાપ્ત કરાવનાર છે તેની બધાઓની પ્રતીતિ કરાવી. શ્રીસર્વોત્તમજીમાં પણ **मायावादाख्यतुलाग्निर्ब्रह्मवादनिरूपकः** એમ આપનું નામાભિધાન કરેલું છે. માયાવાદ રૂપી તુલ–કપાસના આપ અગ્નિ છે. અગ્નિ કપાસના ઢગલાને બાળીને ભસ્મીભૂત કરે છે તેમ પોતે માયાવાદને નષ્ટપ્રાય કર્યો હતો અને બ્રહ્મવાદનું–શુદ્ધ બ્રહ્મના વાદનું સ્થાપન કર્યું હતું. અહિંઆં શ્રીવલ્લભાધીશને ભાનુ–સૂર્યની સાથે સરખાવ્યા છે. માયાવાદને દૂર કરીને પોતે શુદ્ધાદ્વૈતવાદનું સ્થાપન કર્યું અને અખિલ ભૂમણ્ડલાચાર્ય તરીકેની કીર્તિ પોતે કેવી પ્રાપ્ત કરી તે ગુણનું સ્મરણ અહિંઆં કર્યું છે. અહિંઆં માયાવાદને પોતે પરાસ્ત કર્યો, અને તેમ કરવામાં કેટલું અનુપમ વીર્ય આપે દાખવ્યું તે જણાવ્યું છે. એટલે અહિંઆં તેમના વિર્ય ગુણનું વર્ણન છે.

**क्वचित्पांडित्यं चेन्न निगमगतिः सापि यदि**
**न क्रिया सा सापि स्याद्यदि न हरिमार्गे परिचयः ।**
**यदि स्यात्सोपि श्रीव्रजपतिरतिर्नेति निखिलै**
**र्गुणैरन्यः कोवा विलसति विना वल्लभवरम्॥४॥**

**पदार्थ–क्वचित्** કોક વખત **पांडित्यं** પણ્ડિતાઇ **चेत्** જો **निगमगतिः** વેદની ગતિ **सापि यदि** જો તે હોય તો પણ **स्यात्** હોય **यदि** જો **हरिमार्गे** હરિના માર્ગમાં **सोपि** તે પણ **श्रीव्रजपतिरतिः** શ્રી વ્રજપતિ માટે પ્રેમ **निखिलै गुणैः** અધા ગુણોથી **वा** અથવા **कः** કોણ, **विलसति** શોભે છે. **विना** વગર **वल्लभवरम्** વલ્લભવર.

**अन्वयार्थ**—જો કદાચ (કોઇમાં) પાંડિત્ય હોય તો તેનામાં વેદની ગતિ હોતી નથી. તે જો હોય તો તે પ્રમાણે ક્રિયાઓ તેનામાં નથી. તે જો હોય તો હરિના માર્ગમાં પ્રવેશ અગર પરિચય નથી. તે જો કદાચ હોય તો પણ શ્રીવ્રજપતિ માટે પ્રેમ જોવામાં આવતો નથી. આ રીતે સર્વ ગુણોથી શ્રી વલ્લભાધીશ સિવાય બીજું કોણ શોભી રહ્યું છે ?

**विवेचन**—શ્રીવલ્લભાધીશના વિશેષ ગુણો અહિંઆં જણાવે છે. એવા ઘણા એ પંડિતો હોય છે કે અનેક પ્રકારની વિદ્યામાં વિશારદ મનાય છે છતાં પણ તેમનામાં વેદ સમજવાની ગતિ હોતી નથી. તેઓ વેદના અર્થ સમજી શકતા નથી, એટલે ગમે તેવી રીતે વેદશાસ્ત્રો ઉપર આરોપ મૂકે છે, અને આરોપ મૂકે છે, અને તે ખોટાં છે એમ ઠરાવવા માગે છે. ચાર્વાક એ મોટો વિદ્વાન હતો છતાં પણ તેનામાં વેદના અર્થ સમજવાની શક્તિ નહોતી તેથી વેદમાં બ્રહ્મત્વનું જે નિરૂપણ કરવામાં આવ્યું હતું તેના સામે તેણે વાંધો લીધો અને બ્રહ્મ અગર ઇશ્વર એવું કોઇ છે નહિ એમ એણે જણાવ્યું આથી એ નાસ્તિક ગણાયો. બુદ્ધમાં પણ વિદ્વત્તા ઓછી નહોતી છતાં પણ વેદાદિ શાસ્ત્રો સમજવાની શકિતના અભાવે વેદ શાસ્ત્રોને તથા બ્રાહ્મણ ધર્મની તેણે નિન્દા કરી. ધારો કે વેદશાસ્ત્રને સમજનારા હોય:તોપણ શું થયું ? જો તેમનામાં શાસ્ત્રમાં જણાવેલાં આચરણો–ક્રિયાઓ ન હોય તો તે જાણેલું વ્યર્થ છે. શંકરાચાર્યાદિ વગેરે વેદના અર્થ જાણી શકતા હતા, અને તે અર્થો જણાવવાને તેમણે મોટાં ભાષ્યો લખ્યાં, પણ વેદોકત કર્મનો તેમનામાં અભાવ હતો. કદાચ કોઇ વેદોકત કર્મો કરે–યજ્ઞ તપ વગેરે સાધનો કરે પણ જો તેથી તેને હરિના માર્ગનો પરિચય ન થયો હોય તો તે બધું નકામું છે. કારણ કે સર્વ કર્મનું અન્તિમ લક્ષ્ય હરિજ હોવું જોઈએ. પ્રભુનું જ્ઞાન મેળવવું અને તેને મેળવવાને પ્રયત્નો કરવા આ જ્યાં સુધી ન બની આવે ત્યાં સુધી મેળવેલા

જ્ઞાનની કશી પણ કિંમત થતી નથી. ધારોકે કોઇએ હરિના માર્ગની દિશા શોધી કાઢી હોય, તેનાથી પરિચય મેળવ્યો હોય, પણ જ્યાં સુધી પ્રભુને માટે પ્રેમ ન હોય ત્યાં સુધી તે પણ નિષ્ફળ છે. રામાનુજે જ્ઞાન અને કર્મ ઉભયનો સમન્વય કરીને પ્રભુનું જ્ઞાન ઉપદેશ્યું અને તેની સાથે ઉપાસનાદિ માર્ગથી પ્રભુનો પરિચય કેવી રીતે કરી શકાય તે પણ જણાવ્યું, પણ આમ કરવા છતાં તેમનામાં વ્રજપતિ રસેશ કૃષ્ણચંદ્રમાં રતિ નહોતી. રસેશ પ્રભુ માટેનો પ્રેમ તો શ્રી વલ્લભાધીશેજ પ્રકટિત કર્યો–માટે અન્ય આચાર્યોમાં જે ગુણો નથી તે ગુણો પોતાનામાં છે; આથી પોતે આચાર્યમુકુટ મણિ ગણાય છે. આમાં આપના યશ:ગુણનું વર્ણન છે.

---

**मायावादिकरींद्रदर्पदलनेनास्येंदुराजोद्गत**
**श्रीमद्भागवताख्यदुर्लभसुधावर्षेण वेदोक्तिभिः ।**
**राधावल्लभसेवया तदुचितप्रेम्णोपदेशैरपि**
**श्रीमद्वल्लभनामधेयसदृशो भावी न भूतोऽस्त्यपि ॥ ६ ॥**

पदार्थ—**माया–दलनेन** માયા વાદિ રૂપી મોટા હાથીના દર્પને ખણ્ડિત કરીને **आस्येन्दु—वर्षेण** મુખચંદ્રમાંથી નીકળેલી શ્રીમદ્ ભાગવતનામની દુર્લભ સુધાની વૃષ્ટિથ: **वेदोक्तिभिः** વેદ વચનોથી **राधावल्लभसेवया** રાધાવલ્લભની સેવાથી **तदुचितप्रेम्णोपदेशैरपि** તેને યોગ્ય પ્રેમના ઉપદેશથી પણ **श्रीमद्व-ल्लभनामधेयसदृशः** શ્રીમદ્વલ્લભનામના જેવો **भावी न** થશે નહિ **भूतोऽस्त्यपि** ન થયા નથી તેમ છે પણ નહિ.

अन्वयार्थ—માયા વાદી રૂપી જબરજસ્ત હાથીઓના ગર્વને ખણ્ડન કરીને, પોતાના મુખચંદ્રમાંથી પ્રકટ થયેલી શ્રીમદ્ ભાગવત નામની દુર્લભ સુધાની તથા તેને યોગ્ય પ્રેમનાં ઉપદેશથી પણ શ્રીમદ્ વલ્લભાધીશ જેવું બીજું કોઈ પણ ભવિષ્યમાં થશે નહિ. જો કે ( આ ગુણોથી વિભૂષિત ) પોતે એકલાજ થયા છે.

विवेचन—શુદ્ધ બ્રહ્મવાદનું સ્થાપન કરવાને પ્રથમ આપે માયાવાદને પરાસ્ત કર્યો. જે માયાવાદી મોટા પંડિતો હતા તે બધાને વાદમાં હરાવ્યા. જેમ જબરજસ્ત હાથીઓના ગર્વને દૂર કરવામાં આવે છે તેમ માયાવાદી પંડિતોનો પ્રથમ પરાજય કર્યો અને સર્વને બ્રહ્મવાદ શું છે તે સમજાવ્યું, પછીથી શ્રી સુબોધિની રૂપી ટીકાથી શ્રીમદ્ ભાગવત રૂપી સુધાનું વર્ષણ કર્યું. સુધા કહેતાં અમૃત તે, સર્વ તાપને દૂર કરીને શાન્તિ આપે છે. શ્રી સુબોધિની ટીકા હૃદયના રોગને દૂર કરનાર છે. વળી બ્રહ્મસૂત્ર ઉપર તથા મીમાંસા

ઉપર પોતે ભાષ્ય રચ્યાં અને વેદનાં વચનોનું સ્વારસ્ય શું છે તે જણાવ્યું. બીજા આચાર્યોએ વેદનાં વચનોમાં પરસ્પર વિરોધ દીઠો હતા તેના અર્થ સમજાવવામાં છક્કડ ખાધી હતી. જેમ કે વેદમાં કોઇ સ્થળે નિરાકાર બ્રહ્મની પ્રાતપાદક શ્રુતિઓ વાંચ્યા પછી સાકાર બ્રહ્મની પ્રતિપાદક શ્રાતઓ વાંચીને તેમાં વિરોધ છે એવું તેમને જણાવ્યું અને તે વિરોધ દૂર કરવાને " માયા" તત્વને આગળ તેમને મૂકવું પડયું. પણ શ્રીમદ્ વાલભાધીશને તો એવી રીતે કોઈપણ યુકિતઓનો આશ્રય લેવો પડ્યો નથી. વેદનાં વચનો જે રીતે છે તે પ્રમાણે કોઈપણ રીતે અર્થ ને મચડયા વગર, વિરોધ જણાવ્યા વગર, સમજાવ્યા છે. એ આપની બુદ્ધિનું કૌશલ્ય સૂચવે છે આ વેદનાં વચનોનો સાર શો છે તે જણાવવા પોતે બ્રહ્મસૂત્રો ઉપર ભાષ્ય રચ્યું અને તત્વદીપ નિબંધ રચ્યો, તેમ પત્રાવલંબન ગ્રંથ બનાવ્યો. આ બધા ઉપરથી વેદ વચનોને આધારે ફલ રૂપ વસ્તુ કઈ છે તે આપે ખુલ્લી કરી. જો વેદોના સાર ખેંચવામાં આવે તો બ્રહ્મને જાણવું અને તે બ્રહ્મને પ્રાપ્ત કરવું એટલો છે. તો તેને પ્રાપ્ત કરવાને ઉપાય કયા ? આ માટે આપે કર્મ, જ્ઞાન, તથા અન્ય જે કોઇ સાધનો બીજા આચાર્યોએ ઉપદેશેલાં તેની સંપૂર્ણ સમીક્ષા કરી છે, અને છેવટે જણાવ્યું છે કે કર્મનું ફ્લ અનિત્ય છે, કર્મ સ્વર્ગ સુધી લઇ જાય છે, પણ તેમાં કર્મના ફળનો ક્ષય થતાં પુનઃ પાછા આવવું પડે છે. વળી કર્મ કરવામાં બહુ સાવધાનતા વાપરવાની છે. આ કળિયુગમાં તો કર્મ કરવામાં ઘણીજ મુસિબતો છે. કર્મનું ફળ મેળવવામાં દેશ, કાળ, દ્રવ્ય, યજમાન હોતા એ બધા શુદ્ધ જોઇએ. એમાંના એકમાં પણ જો અશુદ્ધિ હોયતો કર્મનું ફળ મળતું નથી. જ્ઞાન કર્મ કરતાં અધિક ફળવાળું છે. પણ તેમાં કલેશ તો છે. વળી તેનું અન્તિમ ફળ આત્મનાશ છે. જ્ઞાનીઓનું ફ્લ મોક્ષ છે. તેમના મતે મોક્ષ એટલે અવિદ્યાની નિવૃત્તિ. વિદ્યાથી આ અવિદ્યાની નિવૃત્તિ થાય એટલે જીવનું જીવત્વ નષ્ટ થાય ત્યારે મોક્ષ થાય છે. વળી બ્રહ્મમાં ફક્ત લય પામવાથી મોક્ષ પ્રાપ્ત કરનાર મોક્ષનું સુખ શું છે તે જાણી શકતો નથી. એટલે તે ફળ પણ ઇચ્છિવા જોગ નથી. પણ ભકિતથી જે ફળ મળે છે તે નિત્ય ફળ છે એ ફળનો હ્રાસ થતો નથી. તેનું અન્તિમ પરિણામ દુઃખ અગર દુઃખની નિવૃત્તિ નથી પણ સુખ આનંદ છે. ભકિતથી જીવ બ્રહ્મ સુધી પહોંચે છે તે બ્રહ્મમાં લય થતો નથી. ભકિતનું મધ્યમ ફળ સાયુજ્ય મોક્ષ છે, અને ઉત્તમ ફળ બ્રહ્મની સાથે રહીને રાસાદિ લીલાનું પ્રેક્ષણ કરવું અગર સર્વ કામોનો ઉપભોગ કરવો એ છે આ "લીલા નિત્ય હોય છે. નિત્ય લીલા નિત્ય નૌતમ શ્રુતિ ન પામે પાર" એવી રીતની એ લીલા છે. પણ આ સુખ મેળવવાને માટે રાધાવલ્લભ ( કૃષ્ણ ) ની સેવા કરવી; એવો ઉપદેશ આપે આપ્યો. અને સેવા માટે ભાવ ઉત્પન્ન થવો જોઇએ. માનસી સેવા એજ

ઉત્તમ છે. માટે પ્રભુને માટે પ્રેમ અવશ્ય થવો જોઇએ. આ માટે આપે પ્રભુના પ્રેમનો પણ ઉપદેશ કર્યો.

---

यदंघ्रि नखमंडलप्रसृतवारिपीयूषयुग
वरांगहृदयैःकलिस्तृणमिवेहतुच्छीकृतः ।
व्रजाधिपतिरिंदिराप्रभृतिमृग्यपादाबुजः
क्षणेन परितोषितस्तदनुगत्वमेवास्तु मे ॥ ६ ॥

**पदार्थ—यद्- हृदयै** જેના ચરણુના નખ સમૂહમાંથી નીકળેલા જળ રૂપી અમૃતથી યુકત શ્રેષ્ઠ હૃદયોથી **कलि—कृतः** કળિ તૃણુની માફક અહિંઆં તુચ્છ કરવામાં આવ્યો છે. **व्रजा—परितोषितः** લક્ષ્મી વગેરેથી જેમનાં ચરણ કમળ શોધાય છે એવા વ્રજના અધિપને ક્ષણવારમાં પ્રસન્ન કર્યા છે **तदनुगत्वमेवास्तुमे** તેનું અનુગત્વ–અનુયાયિત્વ સેવકપણું મારામાં આવો.

**अन्वयार्थ**—જેમના ચરણુના નખ સમૂહમાંથી નીકળેલા જળ રૂપી અમૃતથી યુક્ત હૃદયોથી કલિ પણ તૃણુની માફક અહિંઆં તિરસ્કારને પાત્ર બન્યો છે અને લક્ષ્મી વગેરે જેના ચરણ કમળને પ્રાપ્ત કરવા ઇચ્છેછે તેવા વ્રજના અધિપ કૃષ્ણચંદ્રને જેમણે ક્ષણમાં પ્રસન્ન કરી લીધા છે. એવા શ્રીવલ્લભાધીશ પ્રતિ મારામાં સેવક ભાવ રહો અર્થાત્ હું તેમનો સેવક થાઉ એવું ઇચ્છુછું.

**विवेचन**—આ શ્લોકમાં કહે છે કે શ્રીવલ્લભાધીશના ચરણુના નખ મંડળમાંથી જે અમૃતરસદ્રવે છે તે રસથી પ્લાવિત હૃદયો કલિની દરકાર કરતા નથી. આ કલિયુગ જો કે કરાલ અને ભયાનક છે છતાં તેમને તેનો ડર નથી. ઉલટા તેઓ તેનો તિરસ્કાર કરી શકે છે. કારણુ કે તેમને શ્રીવલ્લભાધીશનો આશ્રય છે. તથા શ્રી પ્રભુનુંજ શરણુ છે. શ્રી મહાપ્રભુજીએ વ્રજાધિપતિ—કૃષ્ણુને પસન્ન કર્યા છે, આથી તેમની કૃપાના બળથી તેમના આશ્રીત જીવોને કોઈ પણ જાતનો ડર રહેતો નથી. તેઓ તદ્દન નિર્ભય હોય છે. લક્ષ્મી જેવાં પણ શ્રીપ્રભુના ચરણની પ્રાપ્તિ માટે પ્રયાસ કરે છે છતાં તેમને સત્વર પ્રાપ્તિ થતી નથી, પણ શ્રીવલ્લભાધીશે પ્રાપ્ત કર્યા છે, માટે શ્રીમદ્ વિઠ્ઠલેશ અન્ય જીવોને ઉપદેશ આપવાને કહે છે કે એ શ્રીવલ્લભાધીશનો હુ સેવક થાઉ! મારામાં સેવકપણુ રહો, જેથી હું હમેશાં તેમની સેવા કરૂં.

---

अघौघतमसावृतं कलिभुजंगमासादितं
जगद्विषयसागरे पतितमस्वधर्मैरतम् ।
यदीक्षणसुधानिधिः समुदितोनुकम्पामृता
दमृत्युमकरोत्क्षणादरणमस्तु मे तत्पदम् ॥ ७ ॥

પદાર્થ—**अघौघतमसावृतं**—પાપના સમૂહ રૂપી અંધકારથી ઘેરાયલો **कलिभुजंगमासादितम्** કળિરૂપી સાપથી મેળવાયલો **जगद्विषयसागरे** જગતના વિષય સાગરમાં **पतितम्** પડેલો **अस्वधर्मैरतम्** પોતાના ધર્મમાં આસક્ત નાહ તેવો, **यदीक्षणसुधानिधि** જેનું નયનચંદ્ર **समुद्गत** ઉદય પામેલો **अनुकम्पमृतात:** અનુકંપા ( દયા ) રૂપી અમૃતથી **अम्रत्युमकरोतु** મૃત્યુને દૂર કર્યું. અમરત્વ આપ્યું **क्षणात्** અલ્પ સમયમાં **अरणम्** ગતિ **अस्तु** હો.

**अन्वयार्थ**—જેમના ઉદય પામેલા નયનચંદ્રે દયારૂપી અમૃતથી અઢળક પાપના અંધકારથી ઘેરાયલા, કલિરૂપી સર્પે ડસેલા, સંસારના વિષય સાગરમાં ડુબેલા અને સ્વધર્મમાં અનાસક્ત એવા મને ક્ષણુમાં મરણુ રહિત કર્યો છે. મરણુના ભયમાંથી મુક્ત કર્યો છે માટે તેમનાં ચરણુમાં શ્રીવલ્લભાધીશના ચરણુમાં મારી ગતિ હો.

**विवेचन**—આ શ્લોકમાં શ્રીવલ્લભાધીશનું શરણુ મેળવવાને જીવને ઉપદેશ છે, અને તે શરણુ શામાટે મેળવવું તો તેનું પણુ કથન કર્યું છે. શ્રીમદ્વિઠલેશ કહે છે કે ( જીવને બોધ આપવાને માટે ) અનેક પાપના ઢગલા રૂપી અંધકારથી હું ઘેરાયલો હતો, કલિરૂપી સાપથી ડસાયલો, સંસારના વિષય સાગરમાં પડેલો અને પોતાના ધર્મમાં આસક્ત નહિ એવો છતાં પણુ આપે મારા ઉપર અમીમય દૃષ્ટિ નાખીને મારાં તે સઘળાં પાપને ભસ્મીભૂત કરીને સર્વ ડરમાંથી મને મુકત કર્યો છે. આ રીતે પોતે દૈન્યભાવ સૂચવે છે; અને જણુાવ છે કે જીવો ગમે તેવા પાપના ભારથી ચગદાયલા હોય, અને કલિની ભયંકરતા તથા વિષમતાથી પીડિત થતા હોય, સંસારના વિષયોમાં ડુબેલા હોય તથા પોતાના ધર્મમાં આસકત ન હોય, અને અન્ય ધર્મોમાં રચ્યા પચ્યા રહેતા હોય તો પણુ જો શ્રીવલ્લભાધીશનું શરણુ લે તો તેમનાં પાપો બળી જાય છે. કલિ તેને પીડા રૂપ થતો નથી, તેનું હૃદય નિર્મળ અને પવિત્ર બને છે. તે મરણુના ભયથી મુકત બને છે. દુનિઆમાં મોટામાં મોટો ભય માણુસને મૃત્યુનો હોય છે, પણુ તેનો એ ભય રહેતો નથી. માટે શ્રીવલ્લભાધીશનું શરણુ જીવે કરવું જોઇએ.

---

## શ્રી દ્વારકેશજી કૃત ધોળ.

**અધ્યાય ૨ અનુસંધાન ભા. ૧ લો.**

તમે કયાં ગયા વનમાળી રે, ગિરિધર શામળીઆ.
વ્રજભકતે અંતરહેત જાણી, કલેશ ચિત્તમાં કીધુ;
હાસ્યવિલાસ વિહાર જોઇ જોઈ, મન હરિને લીધુંરે. ગિરિધર ૧
હું છું કૃષ્ણુ તમે છો કૃષ્ણુ, વિરહે સહુ તન્મય થઇ;
વન વન ખોળે ઉંચે જોયે. અહિંઆં છે કે નથીરે. ગિરિધર ૨
અશ્વત્થને જઇને પુછું, નંદ સુવન કંઇ દીઠા;

વૃક્ષાદિ કને તેમજ પૂછ્યું, એમ ગયા છે મીઠારે. ગિરિધર ૩
હે તુળશી હરિચરણ પ્રિયા છો, અલી તેં પ્રભુજી જોયા;
હેમ જુઇ મલ્લિકા માલતી, તબ છોયા રસ મોલ્યારે. ગિરિધર ૪
હે રસાળ ઉપકારી છો, યમુના ઉપકંઠે વસીયાં;
હે ધરણી તમો તપ મોટાં છો, એમ ગયા છે રસિયારે. ગિરિધર ૫
હે મૃગપત્નિ દીઠા પ્રભુજી, પ્યારી સંગે રસ મીઠું;
કંદ પરાગે હે તરૂ સરવે, નમન તમારૂં દીઠુંરે. ગિરિધર ૬
હે વેલડીઓ પ્રભુજી જોયા, દીસો છો રસભીનાં;
હું ઉન્મત્ત પુછું સરવેને, કરીએ જો પ્રભુજીની લીલારે. ગિરિધર ૭
એક પુતના થઇ એક કૃષ્ણ એક સ્તન પીધું તે રીત;
શકટે ચરણ લગાડયું તેમજ રીંગણ ઠીક રીતેરે. ગિરિધર ૮
એક રામ કૃષ્ણ ગોપી, અઘાસુર બક માર્યો;
ગાય ચારી મુખ વેણુ વજાડી, ટેરી વદન નિહાળોરે. ગિરિધર ૯
એક બાહુકંધ પર રાખી, કૃષ્ણ લલીત ગતિ જુઓ;
એક હસ્ત અંચળ ઉંચો કરી, વરખા ભય મન ખૂઓરે. ગિરિ૦ ૧૦
એક ચરણ તે મસ્તક મુકી, કહ્યું દુષ્ટ ખળ ભીનાં;
દાવાનળનું પાન કરૂં છું, વહેલાં આંખો મીચોરે. ગિરિ૦ ૧૧
એક પુષ્પમાળથી બાંધ્યા, હસ્ત ઉખળ ભીતાં;
એમ લીલા કરી વન વન ચાલ્યાં, દીઠાં તે પદ ચીતાંરે. ગિરિ૦ ૧૨
નંદ સુવનનાં એ પદ નીચે, વજ્ર અંકુશ જવ લહીએ;
બીજા જોડે ચરણ વિલોકિત મન વિમાશી રહીએરે. ગિરિ૦ ૧૩
એ જોડે જુદાં પદ કહેતાં, જેમ હસ્તિનીને હસ્તી;
જુઓ એનું ભાગ્ય શું કહીએ, અમને મૂકીને વિલસી. ગિરિ૦ ૧૪
ચરણ રેણુની સ્તુતિ શું કરીએ, બ્રહ્મા ઇશ નિત્ય જાચે;
જે પદ જોયાં તે નવ દીઠાં, જાણું ખાંધે રાચેરે. ગિરિ૦ ૧૫
પુષ્પવંચન થયું તે ઠામે, પદ અર્ધાં દેખાયાં;
અહિંઆં પુષ્પ કેશમાં ગુંથાયાં, અહિંઆં બેસી નિશ્ચે થયાંરે. ગિરિ૦ ૧૬
આત્મારામે રમણ કીધાં, ત્યાં દીનતા જોઈ;
અમને સર્વને વન મૂકીને, તેને ભજતાં જોઇરે. ગિરિ૦ ૧૭
મુખ્ય સર્વેમાં હુ છું જાણ્યું, માન કર્યું તે રીતેરે;
મુજથી હવે ચલાય નહિ, વહાલા તમે મન ચિત્તોરે. ગિરિ૦ ૧૮
સ્કંધ ચઢો કહ્યું કૃષ્ણજી, વિપરીતે મન જાણ્યું;
ત્યાં થયા અંતર્ધાન વહાલાજી, વળી વળી વિલાપ વખાણ્યુંરે. ગિરિ૦ ૧૯
જોતાં જોતાં આવ્યાં સર્વે એ પણ દુઃખે ભરીયાં;
એનાં મુખનાં વચન સાંભળી, વિસ્મે થઇ સહુ રહ્યાંરે. ગિરિ૦ ૨૦
ચંદ્ર પ્રકાશ ગયાં ત્યાં સુધી તમ જોઇ પાછાં ફરીયાં;
ભગવદ્ ગુણ અલાપે પ્રભુનાં, ગાઇ ગાઇ ઘર વિસર્યાં. ગિરિ૦ ૨૧
યમુના પુલીને સહુ મળી આવ્યાં, કૃષ્ણ આગમન વિચારે;
દ્વારકેશ અનુચર જાણી, કૃપા કટાક્ષે વારીરે. ગિરિ૦ ૨૨

## अ. ३.

વ્રજ અતિ શોભીયું જન્મ તવ કરી
રમા શોભીયું હો મળ્યા હરિ. ૧
વિખજળથકી મૃત્યુ રાખયું, ગિરિ કરે ધરે એહ જાણીયું ૨
આનંદ ગોપિકા અખિલ જીવને, બ્રહ્મ પ્રાર્થના જાદવ કુલે થયું ૩
સંસાર ભયથકી ચર્ણ શરણ છું, લક્ષ્મી કર ગ્રહ્યો તે કર ધરો ૪
શિકાર તો થશે, મુખે દેખાડીયું, સર્વ ભકતનું ગર્વ તેં હર્યું ૫
પ્રણુત જીવનું, પાપ છેદવું, ચરણ કમળ કામ ભેદવું ૬
મધુર વાણીએ આનંદ જે થયું, એવા ભક્તને અમૃત પાવવું ૭
તવ કથામૃત કરી તમજીવને, શ્રવણ મંગલે દુઃખ તે ગયું ૮
હાસ્ય વખાણું હદે ધ્યાનથી, હૃદય છોઇને ચિત્ત ચોભીયું ૯
ગાય ચારતાં વ્રજ પધારવું, લગતી તૃણ શિલા ચિત દુઃખ હવું ૧૦
ઘોખ આવવા સમે વદન ગૌરજીયું
તે જોઇ પંચશર પ્રગટ તે થયું ૧૧
નમે પામીયું રમાએ રચ્યું, ધર્યાં ભૂપણે વજા પદ એવું ૧૨
વેણુનાદથી શોક નાશીયું, અનન્ય મન જોઇ અધર પાવવું ૧૩
ભ્રમણ વન કરો, નિમેષ જુગ થયું, વદન દેખતાં પલક દુઃખ ગયું ૧૪
સર્વ મુકીને સમીપ આવીયાં, ગાન સાંભળી કહો કયાં ગયાં ૧૫
અતિ ઉદાર છો, ઇન્દિરા ધવું, તે જોઈ વામાનું મન મોહીયું ૧૬
સર્વ ભકતના વ્યકતરૂપ છો, જન હૃદયનું કૃપણ ત્યાં જવું ૧૭
વન ભ્રમણ કરો, પાષાણ ખૂચીયું, ત્યજી હદે પદધરો કહ્યું માનવું ૧૮
જુગલ ચર્ણની રેણુ આપવું, દાસનો દાસ દ્વારકેશ જાણવું ૧૯

---

## श्रीनंददासजीकृत रासपंचाध्यायी.

### अ. २.

મધુર વસ્તુ જો ખાય નિરંતર સુખ તો ભારી,
વિચવિચ અમલ કટુ તિક્ત જો અતિ રુચિકારી. ૧
જ્યોં પટ પુટ કે દિયે નિપટ અતિ રસહી બઢે રંગ,
તેસેં રંચક વિરહ પ્રેમ કે પુંજ વઢે અંગ. ૨
જિનકે નયન નિમેષ ઓટ કોટિક યુગ જાહી,
તિનકું ગહવર કુંજ ઓટ દુખ ગનના નાહીં. ૩
ઠગીસી રહી વ્રજ બાલ લાલ ગિરિધર પિય વિનયોં,
નિધન મહા ધનપાય અહુર ફિર જાય ભઇ ત્યોં. ૪
વ્હે ગઈ વિરહ વિકલ બૂઝત દ્રુમ વેલી વન,
કો જડ કો ચૈતન્ય કછુ ન જાનત વિરહી જન. ૫
હે માલતી હેજાત યૂથ કે સુન દે હિત ચિત,
માન હરન મન હરન લાલગિરિધરન લહે ઈત. ૬
હે કેતકી ઇતતેં ચિતયે કિત હૂં પિય રૂસે,
કિધોં નંદ નંદન મંદ મુસક તિહારે મન મુંસે. ૭

હે મુક્તાફલ વેલી ધરેં મુક્તાફલ માલા,
કહૂં દેખે નયન બિશાલ મોહન નંદકેલાલા. ૮
હે મંદાર ઉદાર બીર કરબીર મહામતિ,
દેખે કહું બલબીર ધીર મન હરન ધીર ગતિ. ૯
હે ચંદન દુખકંદન સબકી જરન સિરાવહુ,
નંદ નંદન જગવંદન ચંદન હમહિ બતાવહૂ. ૧૦
બૂઝોરી ઇન લતન ફૂલ રહી ફૂલન જોઇ,
સુંદર પિય કે પરસ વિના યહ ફૂલન હોઇ. ૧૧
હે સખી હે મૃગબધૂ ઇનકો પૂછે અનુસર,
ડહડહે ઇન કે નયન અબહિ કહૂં દેખે હેં હરિ. ૧૨
હે સુગંધ બન સુભગ પવન નેકસી સ્થિર વ્હેચલિ,
સુખકે ભવન દુખ દવન રવન કહૂં ઇત ચિત ગે વલિ. ૧૩
અહો કદંબ અહો અંબ નીંબ ક્યોં રહે મૌન ગહિ,
અહો વટ તુંગ સુરંગ બીર કહૂં તેં ઇત ઉત લહિ. ૧૪
અહો અશોક હર શોક લોકમન પિયહી બતાવહુ,
અહો ફનસ શુભ સનસ મરત ત્રિય અમૃત પ્યાવહુ. ૧૫
યમુના તીરકે વિટપ પૃછ ભઇ નિપટ ઉદાસી,
ક્યોં કહિહે સખી મહા કઠિન યહ તીરથ વાસી. ૧૬
અહો કમલ શુભ વરન બરન કહૂં હરિ નીરખ,
કમલ માલ વનમાલ કમલ કર અતિહી હરખ. ૧૭
અહો અવની નવનીત ચોર ચિત ચોર હમારે,
રાખે કિતે દુરાય બતાય દેહુ પ્રાણ પિયારે. ૧૮
હે તુલસી કલ્યાણી સદા ગોવિંદ પદ પ્યારી,
ક્યોં ન કહો સખી નંદ સુવનસેં દશા હમારી. ૧૯
જહાં આવત તમ પુંજ કુંજ ગહવર તરુ છાઇ,
આપ આપકી મુખ ચાંદની ચલત સુંદરી તિંહિં ભાંઇ. ૨૦
યહ વિધ બન ધન ઢુંઢ બુઝ ઉનમતકી નાઇ,
કરન લગી મન હરન લાલ લીલા મન ભાઇ. ૨૧
મોહન લાલ રસાલકી લીલા ઇનહીં સોહે,
કેવલ તનમય ભઇ કછૂ ન જાને હમ કોહે. ૨૨
હરિકિસી ચલન બિલોકન હરિકિસી બોલન હેરનિ,
હરિકિસી ગાયન ઘેરન ટેરન પટ વહ ફેરનિ. ૨૩
હારકિસી બન તેં આવન ગાવન સબ રસ રંગી,
હરિકિસી કૌતુક રચની નચની નિત લલિતત્રિભંગી. ૨૪
કોઉ ગિરિવર અંબરકો કરધર બોલત હેં તબ,
નિડર ઇનહિં તર રહો ગ્વાલ ગોપી ગામન સબ. ૨૫
ભ્રંગી ભયે તેં ભ્રંગ હોય યહ કીટ મહાજડ,
કૃષ્ણ પ્રેમ તે કૃષ્ણ હોય કછુ નાહીં અચરજ બડ. ૨૬
જો રજ અજ કમલા શિવ ખોજત જોજત જોગી હિય,

